# આશીર્વચન

ડૉ ભાઈશ્રી રમણલાલ શાહ શ્રી યશોવિજયોપાધ્યાયવિરચિત 'જબૂ સ્વામી રાસ'નુ સપાદન આપણા સામે રજૂ કરી રહ્યા છે ભાઈ શાહે આ રાસનુ સપાદન યોગ્ય રીતે કર્યુ છે શરૂમા રાસ છપાયો છે, તે પછી તેમણે દરેક ઢાળોના ક્રમે તેમાના કઠિન શબ્દોના અર્થ આપના સાથે તેનો સાર તથા વિવેચન પણ આપ્યા છે પ્રસ્તાવનામા તેમણે શ્રી યશોવિજયોપાધ્યાયના જીવન અને કવનનો વિગતે પરિચય આપ્યો છે તથા જબૂ સ્વામી કથાનો વિકાસ દર્શાવી આ 'જબૂસ્વામી રાસ'ની સમાલોચના પણ કરી છે તેમના આ સપાદનની મહત્તા એ છે કે તેમણે ગ્રથકર્તા શ્રી યશોવિજયોપાધ્યાયે સ્વહસ્તે લખેલી પ્રતિને આધારે આ રાસનુ સંપાદન કર્યુ છે એટલે ગ્રથકર્તાની પોતાની અને તેમના યુગની ભાષાનુ સ્વરૂપ કેવુ હતું તેનો નિર્ણય કરવા માટે આવા સંપાદનો ઘણા જ સહાયક થઈ શકે છે જૈન જ્ઞાનભડારોમા આવી ઘણી કૃતિઓ છે, જે તેના રચયિતાના સ્વહસ્તે જ લખાયેલી છે એ કૃતિઓનુ સપાદન કરનારે આવી જ પ્રતિઓને આધારે તે કરવુ જોઈએ

સામાન્ય રીતે જૈન મુનિઓ દેશવિદેશમા વિચરતા હોઈ તેમની કૃતિઓમા સહજ ભાવે અનેક ભાષાનુ મિશ્રણ હોય જ છે, અને તે તે ભાષાની રુચિને કારણે જુદીજુદી ભાષામા રચાયેલી સ્વતત્ર કૃતિઓ પણ તેમની હોય છે ભાઈશ્રી શાહે તેમની પ્રસ્તાવનામા શ્રી યશોવિજયોપાધ્યાયની વ્રજભાષા આદિમા રચાયેલી કેટલીક કૃતિઓની નોધ આપી છે તે કૃતિઓ આવા જ કારણથી રચાયેલી છે શ્રી યશોવિજયોપાધ્યાય ગુજરાતમા જન્મેલા હોઈ, તેમની માતૃભાષા ગુજરાતી હોઈ તેમની ઘણી કૃતિઓ

ગુજરાતી ભાષામાં જ રચાયેલી છે ગુજરાતી ભાષાના અભ્યાસીઓ માટે આવા સંપાદનો ઘણા જ મહત્ત્વના છે તેથી ભાઈશ્રી શાહનું 'જંબૂસ્વામી રાસ'નું આ સંપાદન ઘણું જ આનંદદાયક છે

પ્રાચીન ગુજરાતી ભાષા અને તેના કોશનિર્માણમાં આવા વિવિધ સંપાદનો ઘણો જ મહત્ત્વનો ફાળો આપશે એમાં લેશ પણ સંશય નથી મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી સંચાલિત 'પ્રાચીન ગૂર્જર ગ્રંથમાળા' તેમજ ભારતીય વિદ્યાભવન આદિ તરફથી પ્રસિદ્ધ થયેલ અનેક કૃતિઓ પણ આ દૃષ્ટિએ ઘણી જ મહત્ત્વની છે આપણા પ્રાચીન જ્ઞાનભંડારોમાં અનેક ગ્રંથોના બાળાવબોધો અને સ્તબકોની નખ્યાબંધ એવી પ્રતિઓ છે જે પંદરમા અને સોળમા સૈકામાં લખાયેલી છે, જેની મૂળ રચના તો તે પહેલાની જ છે આવા બાળાવબોધોને પ્રકાશિત કરવામાં આવે તો તે આપણી પ્રાચીન ગુજરાતી, રાજસ્થાની આદિ ભાષાની દૃષ્ટિએ ઘણા જ ઉપયોગી થઈ શકશે પ્રાચીન ગુજરાતી કોશનું નિર્માણ કરનારે આવા ઢગલાબંધ બાળાવબોધો અને સ્તબકોની હાથપોથીઓનું ઝીણવટથી અધ્યયન-અવલોકન કરવું જ પડશે-કરવું જ જોઈએ

ભાઈશ્રી શાહના પ્રસ્તુત 'જંબૂસ્વામી રાસ'ના સંપાદનને હું આવકારું છું અને આશા રાખું છું કે આવા મહત્ત્વના પ્રકાશનોને હાથ ધરનાર આપણા વિદ્વાનો, આપણી સાહિત્યસંસ્થાઓ અને વિદ્યાપીઠો ઉપર જણાવેલા બાળાવબોધો આદિના પ્રકાશનને ધ્યાનમાં રાખે

**મુનિશ્રી પુણ્યવિજયજી**

# પુરોવચન

## जयन्तु जिनवरा'

**આ** પુસ્તકમા 'કેવલી ચરમો જમ્બૂ' કલિકાળસર્વજ્ઞ શ્રી હેમચદ્રાચાર્યજીની આ ઉક્તિથી અવિસ્મરણીય અંતિમ કેવળી શ્રી **જમ્બૂસ્વામીજી**નુ જીવનચરિત્ર રાસ રૂપે વણી લેવામા આવ્યું છે કર્તા વર્તમાનના અન્તિમ જ્યોતિર્ધર, ન્યાનવિશારદ, ન્યાયાચાર્ય મહોપાધ્યાય પૂ **શ્રી યશોવિજયજી** ગણિવર છે, જેઓશ્રી જૈનજગતમા સુપ્રસિદ્ધ છે અને અજૈન જગતમા પણ ખ્યાતનામ છે

અઢારમી સદીમા ત્યારે સાહિત્ય જ્યારે પૂર્ણતાની ટોચે પહોચ્યુ હતુ, રાસાઓની રચનાઓની હારમાળાથી જૈન સાહિત્ય ઊભરાઈ રહ્યુ હતુ ત્યારે ઉપાધ્યાયજીએ પણ એ ક્ષેત્રમા ઝુકાવ્યુ જ્ઞાન વિજ્ઞાનના ક્ષેત્રમા ઊભી થએલી ઊણપોને પૂરી કરવામા સતત જાગરૂક, સાહિત્યના ક્ષેત્રના કોઈ પણ પ્રકારનુ શીઘ્ર અનુકરણ કરીને વિશિષ્ટ કોટિનુ અભિનવ સર્જન કરવામા સદોત્સાહી ઉપાધ્યાયજીએ રાસાના પ્રકારને પણ અપનાવી લીધા પ્રાચીન કાળના વિવિધ પ્રકારના અન્તિમ પ્રતિભાના અનુગામી લેખાતા ઉપાધ્યાયશ્રીએ પોતાના સર્જનના સાહિત્યમા રાસાન્ત નામથી અંકિત કૃતિઓનો ઉમેરો કર્યો જૈન સાહિત્ય અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું અને રાસકવિ તરીકે તેઓ ઓળખાયા

ગુજરાતી ભાષાની પદ્યમય દીર્ઘ રચનાના આખ્યાન, ચોપાઈ, ભાસ આદિ અનેક પ્રકારો છે. તે રીતે રાસ પણ એક પ્રકાર છે. આજે આપણને ઉપાધ્યાયજીકૃત ત્રણ રાસાઓ ઉપલબ્ધ થાય છે. બે રાસાઓ સાદ્યન્ત સ્વકૃત છે અને એક રાસ અન્યકૃત રાસની પૂર્તિ રૂપે છે. સ્વકૃત રાસનાં નામ અનુક્રમે (૧) દ્રવ્યગુણપર્યાયનો રાસ (૨) જંબૂસ્વામી રાસ (૩) વર્તમાનમા અતિ પ્રચલિત ઉપા૦ શ્રી વિનયવિજયજીકૃત 'શ્રીપાલ રાસ' (કર્તા સ્વર્ગસ્થ થતા) અધૂરો રહેલો જે પોતે પૂર્ણ કર્યો. આમાં દ્રવ્ય-ગુણપર્યાયનો રાસ એ તો એક અનોખી વિશિષ્ટ રચના છે. સામાન્ય રીતે રાસાઓ આબાલગોપાલ પ્રજા માટે, કોઈ પણ પાત્ર, કોઈ પણ કથાનક કે કોઈ પણ ચરિત્રને કેન્દ્રમા રાખીને પ્રાયઃ રચાતા હોય છે. જ્યારે પ્રસ્તુત રાસ એ તો જૈનોની મૌલિક સંપત્તિ તરીકે ગણાતા દ્રવ્ય-ગુણ-પર્યાય (નય-સપ્તભંગી આદિ) આદિ વિષયને ઉદ્દેશીને જ રચાયો છે. પદ્યમય ગુજરાતી ભાષામા કઠિનમાં કઠિન વિષયને વણી લેવો એ ઘણું જ દુર્ઘટ કાર્ય છે. ખરેખર આ કાર્ય ઉપાધ્યાયજી જ બજાવી શકે.

આ કૃતિ બનવાના કારણમાં એક ઉક્તિ એવી સંભળાય છે કે જૈન મુનિઓના રાસાઓનુ સર્જન અને પ્રચાર જોઈને વિરોધીઓએ 'રાસડા એ તો ફાસડા' આમ કહીને તેનો ઉપહાસ કર્યો. ઉપાધ્યાયજીએ એ વાત જાણી એટલે એમને થયું કે જૈન મુનિઓ કે તેના સાહિત્ય સામેની આ ટકોરને પણ ભુલાવી દેવી જોઈએ અને બોલનારને નિરુત્તર કરવા જ જોઈએ. એના ફળસ્વરૂપે જ આ 'દ્રવ્યગુણપર્યાય રાસ'નું નિર્માણ થયું. વિરોધીઓને પડકાર કર્યો કે "આવો, અને આ ફાસડાને સમજાવો!" છે તો ગુજરાતી જ ભાષાની એક માત્ર કવિતા, પણ ગહન વિષયથી પૂર્ણ, શબ્દાલ્પ અને વિપુલાર્થથી પરિપૂર્ણ અતિ કઠિન કૃતિ. કરો માડીજાયો સમજાવવા આવે અને આનો ભાવાર્થ-રહસ્ય ખોલી શકે? વિરોધીઓ નિરુત્તર બની ગયા. આ તો પ્રાસંગિક વાત કહી.

પુણ્યનામધેય જમ્બૂસ્વામીજી એ શ્રમણ ભગવાન મહાવીરના શાસનમા અંતિમ કેવળજ્ઞાની (સર્વજ્ઞ) થયા આ જમ્બૂસ્વામીજીનુ એવુ કોઈ વિરલ પુણ્ય હતુ કે તેઓશ્રીની યાદ ચિરંતન કાળ સુધી શ્રીસંઘના હૈયામા જળવાઈ રહેશે એમનુ જીવન અદ્ભુત છે, અતિ રમ્ય છે, આકર્ષક અને રસિક છે, દરેક કક્ષાના માનવીને રસ પડે તેવી સામગ્રીથી અલંકૃત છે વળી આ કૃતિ કવિશ્રીના જીવનના અન્તિમ વર્ષોમા સર્જાઈ છે એટલે વયના પરિપાકથી ઉત્પન્ન થતી પારિણામિકી બુદ્ધિનો લાભ પણ આ કૃતિને સાપડયો છે

[ સસ્કૃત, પ્રાકૃત, અપભ્રશ અને ગુજરાતી એ ચાર ચાર ભાષાના ફલક ઉપર જમ્બૂસ્વામીનુ જીવનચિત્ર આલેખાયુ છે એ પરથી એમની જીવનગાથાનુ આકર્ષણ જનતામા કેટલુ ઊંડુ હતુ, તે સમજી શકાય છે

[ અહીં મુદ્રિત થઈને પ્રસિદ્ધ થતો રાસ, કાવ્યના અનેક અંગોથી ઝળકતો અને અનેક રસોથી છલકાતો છે મહાકવિ ઉપાધ્યાયજીએ આ રાસમા શૃગાર અને શાન્ત રસ વચ્ચે, ભોગ અને ત્યાગ વચ્ચે, વિલાસ અને વૈરાગ્ય વચ્ચે સગ્રામ જગાવીને છેવટે નવરસમા સર્વોપરિ સ્થાન ભોગવતા એ શાન્તરસને, ત્યાગને અને વૈરાગ્યને વિજય અપાવ્યો છે અને જૈન શ્રમણોને હાથે સર્જાતા કથા સાહિત્યનો અન્ત આ રીતે જ આવે એ સ્વાભાવિક જ છે એટલે આ રાસ શુષ્ક અને રસિક બને પ્રકારના માનવીને ગમી જાય તેવો છે ] આ રાસને અગે જે કઈ કથયિતવ્ય હતુ તે સપાદક શ્રી રમણલાલ શાહે પ્રસ્તાવના અને ટિપ્પણમા રજૂ કર્યુ છે

શેઠ નગીનભાઈ મછુભાઈ જૈન સાહિ યોદ્ધાર ફડના મુખ્ય કાર્યવાહક શ્રી ભાઈચદભાઈ નગીનભાઈ ઝવેરી શ્રીસઘની અનેકવિધ સેવા બજાવનાર અને જૈન સાહિત્ય પ્રત્યે પ્રશસનીય અભિરુચિ ધરાવનાર છે તેઓ ગુજરાતી ભાષામા લખાયેલા જૈન સાહિત્યને પ્રકાશમા લાવવાનુ જે સુન્દર કાર્ય કરી રહ્યા છે તે એક આનદનો વિષય છે આવા અનેક સદ્ગૃહસ્થો જો શ્રુતજ્ઞાનના પ્રચારમા આગળ આવે તો જૈન સાહિત્યમા સુદર વેગ આવે

અન્તમાં આ કૃતિ વાચકવૃંદમાં પ્રશાન્ત રસની અભિવૃદ્ધિ કરે અને ગુજરાતના કવિઓમાં સમાદર મેળવે એ જ શુભેચ્છા!

પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરાન્તેવાસી

**મુનિશ્રી યશોવિજયજી**

શ્રી ગોડીજી જૈન ઉપાશ્રય,
મુંબઈ
શ્રાવણ સુદ ૧, સંવત ૨૦૧૭.

# પ્રકાશકનું નિવેદન

અમારા ફંડ તરફથી ગયે વરસે 'શ્રી જૈન ગુર્જર સાહિત્યરત્નો અને તેમની કાવ્યપ્રસાદી'—ભાગ ૧લો પ્રગટ કર્યા પછી પૂજ્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત 'જંબૂસ્વામી રાસ' પ્રગટ કરતાં અમો અત્યંત આનંદ અનુભવીએ છીએ.

ઉપાધ્યાયજી મહારાજની 'જંબૂસ્વામી રાસ'ની પોતાના હાથની લખેલી પ્રતિની નકલ પૂ. આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના શિષ્ય સાહિત્યપ્રેમી મુનિશ્રી યશોવિજયજી પાસેથી અમને મળી હતી તે માટે અમે તેમના અત્યંત ઋણી છીએ. એ આખી હસ્તપ્રતની અમે ફોટોકૉપી કરાવી લીધી છે અને તેનાં પહેલા અને છેલ્લા પાનાંની ફોટો-પ્રિન્ટ આ ગ્રંથમાં મૂકવામાં આવી છે, જેથી વાચકોને શ્રી ઉપાધ્યાયજી મહારાજના હસ્તાક્ષર તથા પ્રતનો ખ્યાલ આવી શકે.

ઉપાધ્યાયજી મહારાજની મોટા ભાગની ગુજરાતી રચનાઓનું એક પુસ્તક સંવત ૨૦૦૦માં પૂજ્ય પન્યાસજી શ્રી ભદ્રંકરવિજયજી તરફથી પ્રગટ કરવામાં આવ્યું હતું. તે સર્વ કૃતિઓ ફરીથી અમારા ફંડ તરફથી પ્રગટ કરવાનો વિચાર રાખ્યો છે. તે મુજબ, ઉપાધ્યાયજી મહારાજની આ મોટામાં મોટી ગુજરાતી પદ્યકૃતિ 'જંબૂસ્વામી રાસ' પ્રસ્તાવના અને ટિપ્પણ સહિત અમે પ્રગટ કરીએ છીએ. આથી જૂની ગુજરાતી ભાષાના અભ્યાસીઓને તથા સર્વ વાચકોને તે ઉપયોગી નીવડશે એવી આશા રાખીએ છીએ. આગમપ્રભાકર, પ્રખર વિદ્વાન અને સંશોધક પૂ. મુનિ શ્રી પુણ્યવિજયજીએ આ પુસ્તક માટે આશીર્વચન લખી આપેલ છે તે માટે

તેઓશ્રીનો અમે આભાર માનીએ છીએ તદુપરાંત સાહિત્યપ્રેમી મુનિશ્રી યશોવિજયજીએ આ પુસ્તક માટે પુરોવચન લખી આપ્યુ છે તે બદલ અમે તેમનો પણ આભાર માનીએ છીએ.

શાસ્ત્રીય દષ્ટિએ આ ગ્રંથમા જે કઈ દોષ અજાણતા થઈ ગયો હોય તો તેની ક્ષમા માગીએ છીએ. સસ્તા દરે સાહિત્યપ્રકાશન કરવાના અમારા પ્રયાસને વાચકવૃંદ સહકાર આપશે એવી આશા સાથે વિરમુ છુ.

શ્રાવણ સુદ પૂર્ણિમા
સંવત ૨૦૧૭
મુંબઈ

લિ.
**ભાઈચંદ નગીનભાઈ ઝવેરી**

# સંપાદકીય

શ્રી સમયસુંદરકૃત 'નલદવદંતી રાસ'નું સંપાદન કર્યા પછી આપણા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની બીજી એક રાસકૃતિ–મહોપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત જંબૂસ્વામી રાસ–નું સંપાદન કરવાની તક મળી એ મારે માટે અત્યંત આનંદની વાત છે. એ તક આપવા માટે સૂરતના શેઠ નગીનભાઈ મંછુભાઈ જૈન સાહિત્યોદ્ધાર ફંડના ટ્રસ્ટી શ્રી ભાઈચંદભાઈ ઝવેરીનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આ કાર્ય નિમિત્તે મને એમના સાહિત્યરસિક વ્યક્તિત્વના નિકટના સંપર્કમાં આવવાની અને એમના ઉદાર અને વત્સલ સ્વભાવનો પરિચય કરવાની તક મળી એને હું મારું સદ્ભાગ્ય સમજું છું.

આ રાસની કર્તાના પોતાના હસ્તાક્ષરની અખંડિત પ્રતિ મળી છે અને તે પરથી આ રાસનું સંપાદન તૈયાર કરવામાં આવ્યું છે. કર્તાના પોતાના હસ્તાક્ષરની પ્રતિ હોવાથી પાઠાંતરોનો પ્રશ્ન રહ્યો નથી. કવિએ રાસની રચનાસાલ પણ એમાં આપી છે એટલે એના સમયનિર્ણયનો પ્રશ્ન પણ રહ્યો નથી. પ્રેમાનંદના સમકાલીન આ કવિની પોતાના હાથની લખેલી પ્રતિ મળતી હોવાથી એમાં એ સમયની ભાષાનું વાસ્તવિક અને પ્રમાણભૂત સ્વરૂપ જોઈ શકાશે.

રાસનાં પ્રસ્તાવના અને ટિપ્પણમાં પૂજ્ય મુનિ શ્રી પુણ્યવિજયજીએ પોતાનો ઘણો સમય આપી મને જે માર્ગદર્શન આપ્યું છે તે માટે હું તેમનો અત્યંત ઋણી છું. તદુપરાંત પૂજ્ય શ્રી વિજયધર્મસૂરિજીના શિષ્ય પૂ. મુનિશ્રી યશોવિજયજીએ કેટલાક ઉપયોગી સૂચનો કરી આ સંપાદનના પ્રકાશન પરત્વે જે આનંદ અને ઉત્સુકતા દર્શાવ્યાં છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

આ રાસના મુદ્રણકાર્યમાં કુમાર પ્રિન્ટરીના સંચાલક પૂ. શ્રી બચુભાઈ રાવતે મને જે સહકાર આપ્યો છે તે માટે તેમનો પણ આભારી છું.

સેંટ ઝેવિયર્સ કૉલેજ, મુંબઈ — **રમણલાલ ચી. શાહ**

# અનુક્રમ

## 'જંબૂસ્વામી રાસ'માં આવતી કથાઓનો અને અન્ય પ્રસંગોનો અનુક્રમ

श्री सागरानन्दगुरूपदेशाद् यो जैन साहित्य विकासनाय ।
तदीयकोशेऽर्पितवान् धनस्व, सोऽय सुधी श्रेष्ठि नगीनचन्द्र ॥१॥



શેઠ નગીનભાઈ મછુભાઇ ઝવેરી-સુરત
જન્મ વિક્રમ ૧૯૧૪ સ્વર્ગવાસ વિક્રમ ૧૯૭૭

# પ્રસ્તાવના

## મહોપાધ્યાય શ્રી યશોવિજયજી

'લઘુ હરિભદ્ર સૂરિ', 'દ્વિતીય હેમચન્દ્રાચાર્ય', 'સ્મારિત શ્રુતકેવલી', 'કુર્ચાલી શારદ', 'મહાન તાર્કિક', 'ન્યાયવિશારદ', 'ન્યાયાચાર્ય', 'વાચકવર્ય', 'ઉપાધ્યાયજી' ઇત્યાદિ તરીકે જૈન સંપ્રદાયમા જેઓ સુપ્રસિદ્ધ છે એ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં ગુજરાતમાં થઈ ગયેલી એક મહાન ભારતીય વિભૂતિ છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય પછી અત્યાર સુધીના સમયમાં તેમના જેવી મહાન વિભૂતિ જૈન શાસનમાં થઈ હોય તો માત્ર મહોપાધ્યાય શ્રી યશોવિજયજી છે એમ કહેવાય છે.

મહોપાધ્યાય શ્રી યશોવિજયજીના જીવન અને લેખનકાર્ય વિશે છેલ્લાં થોડાં વર્ષોમા વધુ માહિતી મળી છે. લગભગ ૪૦ વર્ષ પહેલા પાટણમાં પૂ. મુનિશ્રી પુણ્યવિજનજીને મહોપાધ્યાય શ્રી યશોવિજયજીના જીવન વિશે એમના સમકાલીન શ્રી કાંતિવિજયજીએ રચેલી કૃતિ 'સુજસવેલી ભાસ' વિશે ભાળ લાગી ત્યાર પછી શ્રી યશોવિજયજીના જીવન ઉપર થોડો વધુ પ્રકાશ પડયો છે. તદુપરાત એ ભાસે ઉપાધ્યાયજી મહારાજના જન્મ અને સ્વર્ગવાસનાં વર્ષો વિશે ચાલુ માન્યતામાં કેટલીક વિષમતા જગાડી એ વિશે આપણને ગભીરપણે વિચારતા કર્યા છે.

### જન્મસ્થળ

'સુજસવેલી ભાસ'માં જણાવ્યા પ્રમાણે ગુર્જર દેશમાં કનોડું નામે ગામ છે. ત્યાં નારાયણ નામે વેપારી વસતો હતો. તેની પત્નીનુ નામ સોભાગદે. તેઓને જસવંત નામે ગુણવાન પુત્ર હતો. કુણગેરમાં

ચોમાસુ કરીને સં. ૧૬૮૮માં પંડિતવર્ય શ્રી નયવિજયજી કનોડું ગામમાં પધાર્યા. માતા સોભાગદેએ પુત્ર સાથે ઉલ્લાસથી તે સાધુ પુરુષનાં ચરણોમા વંદન કર્યું, અને સદ્‌ગુરુના ધર્મોપદેશથી જસવંતકુમારને વૈરાગ્યનો પ્રકાશ થયો. અણહિલપુર પાટણમાં જઈને તે જ ગુરુ પાસે જસવંતકુમારે દીક્ષા લીધી અને તેમનું નામ શ્રી જસવિજય (યશોવિજય) રાખવામાં આવ્યું.

વળી, સોભાગદેના બીજા પુત્ર, જસવંતના નાના ભાઈ પદ્મસિંહે પણ દીક્ષા લીધી અને તેમનું નામ શ્રી પદ્મવિજય રાખવામાં આવ્યું. આ બને મુનિઓને સં. ૧૬૮૮માં તપાગચ્છના આચાર્ય શ્રી દેવવિજયસૂરિના હસ્તે વડી દીક્ષા આપવામાં આવી.

અહીં ભાસકારે શ્રી યશોવિજયજીના જન્મસ્થળનો સ્પષ્ટ નિર્દેશ કર્યો નથી. પરંતુ શ્રી નયવિજયજી ગુરુનાં સૌ પ્રથમ દર્શન શ્રી યશોવિજયજીને કનોડુંમાં થયાં હતાં, અને તે સમયે તેમનાં માતાપિતા કનોડુમાં રહેતાં હતાં એ હકીકત સુનિશ્ચિત છે. સંભવ છે કે શ્રી યશોવિજયજીનો જન્મ કનોડુંમાં થયો હોય અને તેમનું બાળપણ પણ કનોડુમાં જ વીત્યું હોય. જ્યાં સુધી એમના જન્મસ્થળ વિશે અન્ય કાંઈ પ્રમાણો ન મળે ત્યાં સુધી એમની જન્મભૂમિ કનોડું હતી એમ માનવામાં ખાસ કંઈ બાધ નથી.*

## જન્મસમય

મહોપાધ્યાય શ્રી યશોવિજયજીના જન્મવર્ષની વિચારણા× માટે પરસ્પર ભિન્ન એવાં બે અત્યંત મહત્ત્વનાં પ્રમાણો મળે છે અને એથી એમના જન્મસમય વિશે હજુ છેવટનો સર્વમાન્ય નિશ્ચિત નિર્ણય થઈ

*કનોડું ઉત્તર ગુજરાતમાં મહેસાણાથી પાટણને રસ્તે ધીણોજ ગામથી ચારેક માઈલને અંતરે આવેલું છે.

×એ વિશે જુઓ 'શ્રી યશોવિજયજી સ્મૃતિગ્રંથ'માં મુનિશ્રી પુણ્યવિજયજીનો આમુખ તથા વિદ્યમાન મુનિ શ્રી યશોવિજયજીકૃત લેખ, 'ઐતિહાસિક ચિત્રપટનો પરિચય અને મહોપાધ્યાય શ્રી યશોવિજયજીની સાલમીમાંસા' (જૈનયુગ, જાન્યુઆરી, ૧૯૫૯).

શકયો નથી. આ બે પ્રમાણો તે (૧) વિ. સં. ૧૬૬૩માં વસ્ત્ર પર આલેખાયેલો મેરુ પર્વતનો ચિત્રપટ, અને (૨) ઉપા૦ શ્રી યશોવિજયજીના સમકાલીન મુનિ શ્રી કાંતિવિજયજીકૃત 'સુજસવેલી ભાસ'. આ બંનેમાં અલબત્ત, એમના જન્મ-સમય વિશે કશો ચોક્કસ નિર્દેશ નથી. પરંતુ તેમાં આપેલી માહિતી પરથી જન્મ સમય વિશે કેટલુંક અનુમાન કરી શકાય છે.

વિ. સં. ૧૬૬૩માં શ્રી યશોવિજયજીના ગુરુ શ્રી નયવિજયજીએ પોતે વસ્ત્રપટ પર મેરુ પર્વતનું આલેખન કર્યું હતું. આ ચિત્રપટ આજ દિન સુધી સચવાઈ રહ્યો છે. એની પુષ્પિકામાં આપેલી માહિતી પ્રમાણે શ્રી નયવિજયજીએ આચાર્ય શ્રી વિજયસેનસૂરિના સમયમાં કણસાગર નામના ગામડામાં રહીને સં. ૧૬૬૩માં પોતાના શિષ્ય શ્રી જસવિજયજી માટે આ પટ આલેખવાનો પ્રયાસ કર્યો છે. પુષ્પિકા પ્રમાણે શ્રી નયવિજયજી તે સમયે ગણિ અને પંન્યાસનું પદ ધરાવતા હતા. તેઓ શ્રી કલ્યાણવિજયજીના શિષ્ય હતા અને જેમને માટે આ પટ બનાવવામાં આવ્યો તે શ્રી જસવિજયજી પણ 'ગણિ'નું પદ ધરાવતા હતાં.

હવે આ ચિત્રપટની માહિતી પ્રમાણે વિચાર કરીએ તો સં. ૧૬૬૩માં શ્રી યશોવિજયજી ગણિ હતા. સામાન્ય રીતે દીક્ષા પછી ઓછામાં ઓછાં દસ વર્ષ પછી ગણિપદ આપવામાં આવે છે. (કોઈ અપવાદરૂપ પ્રસંગોમાં એથી ઓછા વર્ષે પણ ગણિપદ અપાય છે.) તે મુજબ, સં. ૧૬૬૩ માં જ જો શ્રી યશોવિજયજીને ગણિપદ અપાયું હોય તો સં. ૧૬૫૩ની આસપાસ એમને દીક્ષા અપાઈ હોય એમ માની શકાય. અને જો તેઓ બાલદીક્ષિત હોય અને દીક્ષાસમયે તેમની ઉંમર આઠેક વર્ષની ધારીએ તો સં. ૧૬૪૫ની આસપાસ તેમનો જન્મ થયો હોવો જોઈએ એમ માની શકાય. તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૪૩-૪૪ માં થયો હતો. એટલે સં. ૧૬૪૫થી ૧૭૪૪ સુધીનુ, લગભગ સો વર્ષનું આયુષ્ય તેમનું હશે એમ આ પટના આધારે માની શકાય.

બીજી બાજુ 'સુજસવેલી ભાસ' માં લખ્યું છે:

સંવત સોલ અડચાસિયેજી, રહી કુણગિરિ ચોમાસિ;<br>
શ્રી નયવિજય પંડિતવરૂજી, આવ્યા કન્હોડે ઉલ્લાસિ.

વળી આગળ લખ્યું છે :

વિજયદેવ ગુરુ હાથનીજી, વડી દીક્ષા દુઇ ખાસ;
મંવત સોલ અઠ્યાસિયેંજી, કરતાં યોગ અભ્યાસ.

આમ 'સુજસવેલી ભાસ' પ્રમાણે સં. ૧૬૮૮માં શ્રી નયવિજયજી કનોડું પધારે છે અને એ જ સાલમા પાટણમા શ્રી યશોવિજયજીને વડી દીક્ષા અપાય છે એટલે કે લઘુ દીક્ષા અને વડી દીક્ષા એક જ વર્ષમાં સં. ૧૬૮૮ માં અપાઈ છે. વળી દીક્ષા-સમયે એમની ઉંમર નાની હતી એમ 'લઘુતા પણ બુદ્ધે આગળો જી, નામે કુંવર જસવંત' એ પંક્તિ પરથી જણાય છે. એટલે દીક્ષા સમયે એમની ઉંમર આઠ-નવ વર્ષની હોવી જોઇએ; જો તે પ્રમાણે હોય તો તેમનો જન્મ સં. ૧૬૭૯-૮૦-માં થયો હોવો જોઇએ, અને તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૪૩-૪૪માં થયો હતો તે પ્રમાણે ગણતરી કરીએ તો ૬૪-૬૫ વર્ષનું તેમનું આયુષ્ય હોવું જોઈએ એમ નક્કી થાય.

આમ, ચિત્રપટ પ્રમાણે સં. ૧૬૪૫-૪૬ની આસપાસ તેમનો જન્મ થયો હોશે જોઇએ અને 'સુજસવેલી ભાસ' પ્રમાણે સં. ૧૬૭૯-૮૦માં થયો હોવો જોઇએ. આ બને પ્રમાણોમાંથી કયા પ્રમાણને આપણે વધારે આધારભૂત માનું? ચિત્રપટની બાબતમા એ મૂળ વસ્તુ આપણને મળે છે અને 'સુજસવેલી ભાસ'ની બાબતમાં કર્તાના હસ્તાક્ષરની નહિ, પણ પાછળથી થયેલી એની નકલની હસ્તપ્રત મળે છે. સંભવ છે કે પાછળથી થયેલી એની નકલમાં એક યા બીજા કારણે દીક્ષાની સાલ લખવામાં કંઈ ભૂલ થઈ હોય. વળી, 'સુજસવેલી ભાસ'કાર શ્રી યશોવિજયજીના સમકાલીન હતા, જ્યારે શ્રી નયવિજય ગણિ તો શ્રી યશોવિજયજીના ગુરુ હતા. એટલે આ દષ્ટિએ જોતા પણ ચિત્રપટ વધારે વિશ્વસનીય ગણાય, છતા આ બાબતમાં અત્યારે નિર્ણય બાંધવાની ઉતાવળ કરવા કરતાં વધુ પ્રમાણો મળવાની રાહ જોવી સારી એમ કહી શકાય.

## બાળપણ વિશે દંતકથા

ઉપાધ્યાયજી મહારાજના બાળપણ વિશે આપણને ખાસ કંઈ માહિતી મળતી નથી એમના બાળપણના દિવસો વિશે એક એવી દંતકથા પ્રચલિત છે કે એમની માતા સૌભાગ્યદેવીને એવો નિયમ હતો કે જ્યા સુધી તે 'ભક્તામર સ્તોત્ર' ન સાભળે ત્યા સુધી અન્નપાણી લેતા નહિ તે સાભળવા માટે તે રોજ ગુરુ મહારાજ પાસે જતા એક વખત શ્રાવણ મહિનામા સતત મૂશળધાર વર્ષા થઈ અને તેથી સૌભાગ્ય દેવી ગુરુમહારાજ પાસે જઈ 'ભક્તામર સ્તોત્ર' સાભળી શક્યા નહિ એવી રીતે ત્રણ દિવસ સુધી એમને ઉપવાસ થયા ચોથે દિવસે પણ વર સાદ બધ ન રહેવાને લીધે સૌભાગ્યદેવીએ જ્યારે ઉપવાસ કર્યો ત્યારે બાળક જસવતે એનુ કારણ પૂછ્યુ અને માતાએ તેનુ કારણ કહ્યુ એ વખતે બાળક જસવતે માતાને 'ભક્તામર સ્તોત્ર' સભળાવ્યું અને અઠ્ઠમનુ પારણુ કરાવ્યુ રોજ પોતે માતા સાથે ગુરુમહારાજ પાસે જતો અને ભક્તામર સ્તોત્ર સાભળતો તે એણે કંઠસ્થ કરી લીધુ હતુ બાળકની આવી અદ્ભુત સ્મરણશક્તિ જોઈ માતાને સાનદાશ્ચર્ય થયુ અને એ વાત ગુરુમહારાજે જ્યારે જાણી ત્યારે તેમને પણ તે પ્રમાણે સાનદાશ્ચર્ય થયુ

## વિદ્યાભ્યાસ માટે કાશીમા

દીક્ષા પછી ગુરુ શ્રી નયવિજય ગણિ સાથે વિહાર કરતા કરતા શ્રી યશોવિજયજી અમદાવાદ નગરમા પધાર્યા હતા તે સમય દરમિયાન તેમણે અમદાવાદમા ગુરુમહારાજની હાજરીમા આઠ અવધાનનો પ્રયોગ કરી બતાવ્યો એમના આ પ્રયોગથી ઉપસ્થિત જનસમુદાય આશ્ચર્યમુગ્ધ બની ગયો એમની આવી બુદ્ધિ અને સ્મરણશક્તિની પ્રશસા થવા લાગી એમાના એક શ્રેષ્ઠી ધનજી સૂરાને શ્રી યશોવિજયજીની આવી અદ્ભુત સ્મરણશક્તિ પ્રત્યે આદર થયો અને તેમણે ગુરુમહારાજ શ્રી નયવિજયજીને વિનતી કરી કે "આ શ્રી યશોવિજયજી વિદ્યાજ્ઞાન મેળવવા માટે યોગ્ય પાત્ર છે એમને જો ભણાવવામા આવે તો તે બીજા હેમચન્દ્રાચાર્ય થાય

જો કાશી જઈ બીજાં છ દર્શનોનો અભ્યાસ કરે તો તે વડે જૈન દર્શનને તેઓ વધારે ઉજ્જ્વળ બનાવે." ગુરુમહારાજે કહ્યું, "કાશી જઈ અભ્યાસ કરવામાં લક્ષ્મીની જરૂર પડે એમ છે, કારણ કે કાશીના પંડિતો પૈસા વગર શીખવતા નથી." ધનજી સૂરાએ ઉત્સાહપૂર્વક કહ્યું, "બે હજાર દીનારનું ખર્ચ હું આપીશ અને પંડિતનો પણ યથાયોગ્ય વારંવાર સત્કાર કરીશ."

આમ ખર્ચની બાબતમાં શેઠ ધનજી સૂરા તરફથી સંમતિ મળતાં ગુરુએ કાશી તરફ વિહાર કર્યો. ધનજી સૂરાએ ખર્ચ માટે હૂંડી લખી આપી જે કાશી મોકલવામાં આવી. કાશીમાં ષડ્ દર્શનોના રહસ્યના જ્ઞાતા એવા એક ભટ્ટાચાર્ય હતા. એમની પાસે કહેવાય છે કે સાતસો શિષ્યો દર્શનોનો અભ્યાસ કરતા હતા. તેમની પાસે ન્યાય, મીમાંસા, સાંખ્ય, વૈશેષિક ઇત્યાદિનો ત્રણ વર્ષ સુધી સતત પરિશ્રમપૂર્વક શ્રી યશોવિજયજીએ અભ્યાસ કર્યો. તેમના તરફથી ભટ્ટાચાર્યને વિદ્યાભ્યાસ કરાવવા માટે રોજ એક રૂપિયો આપવામાં આવતો. તેમણે 'ચિંતામણિ' જેવા ન્યાયગ્રંથોનો અભ્યાસ કરી વાદીઓના સમૂહથી ન જીતી શકાય એવા પંડિતોમાં શિરોમણિનું સ્થાન મેળવ્યું. તે વખતે કાશીમાં આવેલા એક સંન્યાસીએ શ્રી યશોવિજયજી સાથે વાદ-શાસ્ત્રાર્થ શરૂ કર્યો. પરંતુ શ્રી યશોવિજયજીનું અદ્ભુત જ્ઞાન જોઈને તે સંન્યાસી પોતાનું અભિમાન છોડી ચાલ્યો ગયો. શ્રી યશોવિજયજીએ મેળવેલી આ જીતનો પ્રસંગ ત્યાં વાજતેગાજતે ઊજવવામાં આવ્યો હતો, અને ભારે સત્કાર સાથે તેમને પોતાના સ્થાને લઈ જવામાં આવ્યા હતા. આ પ્રસંગથી શ્રી યશોવિજયજીની 'ન્યાયવિશારદ' તરીકે ગણના થવા લાગી. એમણે કાશીમાં ત્રણ વર્ષ રહી અભ્યાસ કર્યો, ત્યારથી તેઓ 'તાર્કિક શિરોમણિ'ના નામથી પણ ઓળખાવા લાગ્યા હતા.

કાશીમાં અભ્યાસ પૂરો કરી તેઓ પોતાના ગુરુમહારાજ સાથે આગ્રામાં આવ્યા. તેમની વિદ્વત્તાથી આકર્ષાઈ આગ્રાના જૈન સંઘે તેમની આગળ સાતસો રૂપિયા સદુપયોગ માટે ભેટ ધર્યા. તેમણે તેનો ઉપયોગ ગ્રંથો

લેવા-લખાવવામાં કરાવ્યો અને પછી તે ગ્રંથો વિદ્યાભ્યાસીઓને આપવામાં આવ્યા.

ત્યાર પછી આગ્રાથી વિહાર કરી, સ્થળે સ્થળે વાદ કરી વાદીઓને પરાજિત કરી, તેઓ ગુજરાતના રાજનગર અમદાવાદમાં પધાર્યા.

## મહોબતખાન સમક્ષ અઢાર અવધાનનો પ્રયોગ

એ સમયે અમદાવાદમાં મહોબતખાન નામનો મુસલમાન સૂબો રહેતો હતો. તે સદ્ગુણીની કદર કરનાર ઉદાર દિલનો હતો. એની રાજસભામાં એક વખત શ્રી યશોવિજયજીનાં અગાધ જ્ઞાન, ઊંચી બુદ્ધિ-પ્રતિભા તથા અદ્ભુત સ્મરણશક્તિની પ્રશંસા થઈ. તે સાંભળીને મહોબતખાનને આવા મુનિ મહારાજને મળવાની તીવ્ર ઉત્કંઠા થઈ. તેણે શ્રાવકો મારફત શ્રી યશોવિજયજીને પોતાની સભામાં પધારવાની વિનતી કરી. ગુરુ મહારાજની આજ્ઞા મળતાં શ્રી યશોવિજયજીએ તે વિનતીનો સ્વીકાર કર્યો. એથી મહોબતખાનને ઘણો આનંદ થયો. તેણે રાજસભામા જૈન મુનિમહારાજ માટે બેસવાની યોગ્ય સગવડ કરી. નિશ્ચિત કરેલા દિવસે અને સમયે શ્રી યશોવિજયજી મહારાજ અગ્રગણ્ય શ્રાવકો સાથે મહોબતખાનની સભામાં ગયા અને ત્યાં સભાજનો સમક્ષ ૧૮ અવધાનનો પ્રયોગ કરી બતાવ્યો. તેમની આવી શક્તિ અને વિદ્વત્તાથી મહોબતખાન પ્રભાવિત અને આનંદિત થયો. તેણે ઉત્સાહપૂર્વક અને ઉત્સવપૂર્વક શ્રી યશોવિજયજી મહારાજનુ ઘણું મોટું સન્માન કર્યું. જૈન ધર્મમા પણ આવા મહાન વિદ્વાન મુનિઓ છે એની તેને ખાતરી થઈ.

આ પ્રસંગ પછી અમદાવાદના શ્રી સંઘે તે સમયના ગચ્છનાયક આચાર્ય શ્રી વિજયદેવસૂરિ આગળ એવી વિનતી કરી કે, "મુનિ શ્રી જસ-વિજયજીએ જૈન ધર્મની જે સેવા બજાવી છે અને બહુશ્રુતતા પ્રાપ્ત કરી છે તે માટે તેમને ઉપાધ્યાયની પદવી આપવામા આવે." શ્રી સંઘની વિનંતીને માન આપી, અને શ્રી યશોવિજયજીની તે માટેની યોગ્યતા જાણી આચાર્ય મહારાજે તેમને ઉપાધ્યાયની પદવી આપવાનુ નક્કી કર્યું તે પછી શ્રી

યશોવિજયજીએ 'વીસ સ્થાનક'ના તપની આરાધના કરી. તપને અંતે શ્રી વિજયદેવસૂરિની આજ્ઞાથી તેમના શિષ્ય શ્રી વિજયપ્રભસૂરિએ શ્રી સંઘના મોટા ઉત્સવ સાથે વિ. સં. ૧૭૧૮માં અમદાવાદમાં ઉપાધ્યાયની પદવી આપી. ત્યારથી શ્રી યશોવિજયજી મહારાજ 'ઉપાધ્યાય શ્રી યશોવિજયજી' બન્યા.

## વિદ્યાગુરુ વિશે દંતકથા

શ્રી યશોવિજયજીના વિદ્યાગુરુ વિશે આ પ્રમાણે એક દંતકથા છે: એક વખત શ્રી યશોવિજયજી મહારાજ ખંભાતમાં પધાર્યા હતા. એક દિવસ તેઓ વ્યાખ્યાન આપી રહ્યા હતા તે વખતે ત્યાં ઉપાશ્રયમાં કોઈ એક વયોવૃદ્ધ માણસ આવ્યો અને વ્યાખ્યાન સાંભળવા બેસી ગયો. મહારાજની તરત તેના પર નજર પડી અને તેમને ઘણું આશ્ચર્ય થયું. તેમણે તે વ્યક્તિને વંદન કર્યું. એથી સૌ તે વૃદ્ધ વ્યક્તિ તરફ જોવા લાગ્યા, અને તે વ્યક્તિ કોણ હશે એ વિશે તર્ક કરવા લાગ્યા. તે સમયે ઉપાધ્યાયજીએ કહ્યું કે 'આ એ વ્યક્તિ છે કે જેની પાસે કાશીમાં મેં નવ્યન્યાયનું અધ્યયન કર્યું છે. મારા એ વિદ્યાગુરુ પ્રત્યે હું અત્યંત ઋણી છું. તમારે એમનો યોગ્ય સત્કાર કરવો જોઇએ.' એ સાંભળી ખંભાતના શ્રી સંઘે તરત રૂપિયા સત્તર હજારની રકમ એકઠી કરી અને તે બ્રાહ્મણ પંડિતને ગુરુદક્ષિણામાં આપી. પોતાના શિષ્યનો આવો પ્રભાવ જોઈ હર્ષ પામી વિદ્યાગુરુએ વિદાય લીધી.

## ગુરુ અને શિષ્યોની પરંપરા

શ્રી યશોવિજયજીએ 'પ્રતિમાશતક' નામની પોતાની કૃતિ ઉપર પોતે જ રચેલી વૃત્તિમાં પોતાની ગુરુપરંપરાનો પરિચય આપ્યો છે. તેમાં તેમણે અકબર પ્રતિબોધક શ્રી હીરવિજયસૂરિથી શરૂઆત કરી છે. તેમાં તેમણે શ્રી હીરવિજયસૂરિના શિષ્ય શ્રી કલ્યાણવિજય, તેમના શિષ્ય શ્રી લાભવિજય અને તેમના બે શિષ્યો તે શ્રી જીતવિજય અને શ્રી નયવિજયનો ઉલ્લેખ કર્યો છે. શ્રી નયવિજય ગણિ શ્રી યશોવિજયના દીક્ષાગુરુ હતા. શ્રી યશોવિજયના ભાઈએ પણ શ્રી નયવિજય પાસે જ દીક્ષા લીધી હતી. આ રીતે શ્રી યશોવિજયજીની ગુરુપરંપરા આ પ્રમાણે દર્શાવી શકાય:

- શ્રી હીરવિજયસૂરિ
  - ઉપાં. કલ્યાણવિજય
    - પં. લાભવિજય ગણિ
      - શ્રી જીતવિજય
      - શ્રી નયવિજય ગણિ
        - શ્રી પદ્મવિજય
        - ઉપા. યશોવિજય
  - શ્રી વિજયસેનસૂરિ
    - શ્રી વિજયદેવસૂરિ
      - શ્રી વિજયસિંહસૂરિ
      - શ્રી વિજયપ્રભસૂરિ
        - પં. શ્રી સત્યવિજયજી
  - શ્રી કીર્તિવિજય ઉપાધ્યાય
    - શ્રી વિનયવિજય ઉપાધ્યાય

ભિન્નભિન્ન કૃતિઓમાં મળતા ઉલ્લેખો અને અન્ય પ્રમાણો પરથી અત્યાર સુધીમાં મળેલી માહિતી પ્રમાણે શ્રી યશોવિજયજીની શિષ્યપરંપરા નીચે મુજબ દર્શાવવામાં આવે છે:



# શ્રી આનંદઘનજી અને શ્રી યશોવિજયજી

શ્રી યશોવિજયજી મહારાજ અને શ્રી આનંદઘનજી મહારાજ સમકાલીન હતા અને શ્રી યશોવિજયજી શ્રી આનદઘનજીના દર્શન માટે અત્યંત ઉત્સુક હતા તથા તે બંનેનું મિલન થતા શ્રી યશોવિજયજીને ઘણો આનદ થયો હતો એ ઘટના ઐતિહાસિક અને નિર્વિવાદ છે. શ્રી યશોવિજયજીએ આનદઘનજીની સ્તુતિરૂપ રચેલી 'અષ્ટપદી' તેના પુરાવારૂપ છે. એ અષ્ટપદીમાની 'જસવિજય કહે આનદઘન હમ તુમ મિલે હજૂર', 'જસ કહે સોહી આનદઘન પાવત, અંતરજ્યોત જગાવે', 'આનંદકી ગત આનદઘન જાણે', 'એસી દશા જબ પ્રગટે ચિત્ત અંતર, સોહી આનદઘન પિછાને', 'એહી આજ આનંદ ભયો મેરે, તેરો મુખ નીરખ નીરખ રોમરોમ શીતલ ભયો અંગોઅંગ' ઇત્યાદિ પંક્તિઓ શ્રી યશોવિજયજીને શ્રી આનદઘનજી પ્રત્યે કેટલો બધો ઉચ્ચાદર હતો તે દર્શાવે છે. આનદઘનજીના દર્શનનો પોતાના જીવન ઉપર કેટલો બધો પ્રભાવ પડ્યો છે તે નમ્રતાપૂર્વક દર્શાવતાં તેઓ લખે છે:

'આનદઘનકે સંગ સુજસહી મિલે જબ,
તબ આનદસમ ભયો સુજસ,
પારસ સંગ લોહા જો ફરસત,
કંચન હોતહી તાકે કસ. આનંદ૦'

મહોપાધ્યાયજીને આનંદઘનજી ક્યાં મળ્યા હશે, ક્યારે અને કેવી રીતે મળ્યા હશે તે વિશે નિશ્ચિતપણે આપણને કશું જાણવા મળતું નથી. દંતકથા એમ કહે છે કે શ્રી યશોવિજયજી આબુ તરફ વિહાર કરતા હતા. તે સમયે તેઓ સાધુઓમાં બહુશ્રુત ગણાતા હતા. બીજી બાજુ આનંદઘનજી પણ અધ્યાત્મજ્ઞાનમાં ઘણા ઊંડા ઊતર્યા હતા. તેઓ આબુની આસપાસના પ્રદેશમાં વિચરે છે એમ જાણી શ્રી યશોવિજયજી તેમને મળવા માટે ઉત્સુક હતા. બીજી બાજુ શ્રી યશોવિજયજી આસપાસના પ્રદેશમાં આવ્યા છે એમ જાણી શ્રી આનંદઘનજી પણ તેમને મળવા

ઉત્સુક હતા. એક દિવસ શ્રી યશોવિજયજી ઉપાશ્રયમાં વ્યાખ્યાન આપતા હતા ત્યારે તે સાંભળવા માટે આસપાસના પ્રદેશમાંથી આવીને બેઠેલા બીજા યતિઓ સાથે આનંદઘનજી પણ આવીને બેસી ગયા હતા. શ્રી યશોવિજયજીનું અધ્યાત્મ વિશેનું વ્યાખ્યાન સાંભળીને સૌ પ્રસન્ન બન્યા હતા ત્યારે એક જીર્ણવેષધારી સાધુના ચહેરા પર એટલો હર્ષ જણાતો નહોતો. શ્રી યશોવિજયજીએ એમને પૂછ્યું, "અરે વૃદ્ધ સાધુ! તમને વ્યાખ્યાનમાં બરાબર સમજાયું પડી કે નહિ?" તેમની સાથે વાતચીત કરતાં શ્રી યશોવિજયજીને જાણવા મળ્યું કે તેઓ તો આનંદઘનજી છે. પછી ઉપાધ્યાયજીએ પોતે જે શ્લોક પર વિવેચન કરતું વ્યાખ્યાન આપ્યું હતું તે શ્લોક પર વ્યાખ્યાન આપવા માટે આનંદઘનજીને આગ્રહ કર્યો. આનંદઘનજીએ એ એક શ્લોક પર ત્રણ કલાક વ્યાખ્યાન આપ્યું. એ સાંભળી સૌ શ્રોતાજનો ડોલવા લાગ્યા, અને શ્રી યશોવિજયજીએ પણ એકચિત્તથી એ વ્યાખ્યાન સાંભળી અત્યંત હર્ષ અનુભવ્યો, અને આ પ્રસંગથી શ્રી આનંદઘનજી પ્રત્યે તેમને ઘણો પૂજ્યભાવ થયો.

આ પછી, દંતકથા પ્રમાણે, બીજી એક વાર શ્રી યશોવિજયજીને શ્રી આનંદઘનજીને મળવાની ઇચ્છા થઈ. બાવાઓને પૂછતા પૂછતા આબુ પરની એક ગુફા પાસે તેઓ આવી પહોંચ્યા. તે સમયે આનંદઘનજી ધ્યાનમાંથી ઊઠીને બહાર નીકળ્યા હતા અને સ્વરચિત આધ્યાત્મિક રચના ગાતા હતા. શ્રી યશોવિજયજીને જોતાં જ તેઓ સામા જઈ તેમને ભેટ્યા હતા. કહેવાય છે કે આ પ્રસંગ પછી શ્રી યશોવિજયજીએ શ્રી આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી બનાવી હતી.

### સ્વર્ગવાસ

શ્રી યશોવિજયજીનો સ્વર્ગવાસ ડભોઈમાં થયો હતો તે નિર્વિવાદ હકીકત છે. પરંતુ તેમના જન્મવર્ષની જેમ તેમના સ્વર્ગવાસનો સમય પણ આપણને સુનિશ્ચિતપણે જાણવા મળતો નથી. તેમ છતા તેમના જન્મવર્ષ વિશેની જુદીજુદી શક્યતાઓ વચ્ચેનો ગાળો જેટલો મોટો

છે તેટલો ગાળો તેમના સ્વર્ગવાસના વર્ષની બાબતમાં નથી. સ્વર્ગવાસની બાબતમાં મતભેદ માત્ર એક-બે વર્ષ જેટલો જ અત્યારે તો છે. તેમાં પણ માસ અને તિથિ નહિ, પણ વર્ષ વિશે ચોક્કસ અનુમાન પર આવવું બહુ અઘરું નથી.

અત્યાર સુધી સં. ૧૭૪૫ (શકે ૧૬૧૧)ના માગશર સુદ ૧૧ એમની કાળધર્મની તિથિ મનાતી અને કેટલાંક જૈન પચાંગોમાં એ પ્રમાણે આપવામા આવતી. ડભોઈના ગુરુમંદિરની પાદુકાના લેખને આધારે તેમ બનવા પામ્યું હોવાનો સંભવ છે. પરંતુ એમાં આપેલાં સાલ-તિથિ ઉપાધ્યાયજીના કાળધર્મનાં નથી, પરંતુ પાદુકાની અમદાવાદમાં પ્રતિષ્ઠા કરાવ્યાનાં છે.

'સુજસવેલી ભાસ'ની નીચેની કડી હવે તે વિશે વધારે પ્રકાશ પાડે છે:

સત્તર ત્રયાલિ ચોમાસું રહ્યા, પાઠક નગર ડભોઈ રે;
તિહાં સુરપદવી અણુસરી, અણસણિ કરિ પાતક ધોઈ રે.

આમાં જણાવ્યા પ્રમાણે શ્રી યશોવિજયજી સં. ૧૭૪૩માં ડભોઈમાં ચોમાસું રહ્યા અને ત્યાં અનશન કરી સ્વર્ગવાસી થયા. આમાં, અલબત્ત, ચોક્કસ માસ-તિથિ જણાવ્યાં નથી. વળી જૈન સાધુઓનું ચોમાસું અષાડ સુદ ૧૪થી શરૂ થઈ કાર્તિક સુદ ૧૪ને દિવસે પૂર્ણ થાય. એટલે કે ચોમાસા દરમિયાન જ નવું સંવત વર્ષ બેસે. અહીં ભાસકારે ઉપાધ્યાયજીએ સં. ૧૭૪૩નું ચોમાસું ડભોઈમાં કર્યાનું જણાવ્યું છે, પણ એમનો સ્વર્ગવાસ ચોમાસા દરમિયાન થયો કે ચોમાસા પછી, અને ચોમાસામાં પણ સં. ૧૭૪૩માં થયો કે સં. ૧૭૪૪માં તે વિશે કશું જણાવ્યું નથી.

ઉપાધ્યાયજી મહારાજે પોતાની કેટલીક કૃતિઓમાં એની રચના-સાલ જણાવી છે. તેમાં મોડામાં મોડી સં. ૧૭૩૯માં ખંભાતમાં '**જંબૂ-સ્વામી રાસ**'ની કરેલી રચના મળે છે. આ ઉપરાંત સૂરતમાં ચાતુર્માસ દરમિયાન તેમણે રચેલી 'પ્રતિક્રમણ હેતુ સ્વાધ્યાય' અને 'અગિયાર અંગ

સ્વાધ્યાય' એ બે કૃતિઓમાં એની રચનાસાલ 'યુગ યુગ મુનિ વિધુ વત્સરઈ' એ પ્રમાણે જણાવી છે. તેમાં યુગની સંખ્યા ૪ લઈએ તો સં.૧૭૪૪ થાય અને તેની સખ્યા ૨ લઈએ તો સ. ૧૭૨૨ થાય. પરંતુ અહીં સં. ૧૭૪૪ લેવી સર્વ રીતે સુસંગત જણાતી નથી.* એટલે જ્યા સુધી બીજાં કઈ વધુ પ્રમાણો ન મળે ત્યાં સુધી સ. ૧૭૪૩માં ડભોઈમા શ્રી યશોવિજયજી મહોપાધ્યાયનો સ્વર્ગવાસ થયો એમ માનવામાં ખાસ બાધ નથી.

### ગુર્જર સાહિત્યરચના વિશે દંતકથા

મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ સસ્કૃત અને પ્રાકૃતમાં ઘણી વિદ્દદ્‌ભોગ્ય કૃતિઓની રચના કરી છે; તેવી જ રીતે તેમણે પોતાના સમયની બોલાતી ગુજરાતી ભાષામાં પણ ઘણી કૃતિઓની રચના કરી છે. લોકભાષા ગુજરાતીમાં કૃતિ રચવા અંગે તેમને વિશે એક દતકથા એવી છે કે જ્યારે તેઓ કાશીમાં અભ્યાસ પૂરો કરી પોતાના ગુરુમહારાજ સાથે વિહાર કરતા હતા ત્યારે કોઈ એક ગામમાં સાંજે પ્રતિક્રમણમાં એક શ્રાવકે શ્રી નયવિજયજી મહારાજને વિનંતી કરી, શ્રી યશોવિજયજી મહારાજ પાસેથી સજ્ઝાય સાંભળવાની ઇચ્છા દર્શાવી. જવાબમાં શ્રી યશોવિજયજીએ જણાવ્યું કે 'મને કોઈ સજ્ઝાય કંઠસ્થ નથી'. એ સાંભળી તે શ્રાવકે કહ્યુ, "ત્યારે શું બાર વરસ કાશીમાં રહીને ઘાસ કાપ્યું ?' એ સમયે મહોપાધ્યાયજી મૌન રહ્યા. તેમને વિચાર કરતા જણાયું કે સસ્કૃત, પ્રાકૃત ઉપરાંત લોકભાષામાં પણ પોતે રચના કરવી જોઈએ કે જેથી વધુ લોકો બોધ પામી શકે. તરત નિશ્ચય કરી તેમણે તે અમલમાં મૂક્યો. તેમણે સમકિતના ૬૭ બોલની સજ્ઝાય બનાવી અને તે મોઢે પણ કરી લીધી, અને બીજે દિવસે પ્રતિક્રમણમાં તે બોલવા માટે આદેશ માગ્યો. આદેશ મળતાં સજ્ઝાય બોલવી તેમણે શરૂ કરી. સજ્ઝાય ઘણી લાંબી હતી. એટલે શ્રાવકો પૂછવા લાગ્યા, 'હવે કેટલી બાકી રહી?' ઘાસ કાપવાનું કહેનાર તે શ્રાવકે પણ

*જુઓ મુનિ શ્રી યશોવિજયજીકૃત લેખ 'મહો૦ પૂ૦ યશોવિજયજીની સ્વર્ગવાસ સાલ અને તિથિ કઈ?'—જૈનયુગ, ફેબ્રુઆરી, ૧૯૫૯.

અધીન બની એમ પૂછ્યું. એટલે મહોપાધ્યાયજીએ કહ્યું, 'બાર વરસ ઘાસ કાપ્યું તેના આજે પૂળા બંધાય છે, એટલે વધારે સમય લાગે એમાં નવાઈ શી?' શ્રાવક તરત વાત સમજી ગયો અને પોતે કહેલ વચન માટે માફી માગવા લાગ્યો

## સંસ્કૃત પ્રાકૃતમાં ગ્રંથરચનાઓ

મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ પ્રાચીન તથા નવ્યન્યાય, વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, છંદ, કાવ્ય, તર્ક, આગમ, નય, પ્રમાણ, યોગ, અધ્યાત્મ, તત્ત્વજ્ઞાન, આચાર, ઉપદેશ, કથા, ભક્તિ તથા સિદ્ધાંત, ઇત્યાદિ ઘણા વિષયો પર સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતી તથા હિંદી અને મારવાડી ભાષામાં વિપુલ સાહિત્યનું સર્જન કર્યું છે. તેમની કૃતિઓમાં નાનું બાળક પણ સમજી શકે એટલી સરળ કૃતિઓ છે અને પ્રખર વિદ્વાન પણ સહેલાઈથી ન સમજી શકે એટલી ગૂઢ રહસ્યવાળી કૃતિઓ પણ છે. એમણે રચેલી સંસ્કૃત પ્રાકૃત કૃતિઓમાંથી અત્યારે ઉપલબ્ધ કૃતિઓ નીચે પ્રમાણે છે. એમાંની કેટલીક કૃતિઓ છપાયેલી પણ છે.

**૧ અધ્યાત્મ મતપરીક્ષા:** આ ગ્રંથનું બીજું નામ 'અધ્યાત્મ મતખંડન' છે. કર્તાએ મૂળગ્રંથ પ્રાકૃત ભાષામાં ૧૮૪ ગાથાનો રચ્યો છે અને તેના ઉપર પોતે જ ૪૦૦૦ શ્લોકમાં ટીકા રચેલી છે. આ ગ્રંથ અને એની ટીકામાં કર્તાએ કેવલી ભગવંતોને કવલાહાર હોય જ નહિ એ દિગંબર માન્યતાનું ખંડન કર્યું છે અને કેવલીને કવલાહાર હોઈ શકે એમ સાબિત કર્યું છે. દિગંબરોની બીજી માન્યતા કે પ્રભુને ધાતુરહિત પરમૌદારિક શરીર હોય છે, તેનું પણ આ ગ્રંથમાં ખંડન કરવામાં આવ્યું છે.

**૨ અધ્યાત્મસાર:** સાત મુખ્ય પ્રબંધમાં વહેંચાયેલા, ૧૩૦૩ શ્લોકપ્રમાણ આ ગ્રંથમાં કર્તાએ અધ્યાત્મનું સ્વરૂપ, દંભત્યાગ, ભવસ્વરૂપ, વૈરાગ્યસંભવ, વૈરાગ્યના ભેદ, ત્યાગ, સમતા, સદનુષ્ઠાન, સમ્યક્ત્વ, મિથ્યાત્વ-ત્યાગ, યોગ, ધ્યાન, આત્મનિશ્ચય વગેરે વિષયોનું નિરૂપણ કર્યું છે.

**૩ અધ્યાત્મોપનિષદ:** સસ્કૃતમા અનુષ્ટુપ છદના ૨૩૧ શ્લોકમા આ ગ્રથની રચના થઈ છે તેના ચાર અધિકાર—શાસ્ત્રયોગશુદ્ધિ અધિકાર, જ્ઞાનયોગાધિકાર, ક્રિયાધિકાર અને સામ્યાધિકાર—મા કર્તાએ તે તે વિષયોની છણાવટ કરી છે

**૪ અનેકાતવ્યવસ્થા:** કર્તાએ ૩૩૫૭ શ્લોકમા આ ગ્રથની રચના કરી છે આ ગ્રથ છપાયો છે

**૫ દેવધર્મપરીક્ષા:** ૪૨૫ શ્લોકમા આ ગ્રથની રચના કરવામા આવી છે દેવો સ્વર્ગમા પ્રભુની પ્રતિમાની પૂજા કરે છે પ્રતિમામા નહિ માનનારા સ્થાનકમાર્ગીઓ તે દેવોને અધર્મી કહે છે, તે વાત ખોટી છે એમ સાબિત કરવા માટે કર્તાએ આ ગ્રથની રચના કરી છે

**૬ જૈન તર્કપરિભાષા:** કર્તાએ ૮૦૦ શ્લોકમા આ ગ્રથની રચના કરી છે તેના (૧) પ્રમાણ, (૨) નય અને (૩) નિક્ષેપ, એ નામના ત્રણ પરિચ્છેદમા તેમણે તે તે વિષયનુ વિગતે તર્કયુક્ત નિરૂપણ કર્યું છે

**૭ ગુરુતત્ત્વવિનિશ્ચય:** કર્તાએ મૂળ ગ્રથ પ્રાકૃતમા ૯૦૫ શ્લોક પ્રમાણનો રચ્યો છે અને તેના ઉપર પોતે જ સસ્કૃત ગદ્યમા ૭૦૦૦ શ્લોકમા ટીકા લખી છે આ ગ્રથમા કર્તાએ ગુરુતત્ત્વના યથાર્થ સ્વરૂપનુ નિરૂપણ ચાર ઉલ્લાસમા કર્યું છે

**૮ દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા:** આ ગ્રથમા કર્તાએ દાન, દેશના માર્ગ, ભક્તિ, ધર્મવ્યવસ્થા, કથા, યોગ, સમ્યગ દૃષ્ટિ ઇત્યાદિ ૩૨ વિષયોનુ યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે ૩૨ વિભાગ પાડ્યા છે અને તે દરેક વિભાગમા બત્રીસ શ્લોકની રચના કરી છે આમ ૧૦૨૪ શ્લોકમા આ ગ્રથની રચના થઈ છે, અને તેના ઉપર પોતે જ રચેલી ટીકાની શ્લોકસખ્યા મળીને કુલ ૫૫૦૦ શ્લોકનો આ સટીક ગ્રથ બન્યો છે

**૯ યતિલક્ષણસમુચ્ચય:** આ ગ્રથમા કર્તાએ પ્રાકૃતમા ૨૬૩ ગાથામા સાધુના સાત લક્ષણો વિસ્તારથી જણાવ્યા છે

**૧૦ નયરહસ્ય:** આ ગ્રંથમાં નૈગમાદિ સાત નયોનુ સ્વરૂપ વિગતે સમજાવવામાં આવ્યુ છે.

**૧૧ નયપ્રદીપ:** સંસ્કૃતમા લગભગ ૫૦૦ શ્લોકયુક્ત ગદ્યમાં રચાયેલો આ ગ્રથ 'સપ્તભગીસમર્થન' અને 'નયસમર્થન' એ નામના બે સર્ગમા વહેંચાયેલો છે

**૧૨ નયોપદેશ:** કર્તાએ આ ગ્રથની સટીક રચના કરી છે અને તેમા સાતે નયોનુ સ્વરૂપ સમજાવ્યુ છે.

**૧૩ જ્ઞાનબિંદુ:** સાડા બારસો શ્લોકમા રચાયેલા આ ગ્રંથમાં કર્તાએ જ્ઞાનના પ્રકાર, લક્ષણ, સ્વરૂપ, ઇત્યાદિની વિસ્તારથી મીમાસા કરી છે.

**૧૪ જ્ઞાનસાર:** આઠ શ્લોકનુ એક અષ્ટક એવાં ૩૨ અષ્ટકોમાં કર્તાએ આ ગ્રથની રચના કરી છે. આ ગ્રથ ઉપર કર્તાએ પોતે બાલાવબોધ (ટબો)ની રચના કરી છે. આત્મસ્વરૂપ સમજવાને માટે જે જે સાધનોની જરૂર પડે તે તે સાધનોનુ ક્રમબદ્ધ નિરૂપણ આ ગ્રંથમા કરવામા આવ્યું છે.

**૧૫ ન્યાયખંડનખંડખાદ્ય:** ૫૫૦૦ શ્લોકમા રચાયેલ આ ગ્રથ નવ્યન્યાયની વિશિષ્ટ કોટિનો, અર્થગંભીર અને જટિલ છે, અને કર્તાના ઉચ્ચ કોટિના પાડિત્યની પ્રતીતિ કરાવે એવો છે.

**૧૬ ન્યાયલોક:** આ ગ્રંથમાં ન્યાય-દષ્ટિએ સ્યાદ્વાદાદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**૧૭ પ્રતિમાશતક:** કર્તાએ મૂળ સો શ્લોકમાં આ ગ્રથની રચના કરી પછી તે ઉપર પોતે મોટી ટીકા રચી છે. તેમા તેમણે જિન-પ્રતિમાની પૂજા નહિ કરવાનું જણાવતા મતોનુ ખંડન કર્યું છે અને જિન પ્રતિમાની પૂજા કરવાના મતનુ પ્રતિપાદન કર્યું છે.

આ ગ્રંથો ઉપરાત, ઐન્દ્રસ્તુતિઓ, ઉપદેશરહસ્ય, આરાધક-વિરાધક, ચતુર્ભંગી, આદિજિન સ્તવન, તત્ત્વવિવેક, તિઙન્વયોક્તિ, ધર્મપરીક્ષા, જ્ઞાનાર્ણવ, અસ્પૃશદ્ ગતિવાદ, પચનિર્ગ્રંથી પ્રકરણ,

પરમજ્યોતિ : પંચવિંશિકા, પરમાત્મપંચવિંશિકા, પ્રતિમાસ્થાપનન્યાય, ફલાફલવિષયક પ્રશ્નોત્તર, ભાષારહસ્ય, માર્ગપરિશુદ્ધિ, મુક્તાશુક્તિ, યતિદિનચર્યા પ્રકરણ, વૈરાગ્યકલ્પલતા, શ્રી ગોડીપાર્શ્વસ્તોત્ર, વિજયપ્રભસૂરિસ્વાધ્યાય, શંખેશ્વરપાર્શ્વસ્તોત્ર, સમીકાપાર્શ્વસ્તોત્ર, સામાચારી પ્રકરણ, સ્તોત્રાવલિ ઇત્યાદિ મૌલિક ગ્રંથોની રચના શ્રી યશોવિજય મહોપાધ્યાયજીએ કરેલી છે. આ ઉપરાંત તેમણે અષ્ટસહસ્રી વિવરણ, કર્મપ્રકૃતિ–બૃહદ ટીકા, કર્મપ્રકૃતિ–લઘુ ટીકા, તત્ત્વાર્થવૃત્તિ, દ્વાદશાર ચક્રોદ્ધાર વિવરણ, ધર્મસંગ્રહ ટિપ્પણ, પાતંજલ યોગસૂત્રવૃત્તિ, યોગવિંશિકા વિવરણ, શાસ્ત્રવાર્તા સમુચ્ચયવૃત્તિ, ષોડશકવૃત્તિ, સ્તવપરિજ્ઞા પદ્ધતિ ઇત્યાદિ ટીકાગ્રંથોની રચના કરી છે.

શ્રી યશોવિજયજીના કેટલાક ગ્રંથો હજુ પણ અનુપલબ્ધ છે. આવા અનુપલબ્ધ ગ્રંથોમાંથી, અધ્યાત્મબિંદુ, અધ્યાત્મોપદેશ, અલંકારચૂડામણિટીકા, ન્યાયબિંદુ, મંગલવાદ, વેદાંતનિર્ણય વગેરે પચ્ચીસ કરતાં યે વધુ ગ્રંથોના ઉલ્લેખો મળે છે. આમ, ઉપલબ્ધ, અનુપલબ્ધ મૌલિક ગ્રંથો અને ટીકાગ્રંથો મળી લગભગ ૮૦ કરતાંય વધુ ગ્રંથોની સંસ્કૃત પ્રાકૃતમાં મહોપાધ્યાયજીએ રચના કરી છે, જે પરથી એમની વિદ્વત્તા અને પ્રતિભાનો સારો પરિચય આપણને મળી રહે છે.

## * ગુર્જર ભાષામાં રચનાઓ

ઉપાધ્યાયજી મહારાજે ગુજરાતી ભાષામાં પણ ઘણી રચનાઓ કરી છે, જે એમને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન અપાવે છે. ગુજરાતીમાં એમણે સ્તવન, સજ્ઝાય, પદગીત, બાલાવબોધ, હરિયાળી, સંવાદ, રાસ ઇત્યાદિ પ્રકારો ખેડ્યા છે અને તે દરેકમાં ઊંચા પ્રકારની કવિત્વ શક્તિ દાખવી ગુજરાતી સાહિત્યને અનોખું પ્રદાન કર્યું છે.

* એમની ગુર્જર ભાષાની લગભગ ઘણીખરી કૃતિઓ 'ગુર્જર સાહિત્ય સંગ્રહ' ભાગ ૧ અને ૨ (શ્રી ભદ્રંકરવિજયજીએ સંપાદિત કરેલ)માં પ્રગટ થઈ છે.

## સ્તવનો

સ્તવનોમાં એમણે ચોવીસ તીર્થંકરોનાં ચોવીસ સ્તવનોની એક ચોવીસી એવી ત્રણ ચોવીસીઓની રચના કરી છે, અને વિહરમાન વીસ જિનેશ્વરોના વીસ સ્તવનોની એક વીશીની રચના કરી છે. તદુપરાંત એમણે કેટલાંક વિશિષ્ટ પ્રાચીન પવિત્ર તીર્થોના તીર્થંકરોની પ્રતિમાની સ્તુતિ કરતા સ્તવનોની પણ રચના કરી છે. એમના મોટાં સ્તવનોમાં સવસો ગાથાના, દોઢસો ગાથાના અને સાડી ત્રણસો ગાથાનાં એમ ત્રણ સ્તવનો મળે છે, જે અનુક્રમે 'શ્રી સીમંધર સ્વામીની વિનતિરૂપ નય-રહસ્યગર્ભિત સ્તવન' (૧૨૫ ગાથા), 'કુમતિમદગાલન શ્રી વીરસ્તુતિરૂપ હૂંડીનું સ્તવન' (૧૫૦ ગાથા) અને 'સિદ્ધાંતવિચારરહસ્યગર્ભિત શ્રી સીમંધર જિન સ્તવન' (૩૫૦ ગાથા) એ પ્રમાણે છે. એમનાં બીજાં મોટાં સ્તવનોમા મૌન એકાદશીનું દોઢસો કલ્યાણકનું સ્તવન (બાર ઢાળની ૬૩ ગાથા) નિશ્ચયવ્યવહારગર્ભિત શ્રી શાંતિજિન સ્તવન (૬ ઢાળની ૪૮ ગાથા) અને નિશ્ચય-વ્યવહારગર્ભિત શ્રી સીમંધરસ્વામી સ્તવન (૪ ઢાળની ૪૧ ગાથા) એ ત્રણ છે.

ચોવીસીઓમાની એકમાં કવિએ વિશેષતઃ તીર્થંકરોનાં માતા-પિતા, નગર, લાછન, આયુષ્ય વગેરેનો પરિચય આપ્યો છે અને બીજી બેમાં તીર્થંકરોના ગુણોનુ ઉપમાદિ અલકારો વડે વર્ણન કર્યું છે અને પોતાના પર કૃપા કરવા માટે તેમને વિનતિ કરી છે. કવિની આ રચનાઓમા સ્થળે સ્થળે આપણને એમની ઊંચી કવિત્વશક્તિના દર્શન થાય છે. ઉ. ત. શ્રી ઋષભદેવની સ્તુતિ કરતાં કવિ લખે છે:

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમીશશિસમ ભાલ;
વદન તે શારદ ચાંદલો, વાણી અતિહિ રસાળ. લા૦

× × ×

ઇન્દ્ર, ચંદ્ર, રવિ, ગિરિ તણા, ગુણ લેઈ ઘડિયું અંગ,
ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦

શ્રી અજિતનાથની સ્તુતિ કરતાં એમણે એક પછી એક કડીમાં કેવાં નવાં નવાં કાવ્યોચિત દૃષ્ટાન્તો આપ્યાં છે:

અજિત જિણંદસ્યૂં પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહીયો, કિમ બેસે હો બાવળ તરુ ભૃંગ કે;
ગંગાજળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાળ કે;
સરોવર જળ જળધર વિના, નવિ ચાહે હો જગ ચાતકબાળ કે.
કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે,
ઓછાં તરુઅર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર કે.
કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદ શું પ્રીત કે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમળા નિજ ચિત્ત કે.

શ્રી સુમતિનાથના સ્તવનમાં કવિ લખે છે:

સુમતિનાથ ગુણસ્યું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જિમ વિસ્તરેજી, જળમાંહિ ભલી રીતિ.
સોભાગી . જિનશું, લાગ્યો અવિહડ રંગ.
સજ્જન શું જે પ્રીતડીજી, છાની તે જ રહાય;
પરિમલ કસ્તૂરી તણોજી, મહી માંહિ .મહકાય.
અંગુલીયેં નવિ મેરુ ઢંકાયે, છાબડીયેં રવિતેજ,
અંજલિમાં જિમ ગંગ ન માએ, મુજ મન તિમ પ્રભુ હેજ.
હુઓ છિપે નહિ અધર અરુણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ.
ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક જશ કહે પ્રભુ તણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર.

આમ, જોઈ શકાશે કે શ્રી યશોવિજયજીનાં સ્તવનો એ માત્ર સ્તુતિના પ્રકારની સામાન્ય રચનાઓ નથી, પરંતુ ઊંચા પ્રકારની કાવ્યરચનાઓ છે. કવિ પાસે ઉપમા, રૂપક, દૃષ્ટાંતાદિ અલંકારો પુષ્કળ છે અને એ વડે તથા એમની ભાષાની પ્રાસાદિકતા વડે એમની રચનાઓ ખરેખર શોભી ઊઠે છે.

વિદ્યમાન વીસ જિનેશ્વરોનાં વીસ સ્તવનોમાં એમણે જિનેશ્વરો પ્રત્યેની પોતાની ચોલ મજીઠના રંગ જેવી પાકી પ્રીતિ વ્યક્ત કરી છે, અને પ્રભુની કૃપાની યાચના કરતા કરતા તેઓ, સામાન્ય રીતે, છેલ્લી એક-બે કડીમા તે તે જિનેશ્વરોનાં માતાપિતા, લાંછન ઇત્યાદિનું સ્મરણ કરે છે. કવિની બાની કેટલી સચોટ છે તે જુઓ:

મસિ વિણુ જે લિખ્યા તુજ ગુણે, અક્ષર પ્રેમના ચિત્ત રે;
ધોઇએ તિમ તિમ ઊઘડે, ભગતિ જલે તેહ નિત્ય રે.

(શ્રી વીરસેન જિનસ્તવન)

× × ×

ચખરી સમકિત સુખડી રે, ફેળવીઓ હું બાળ રે;
કેવળરત્ન લહ્યા વિના રે, ન તજું ચરણ નિકાળ રે.

(શ્રી સ્વયપ્રભ જિનસ્તવન)

× × ×

ઊગે ભાનુ આકાશ, સરવર કમલ હસેરી;
દેખી ચંદ ચકોર પીવા અમીઅ ધસેરી.
દૂર થકી પણ તેમ, પ્રભુશું ચિત્ત મિલ્યુંરી;
શ્રીનયવિજયસુશિષ્ય, કહેગુણ હેજેહિલ્યુંરી.

(શ્રી સુજાત જિનસ્તવન)

કવિએ કેટલાંક સામાન્ય જિનસ્તવનોની રચના કરી છે. એ સ્તવનો જુદીજુદી રાગરાગિણીઓમા રચાયેલાં છે, અને તેની ભાષા વ્રજ છે. આ સ્તવનોમાં કવિની વાણી માધુર્ય અને પ્રસાદગુણથી વિશેષ ઝળકે છે. વિશિષ્ટ જિનસ્તવનોમાં તે તે સ્થળ-વિશેષનો પણ કવિએ નિર્દેશ કર્યો છે.

શ્રી સીમંધર સ્વામીના સવાસો ગાથાના સ્તવનમા આરંભમાં કવિએ શ્રી સીમંધર સ્વામીને વિનતિ કરી કુગુરુઓનાં અનિષ્ટ આચરણો પર પ્રહાર કર્યો છે. આવા કુગુરુના વચનમા લોકો ફસાયા છે તેમને એક સદ્‌ગુરુ સાચો બોધ આપે છે. તે ગુરુ લોકોને કહે છે:

: વિવિધ દેશીઓમાં રચાયેલા સત્તર ઢાલના આ સ્તવનમાં કવિએ તત્કાલીન લોકો અને મુનિઓનાં આચરણો, ખ્યાલો ઇત્યાદિનું નિર્ભયતાપૂર્વક સાચું ચિત્ર દોર્યું છે; જેમાંથી કોઈ પણ યુગના મુનિઓએ અને લોકોએ ઘણો બોધ લેવા જેવો છે.

## સજ્ઝાયો

શ્રી યશોવિજયજીએ સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય, અઢાર પાપ-સ્થાનકની સજ્ઝાય, પ્રતિક્રમણ હેતુગર્ભની સજ્ઝાય, અગિયાર અંગની સજ્ઝાય, આઠ યોગદૃષ્ટિની સજ્ઝાય, સુગુરુની સજ્ઝાય, પાંચ કુગુરુની સજ્ઝાય, ચડચા-પડચાની સજ્ઝાય, અમૃતવેલીની સજ્ઝાય (નાની અને મોટી), જિનપ્રતિમાસ્થાપન સજ્ઝાય, ચાર આહારની સજ્ઝાય, ભંમમશ્રેણિ વિચાર સજ્ઝાય ઇત્યાદિ સજ્ઝાયોની રચના કરી છે. સજ્ઝાય (સ્વાધ્યાય)નો રચનાપ્રકાર જ એવો છે કે જેમાં કોઈ વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાવવામાં આવ્યું હોય અને આત્મબોધ આપવામાં આવ્યો હોય. શ્રી યશોવિજયજીની સજ્ઝાયોમાં ધર્મનું પારિભાષિક જ્ઞાન ઠીકઠીક આપવામાં આવ્યું છે. 'સમ્યક્ત્વના સડસઠ બોલ', 'અઢાર પાપસ્થાનક' અને 'પતિક્રમણ હેતુગર્ભ' એ ત્રણ એમની મોટી સજ્ઝાયો છે.

સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય બાર ઢાલની અડસઠ ગાથામાં લખાયેલી છે. તેમાં ચાર સદ્દહણા, ત્રણ લિંગ, દશ પ્રકારના વિનય, ત્રણ શુદ્ધિ, પાંચ દૂષણ, આઠ પ્રભાવક, પાંચ ભૂષણ, પાંચ લક્ષણ, ૭ યત્ના, ૭ આગાર, ૭ ભાવના અને ૭ સ્થાનક એમ મળી સડસઠ બોલ સમજાવવામાં આવ્યા છે. સજ્ઝાયના આરંભમાં કવિ એનો નિર્દેશ કરતાં લખે છે:

> ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારો રે;
> તિણિ શુદ્ધિ પણ દૂષણાં, આઠ પ્રભાવક ધારો રે.
> પ્રભાવક અડ, પંચ ભૂષણ, પંચ લક્ષણ જાણીએ;
> ષટ્ જયણા ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણીએ;
> ષટ્ ઠાણ સમકિત તણા સડસઠ, ભેદ એહ ઉદાર એ;
> એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ.

ગાથાના સ્તવનમાં કવિશ્રી સીમંધર સ્વામીને વિનંતિ કરે છે કે 'હે ભગવન્! કૃપા કરીને મને શુદ્ધ માર્ગ બતાવો. આ કલિયુગમાં લોકો અંધશ્રદ્ધાપૂર્વક વર્તી રહ્યા છે, સૂત્રવિરુદ્ધ આચારે ચાલી રહ્યા છે અને છતાં પોતે સાચા માર્ગે ચાલે છે એમ બતાવી ભોળા લોકને ભોળવી રહ્યા છે. માટે મારી વિનતિ તમે સાભળો.' કવિ લખે છે:

ચાલે સૂત્ર વિરુદ્ધાચારે, ભાખે સૂત્ર વિરુદ્ધા;
એક કહે અમે મારગ રાખુ, તે કેમ માનું શુદ્ધારે.
આલબન કૂડાં દેખાડી, મુગધ લોકને પાડે;
આણાભગ તિલક તે કાળુ, થાપે આપ નિલાડે રે...જિન૦

બીજે એક સ્થળે કવિ લખે છે:

મારો મોટાઈમા જે મુનિ, ચલવે ટાકડમાલા;
શુદ્ધ પ્રરપણુ ગુણુ વિણુ ન ઘટે, તસ ભવ અરહટ્ટમાલા...ધન્ય૦
નિજ ગુણુ સંચે, મન નવિ ખચે, ગ્રંથ ભણી જન વંચે;
લુચે કેશ ન મુચે માયા, તે ન રહે વ્રત પચે...ધન્ય૦

કવિએ અજ્ઞાની લોકોની અંધશ્રદ્ધા પર અને કુગુરુના વર્તન પર સખત પ્રહારો કર્યાં છે. જેઓ કષ્ટ કરવામાં જ મુનિપણું રહેલુ માને છે તેને માટે કવિ લખે છે:

જો કષ્ટે મુનિ મારગ પાવે, બળદ થાય તો સારો;
ભાર વહે જે તાવડે ભમતો, ખમતો ગાઢ પ્રહારો.

આવા મુનિઓ અને તેમનાં આચરણો ઉઘાડાં પાડી કવિ ઉત્તમ મુનિઓનું ચિત્ર દોરે છે:

ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
ભવસાયર લીલાએ ઊતરે, સંયમ કિરિયા નાવે.
ભોગપક તજી ઉપર બેઠા, પકજ પેરે જે ન્યારા;
સિંહ પરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા.
જ્ઞાનવંત જ્ઞાની શું મળતા, તન મન વાચને સાચા;
દ્રવ્ય ભાવ સુધા જે ભાખે, સાચી જિનની વાચા.

: ત્રિવિધ દેશીઓમાં રચાયેલાં સત્તર ઢાલના આ સ્તવનમાં કવિએ તત્કાલીન લોકો અને મુનિઓનાં આચરણો, ખ્યાલો ઇત્યાદિનુ નિર્ભયતાપૂર્વક સાચુ ચિત્ર દોર્યું છે, જેમાથી કોઈ પણ યુગના મુનિઓએ અને લોકોએ ઘણો બોધ લેવા જેવો છે.

## સજ્ઝાયો

શ્રી યશોવિજયજીએ સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય, અઢાર પાપ-સ્થાનકની સજ્ઝાય, પ્રતિક્રમણ હેતુગર્ભની સજ્ઝાય, અગિયાર અગની સજ્ઝાય, આઠ યોગદષ્ટિની સજ્ઝાય, સુગુરુની સજ્ઝાય, પ્રાચ કુગુરુની સજ્ઝાય, ચડચા-પડયાની સજ્ઝાય, અમૃતવેલીની સજ્ઝાય (નાની અને મોટી), જિનપ્રતિમાસ્થાપન સજ્ઝાય, ચાર આહારની સજ્ઝાય, સંયમશ્રેણિ વિચાર સજ્ઝાય ઇત્યાદિ સજ્ઝાયોની રચના કરી છે. સજ્ઝાય (સ્વાધ્યાય)નો રચનાપ્રકાર જ એવો છે કે જેમા કોઈ વસ્તુનુ યથાર્થ સ્વરૂપ સમજાવવામા આવ્યું હોય અને આત્મબોધ આપવામાં આવ્યો હોય. શ્રી યશોવિજયજીની સજ્ઝાયોમાં ધર્મનુ પારિભાષિક જ્ઞાન ઠીકઠીક આપવામાં આવ્યું છે. 'સમ્યક્ત્વના સડસઠ બોલ', 'અઢાર પાપસ્થાનક' અને 'પતિક્રમણ હેતુગર્ભ' એ ત્રણ એમની મોટી સજ્ઝાયો છે.

સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય બાર ઢાલની અડસઠ ગાથામા લખાયેલી છે. તેમાં ચાર સદ્દહણા, ત્રણ લિંગ, દશ પ્રકારના વિનય, ત્રણ શુદ્ધિ, પાંચ દૂષણ, આઠ પ્રભાવક, પાચ ભૂષણ, પાચ લક્ષણ, છ યત્ના, છ આગાર, છ ભાવના અને છ સ્થાનક એમ મળી સડસઠ બોલ સમજાવવામા આવ્યા છે. સજ્ઝાયના આરભમાં કવિ એનો નિર્દેશ કરતાં લખે છે:

> ચઉ સદ્દહણા તિ લિંગ છે, દશવિધ વિનય વિચારો રે;
> ત્રિણિ શુદ્ધિ પણ દૂષણાં, આઠ પ્રભાવક ધારો રે.
> પ્રભાવક અડ, પંચ ભૂષણ, પચ લક્ષણ જાણીએ;
> ષટ્ જયણા ષટ્ આગાર ભાવના, છવ્વિહા મન આણીએ;
> ષટ્ ઠાણ સમકિત તણા સડસઠ, ભેદ એહ ઉદાર એ;
> એહનો તત્ત્વવિચાર કરતાં, લહીજે ભવપાર એ.

એ પછી સદ્દહણા, લિંગ, વિનય, શુદ્ધિ ઇત્યાદિ એક એક ઢાલ સમજાવવામાં આવ્યાં છે.

અઢાર પાપસ્થાનકની સજ્ઝાય અઢાર ઢાલની ૧૩૮ ગાથામ લખવામા આવી છે. એમાં જૈન ધર્મ પ્રમાણે હિંસા, મૃષાવાદ, અદત્તા દાન, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિઅરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ અને મિથ્યા ત્વશલ્ય એ અઢાર પાપસ્થાનો ગણાય છે તે સમજાવવામાં આવ્યાં છે, અને તે બધાંથી મુક્ત રહેવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આ સજ્ઝાયમાં ધર્મની પારિભાષિક બાબતો ઓછી આવતી હોવાથી અને એ પાપસ્થાનો રોજિંદા જીવનમાં જાણીતાં હોવાથી જૈનજૈનેતર સૌ કોઇને આ સજ્ઝાય સહેલાઇથી સમજાય એવી અને ગમે એવી છે. એમાંની થોડીક પંક્તિઓ જુઓ:

> 'મર' કહેતાં પણ દુઃખ હવે રે, મારે કિમ નવિ હોય?
> હિંસા ભગિની અતિ બૂરી રે, વૈશ્વાનરની જોય રે.
>
> × × ×
>
> રાય વિવેક કન્યા ક્ષમા રે, પરણાવે જસ સાથ;
> તેહ થકી દૂરે ટલે રે, હિંસા નામ બલાય રે.
>
> (હિંસા પાપસ્થાનક)
>
> × × ×
>
> સ્વયંભૂરમણ સમુદ્ર, કોઈ જે અવગાહી શકે;
> તે પણ લોભસમુદ્ર, પાર ન પામે બલ થકે.
> કોઇક લોભને હેત, તપ-શ્રુત જે હારે જડા;
> કાગ ઉડાવણ હેત, સુરમણિ નાંખે તે ખડા.
>
> (લોભ પાપસ્થાનક)
>
> × × ×
>
> ચાડી કરતાં હો કે વાડી ગુણ તણી,
> સૂકે ચૂકે હો કે ખેતી પુણ્ય તણી.
>
> (પૈશુન્ય પાપસ્થાનક)

પ્રતિક્રમણુ હેતુગર્ભની સજ્ઝાય ઓગણીસ ઢાલની ૨૧૮ ગાથામાં લખાયેલી છે. એમાં પ્રતિક્રમણુ અને તેના ૭ પ્રકાર, બાર અધિકાર, અતિચારશુદ્ધિ અને આઠ પર્યાય સમજાવવામાં આવ્યા છે. તે પછી પ્રતિક્રમણુ (દેવસી, રાઈ, પખી, ચઉમાસી)ની 'વિધિ સમજાવ્યા પછી પ્રતિક્રમણુનો અર્થ બતાવવામાં આવ્યો છે અને 'પ્રતિકરણુ', 'પરિહરણા', 'વારણા', 'નિવૃત્તિ', 'નિંદા', 'ગર્હા', 'શુદ્ધિશોધન' એ પ્રતિક્રમણુના બીજા સાત પર્યાયો દષ્ટાન્તકથાઓ સાથે સમજાવવામાં આવ્યા છે. કવિએ સૂરતમાં ચાતુર્માસ દરમિયાન આ સજ્ઝાયની રચના કરી હતી. એની રચનાસાલ વિષે- 'યુગયુગ મુનિ વિધુ વત્સરે' એ શબ્દોની સંખ્યા વિષે-વિદ્વાનોમા મતભેદ છે.

## અન્ય કૃતિઓ

શ્રી યશોવિજયજીની અન્ય કૃતિઓમાં ગીતો, પદો વગેરેના પ્રકારની લઘુ રચનાઓ ઉપરાંત રાસ, સંવાદ ઇત્યાદિના પ્રકારની મોટી રચનાઓ પણ છે. એમની અત્યાર સુધીમાં મળી આવતી આવી કૃતિઓમાં (૧) દ્રવ્યગુણુપર્યાય રાસ (૨) જંબૂસ્વામી રાસ (૩) સમુદ્રવહાણુ સંવાદ (૪) સમતાશતક (૫) સમાધિશતક (૬) પંચપરમેષ્ઠિ ગીતા (૭) સમ્યક્ત્વના ૭ સ્થાનની ચોપાઈ (૮) જંબૂસ્વામી બ્રહ્મગીતા (૯) દિક્પટ ચોરાશી બોલ (૧૦) યતિધર્મ બત્રીસી (૧૧) આનંદઘન અષ્ટપદી (૧૨) જસ-વિલાસ–આધ્યાત્મિક પદો (૧૩) ઉપદેશમાલા (૧૪) અધ્યાત્મમત પરીક્ષાનો ટબો (૧૫) જ્ઞાનસારનો ટબો (૧૬) તત્ત્વાર્થસૂત્રનો ટબો (૧૭) વિચાર-બિંદુ અને એનો ટબો (૧૮) શઠપ્રકરણુ બાલાવબોધ (૧૯) લોકનાલિ બાલાવબોધ (૨૦) જેસલમેરના પત્રો (૨૧) શ્રી વિનયવિજયજી કૃત અપૂર્ણુ રહેલ 'શ્રીપાલ રાસ'નો ઉત્તર ભાગ (૨૨) સાધુવંદના (૨૩) ગણુધર-ભાસ (૨૪) નેમરાજુલનાં ગીતો ઇત્યાદિ કૃતિઓ ગણાય છે.

'દ્રવ્ય ગુણુપર્યાય રાસ' સત્તર ઢાલની ૨૮૪ ગાથામાં લખાયેલી એક અત્યંત મહત્ત્વની કૃતિ છે. આ રાસની સં. ૧૭૧૧ની શ્રી યશોવિજયજીના

કવિએ જુદીજુદી દેશીઓમાં પાંત્રીસેક 'અધ્યાત્મના' પદોની રચના કરી છે. એમાં પ્રભુભજન, ચેતન અને કર્મ, મનની સ્થિરતા, સમતા અને મમતા, ઉપશમ, ચેતના, આત્મદર્શન, સાચો ધર્મ, સાચા મુનિ વગેરે વિષયો લેવામાં આવ્યા છે. કવિની ઘણીખરી આ રચનાઓ વ્રજભાષામાં કે વ્રજભાષાની છાંટવાળી છે અને કવિતાની ઊંચી કોટિએ પહોંચે એવી છે.

આમ, ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ ગુજરાતી ભાષામાં પણ વિપુલ સાહિત્ય આપણને આપ્યું છે, જે વડે આપણા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તેઓ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એમના તમામ સાહિત્ય માટે એમણે પોતે 'શ્રીપાળ રાસ'ની બારમી ઢાળમાં કહ્યું છે તે પ્રમાણે અવશ્ય કહી શકીએ,

વાણી વાચક જસ તણી કોઈ નયે ન અધૂરી જી.'

## મહોપાધ્યાયજીની સ્વહસ્તલિખિત પ્રતિઓ

મહોપાધ્યાયજી મહારાજે પોતે જે જે ગ્રંથોની રચના કરી તેમાંના કેટલાક ગ્રંથોની પ્રતિઓ તેમના પોતાના હસ્તાક્ષરમાં મળે છે. એમાંની કેટલીક પ્રતિઓ મૂળ ખરડારૂપે પણ છે. આવી પાંત્રીસેક જેટલી હસ્તપ્રતો આપણને જુદાજુદા ભંડારોમા મળી આવી છે. પ્રાચીન સમયના એક જ લેખકની આટલી બધી હસ્તપ્રતો એના પોતાના હસ્તાક્ષરમાં મળી આવે એ ઘટના અત્યંત વિરલ અને ગૌરવપૂર્ણ છે. આની હસ્તપ્રતિઓ મેળવવામાં સૌથી વધુ ફાળો મુનિ શ્રી પુણ્યવિજયજીનો છે; તથા સૂરિસમ્રાટ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ તથા તેમના પરિવારનો ફાળો તથા વિદ્યમાન મુનિ શ્રી યશોવિજયજીનો ફાળો પણ પ્રશસાપાત્ર છે. મહોપાધ્યાયજીના નીચે મુજબ ગ્રંથો એમના પોતાના હસ્તાક્ષરમા લખાયેલા મળી આવ્યા છે:

૧. આર્ષભીય મહાકાવ્ય (અપૂર્ણ) ૨. તિઙ્ન્વયોક્તિ (અપૂર્ણ) ૩. નિશાભુક્તિપ્રકરણ ૪. વિજયપ્રભસૂરિ ક્ષામણક વિજ્ઞપ્તિપત્ર; ૫. સિદ્ધાંતમંજરી શબ્દખંડ ટીકા (અપૂર્ણ) ૬. જમ્બૂસ્વામી રાસ ૭. આરાધક-

ગુરુ શ્રીનયવિજયજીએ સિદ્ધપુરમાં લખેલી હસ્તપ્રત મળે છે. એટલે આ રાસની રચના સં. ૧૭૦૮ની આસપાસ થઈ હોય એવું માનવામાં આવે છે. આ રાસમાં કવિએ તત્ત્વજ્ઞાનને કવિતામાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. મધ્યકાલીન કવિ અખાની યાદ અપાવે એ પ્રકારની આ કૃતિ છે. એમાં દ્રવ્ય, ગુણ અને પર્યાયનાં લક્ષણો, સ્વરૂપો ઇત્યાદિનું વર્ણન અનેક મતમતાંતર અને દૃષ્ટાન્તો તથા આધારગ્રંથોના ઉલ્લેખો સાથે કરવામાં આવ્યું છે. કવિની સમર્થ શક્તિનુ આ સચોટ ઉદાહરણ પૂરું પાડે છે. આ રાસનુ પછીના કાળમા સંસ્કૃતમાં ભાષાંતર થયું છે એ જ એની મહત્તા સમજાવવા માટે બસ છે.

'સમુદ્રવહાણ સંવાદ' સં. ૧૭૧૭માં ઘોઘા બંદરમાં કવિએ રચેલી સંવાદના પ્રકારની એક ઉત્તમ કૃતિ છે. ૧૭ ઢાલ તથા દુહાની મળીને ૩૦૬ ગાથામાં રચાયેલી આ કૃતિમાં કવિએ સમુદ્ર અને વહાણ વચ્ચે સચોટ સંવાદ રજૂ કરી વહાણે સમુદ્રનો ગર્વ કેવી રીતે ઉતાર્યો તેનું આલેખન કર્યું છે. નાની વસ્તુ પણ કેટલું મહત્ત્વનું કાર્ય કરે છે તે સમજાવતાં વહાણ સમુદ્રને કહે છે:

હલુઆ પિણ અગ્હે તારુજી, સાયર! સાંભલો.
બહુ જનને પાર ઉતારુજી સાયર! સાંભલો.

સ્યું કિજે તુમ્હ મોટાઈજી? જે બોલે લોગ લોગાઈજી
તુમ્હે નામ ધરાવો છો મોટાજી, પણિ કામની વેલાઈ ખોટાજી.
તુમ્હે કેવલ જાણ્યું વાધ્યાજી, નવિ જાણ્યું પરહિત સાધ્યાજી.
તું મોટાઈ મત રાચોજી, હીરો નાનો પણિ હોઇ જાચોજી.
વાધે ઊકરડો ઘણું મોટોજી, તિહાં જાઇએ લેઇ લોટોજી.

આપણાં સંવાદકાવ્યોમાંનાં ઉત્તમ કાવ્યોમાં સ્થાન પામે એ પ્રકારની આ કૃતિ છે. સૌ કોઈ સહેલાઈથી આસ્વાદી શકે એવી અને કવિની સંવાદશક્તિનો અને જ્ઞાનનો સાચો પરિચય કરાવે એવી આ કૃતિ છે.

કવિએ જુદીજુદી દેશીઓમા પાંત્રીસેક અધ્યાત્મના પદોની રચના કરી છે. એમાં પ્રભુભજન, ચેતન અને કર્મ, મનની સ્થિરતા, સમતા અને મમતા, ઉપશમ, ચેતના, આત્મદર્શન, સાચો ધર્મ, સાચા મુનિ વગેરે વિષયો લેવામા આવ્યા છે. કવિની ઘણીખરી આ રચનાઓ વ્રજભાષામા કે વ્રજભાષાની છાટવાળી છે અને કવિતાની ઊંચી કોટિએ પહોચે એવી છે

આમ, ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ ગુજરાતી ભાષામા પણ વિપુલ સાહિત્ય આપણને આપ્યું છે, જે વડે આપણા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા તેઓ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે. એમના તમામ સાહિત્ય માટે એમણે પોતે 'શ્રીપાળ રાસ'ની બારમી ઢાળમા કહ્યુ છે તે પ્રમાણે અવશ્ય કહી શકીએ,

વાણી વાચક જસ તણી કોઈ નયે ન અધૂરી જી'

## મહોપાધ્યાયજીની સ્વહસ્તલિખિત પ્રતિઓ

મહોપાધ્યાયજી મહારાજે પોતે જે જે ગ્રથોની રચના કરી તેમાના કેટલાક ગ્રથોની પ્રતિઓ તેમના પોતાના હસ્તાક્ષરમા મળે છે એમાની કેટલીક પ્રતિઓ મૂળ ખરડારૂપે પણ છે આની પાત્રીસેક જેટલી હસ્તપ્રતો આપણને જુદાજુદા ભડારોમા મળી આવી છે પ્રાચીન સમયના એક જ લેખકની આટલી બધી હસ્તપ્રતો એના પોતાના હસ્તાક્ષરમા મળી આવે એ ઘટના અત્યત વિરલ અને ગૌરવપૂર્ણ છે. આવી હસ્તપ્રતિઓ મેળવવામા સૌથી વધુ ફાળો મુનિ શ્રી પુણ્યવિજયજીનો છે, તથા સૂરિસમ્રાટ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી' મહારાજ તથા તેમના પરિવારનો ફાળો તથા વિદ્યમાન મુનિ શ્રી યશોવિજયજીનો ફાળો પણ પ્રશસાપાત્ર છે મહોપાધ્યાયજીના નીચે મુજબ ગ્રથો એમના પોતાના હસ્તાક્ષરમા લખાયેલા મળી આવ્યા છેઃ

૧ આર્ષભીય મહાકાવ્ય (અપૂર્ણ) ૨. તિઙ્ન્વયોક્તિ (અપૂર્ણ) ૩. નિશાભુક્તિપ્રકરણ ૪. વિજયપ્રભસૂરિ ક્ષામણક વિજ્ઞપ્તિપત્ર, ૫. સિદ્ધાતમજરી શબ્દખડ ટીકા (અપૂર્ણ) ૬ જબૂસ્વામી રાસ ૭. આરાધક

વિરાધક ચતુર્ભંગી-સ્વોપજ્ઞ ટીકાસહ ૮. અધ્યાત્મસાર ૯. પ્રમેયમાલા (અપૂર્ણ) ૧૦. દ્રવ્યગુણપર્યાય રાસ બાલાવબોધ ૧૧. ધર્મપરીક્ષા સ્વોપજ્ઞ ટીકામાં ઉમેરણ ૧૨. આત્મખ્યાતિ ૧૩. ગુરુતત્ત્વવિનિશ્ચય ગ્રંથનો અંતિમભાગ ૧૪. નયરહસ્ય ૧૫. ભાષારહસ્ય ૧૬. વાદમાલા (અપૂર્ણ) ૧૭. સ્યાદ્વાદરહસ્ય ૧૮. માર્ગપરિશુદ્ધિ ૧૯. વૈરાગ્યકલ્પલતા ૨૦. યોગબિંદુ અવચૂરી ૨૧. યોગદૃષ્ટિ સમુચ્ચય અવચૂરિ (અપૂર્ણ) ૨૨. સ્યાદ્વાદરહસ્ય બૃહદ્ (અપૂર્ણ) ૨૩. તત્ત્વાર્થવૃત્તિ ૨૪. વૈરાગ્યરતિ (અપૂર્ણ) ૨૫. સ્તોત્રત્રિક ૨૬. ઉત્પાદાદિસિદ્ધિપ્રકરણ ટીકા (અપૂર્ણ) ૨૭. ન્યાયાલોક ૨૮. યોગવિંશિકાવૃત્તિ ૧૯. વિષયતાવાદ ૩૦. સ્તોત્રાવલી–સ્તોત્રત્રિક ૩૧. અષ્ટસહસ્રી ૩૨. કાવ્યપ્રકાશટીકા (અપૂર્ણ).

આ ઉપરાંત બીજા કેટલાક ગ્રંથો પણ એમના હસ્તાક્ષરમાં મળી આવે એવો સંભવ છે. એમના કેટલાક ગ્રંથોનાં પાનાં વેરવિખેર, છૂટાં-છવાયાં થઈ નષ્ટ પામ્યાં છે. કચરા તરીકે માની સાબરમતી નદીમાં પધરાવવા માટે લઇ જવાતા પાનાના સંગ્રહમાંથી 'યોગવિંશિકાવૃત્તિ' જેવા ગ્રંથો મળી આવ્યા છે.

શ્રી યશોવિજયજીના હસ્તાક્ષરમાં એમણે બીજા ગ્રંથકારોના ગ્રંથોની પોતાના ઉપયોગ માટે કરેલી નકલો પણ ઠીકઠીક સંખ્યામાં મળે છે. બીજી બાજુ, એમણે પોતે રચેલા ગ્રંથોની એમના ગુરુ શ્રી નયવિજયગણિએ કરી આપેલી નકલો પણ આપણને મળે છે એ પણ એક આનંદગૌરવની વાત છે.

## પંડિત સુખલાલજીનો અભિપ્રાય

શ્રી યશોવિજયજી મહારાજે મહાન જૈન પૂર્વાચાર્યોની ઘણી કૃતિઓનો, મહત્ત્વની ઉપલબ્ધ લગભગ બધી જ કૃતિઓનો, ઊંડો અભ્યાસ કર્યો હતો. તદુપરાંત, એમણે અન્ય દર્શનોનો પણ ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો. એમના જેટલી અને જેવી બહુશ્રુતતા બહુ જ વિરલ વ્યક્તિ-

આમાં આપણને જોવા મળે છે. પૂ. પંડિત સુખલાલજીએ શ્રી યશોવિજયજી-કૃત 'પાતંજલ યોગદર્શનવૃત્તિ' તથા 'હારિભદ્રી યોગવિંશિકા ટીકા'ના હિંદીમાં સાનુવાદ કરેલા સંપાદનમાં શ્રી યશોવિજયજી માટે નીચે મુજબ અભિપ્રાય દર્શાવ્યો છે:

'वाचक यशोविजयका परिचय इतने हीमें कर लेना चाहिए कि उनकी सी समन्वय शक्ति रखनेवाला, जैनजैनेतर मौलिक ग्रंथोंका गहरा दोहन करनेवाला, प्रत्येक विषयकी तहतक पहुँचकर उस पर समभावपूर्वक अपना स्पष्ट मन्तव्य प्रकाशित करनेवाला, शास्त्रीय व लौकिक भाषामें विविध साहित्य रचकर अपने सरल और कठिन विचारोंको सब जिज्ञासु तक पहुँचानेकी चेष्टा करनेवाला और सम्प्रदायमें रहकर भी सम्प्रदायके बंधनकी परवा न कर जो कुछ उचित जान पडा उस पर निर्भयतापूर्वक लिखनेवाला केवल श्वेताम्बर, दिगंबर समाजमें ही नहीं बल्कि जैनेतर समाजमें भी उनका सा कोई विशिष्ट विद्वान अभी तक हमारे ध्यानमें नहीं आया। पाठक स्मरणमें रखें, यह अत्युक्ति नहीं हैं। हमने उपाध्यायजी के और दूसरे विद्वानों के ग्रंथो का अभीतक जो अल्प मात्र अवलोकन किया है उसके आधार पर तोल-नाप कर उपरके वाक्य लिखे हैं। निःसन्देह श्वेताम्बर और दिगंबर समाजमें अनेक बहुश्रुत विद्वान हो गये हैं। वैदिक तथा बौद्ध सम्प्रदायमें भी प्रचंड विद्वानोंकी कमी नहीं रही है खास कर वैदिक विद्वान तो सदाहीसे उच्च स्थान लेते आये हैं, विद्या मानो उनकी बपौती ही है, पर इसमें शक नहीं कि कोई बौद्ध या कोई वैदिक विद्वान आजतक ऐसा नहीं हुआ है जिसके ग्रन्थके अवलोकनसे यह जान पडे कि वह वैदिक या बौद्धशास्त्रके उपरांत जैन शास्त्रका भी वास्तविक गहरा और सर्वव्यापी ज्ञान रखता हो। इसके विपरित उपाध्यायजी जैन थे इस लिए जैनशास्त्रका गहरा ज्ञान उनके लिए सहज था पर उपनिषद, दर्शन आदि वैदिक ग्रन्थोंका तथा बौद्ध ग्रन्थोंका इतना वास्तविक परिपूर्ण और स्पष्ट ज्ञान उनकी अपूर्व प्रतिभा और काशी

सेवनका ही परिणाम है।'

બીજે એક સ્થળે એમણે લખ્યું છે, 'તેઓ જન્મસંસ્કારસંપન્ન, શ્રુતયોગસંપન્ન અને આજન્મ બ્રહ્મચારી ધુરંધર આચાર્ય હતા. સામાન્ય રીતે પોતાના બધા ટીકાગ્રંથોમા તેમણે જે જે કહ્યું છે તે બધાનું ઉપપાદન પ્રાચીન અને પ્રામાણિક ગ્રંથોની સમ્મતિ દ્વારા કર્યું છે, ક્યારે કોઈ ગ્રંથનો અર્થ કાઢવામા ખેંચતાણ નથી કરી......માત્ર અમારી દૃષ્ટિએ નહિ, પણ હરકોઈ તટસ્થ વિદ્વાનની દૃષ્ટિએ જૈન સંપ્રદાયમાં ઉપાધ્યાયજીનુ સ્થાન વૈદિક સંપ્રદાયના શકરાચાર્ય જેવુ છે.'*

ઉપાધ્યાયજી મહારાજ દાર્શનિક વિષયોના પારદૃષ્ટા હતા. તેમણે જૈન દર્શનોને નવ્યન્યાયની શૈલીમા રજૂ કર્યા છે. તેમના આ મહાન કાર્ય વિશે શ્રી દલસુખભાઈ માલવણિયાએ લખ્યું છે, '...એ સાડાચારસો વર્ષના વિકાસનો સમાવેશ એકલે હાથે વાચક યશોવિજયજીએ જૈનશાસ્ત્રમાં કર્યો છે. તેમના આ મહાન કાર્યનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તેમની પ્રતિભાને નમન કર્યા વિના છૂટકો નથી થતો. તેમણે અનેક વિષયોના અનેક ગ્રંથો લખ્યા છે, પણ તે ન જ લખ્યા હોત તોપણ તેમણે જે જૈન દર્શનને નવ્યન્યાયની શૈલીમાં મૂકીને અપૂર્વ કાર્ય કર્યું છે તેને લઈને તેઓ અમર થઈ ગયા છે....આધુનિક દર્શનશાસ્ત્રમાંથી ગ્રાહ્ય કે ત્યાજ્ય-નો વિચાર કરનાર હજુ કોઈ જૈન દાર્શનિક પાકચો નથી. એ જ્યાં સુધી નહિ પાકે ત્યાં સુધી વાચક યશોવિજયજી જૈન દર્શન વિશે અંતિમ પ્રમાણ રહેશે.'+

જેમ દર્શનશાસ્ત્રમાં તેમ અધ્યાત્મયોગમાં પણ તેમનું અર્પણ મૂલ્યવાન છે. તેમને શ્રી હરિભદ્રસૂરિએ વર્ણવેલા યોગમાર્ગના આદ્ય વિવેચક

---

* શ્રી યશોવિજયજીના 'ગુરુ તત્ત્વવિનિશ્ચય' નામના ગ્રંથની પ્રસ્તાવના.

+ 'શ્રી યશોવિજય સ્મૃતિગ્રંથ'માં 'અમર યશોવિજયજી' નામનો લેખ, પૃ. ૬૭.

તરીકે ઓળખાવવામાં આવે છે. તેઓ જેવા જ્ઞાની હતા તેવા ક્રિયાવાદી પણ હતા. તેમની પ્રતિભા અને તેમના કાર્યો આપણને મહાન પૂર્વાચાર્યોના સ્મરણ કરાવે છે. ડૉ. ભગવાનદાસ મહેતા લખે છે, 'આ મહાત્મા પ્રતિભામા જાણે સિદ્ધસેન- દિવાકરના પુનરવતાર હોય, દાર્શનિક અભ્યાસમા જાણે લઘુ હરિભદ્ર હોય, શ્રુતજ્ઞાનમા જાણે બીજા હેમાચાર્ય હોય, અધ્યાત્મવિદ્યામા જાણે આનંદઘનજીના અનુગામી હોય એમ આપણને સહેજે પ્રતિભાસે છે.'° શ્રી ભદ્રકરવિજયજી ગણિ લખે છે, 'વાચક યશોવિજયમા હરિભદ્રાચાર્ય જેવી મધ્યસ્થ બુદ્ધિ અને પરીક્ષક શક્તિ તથા હેમચન્દ્રાચાર્ય જેવી સન્માર્ગ-દેશક અને સન્માર્ગરક્ષક વૃત્તિ તરી આવે છે. તદુપરાત પૂર્વના મહાન આચાર્યોની જેમ ગુરુભક્તિ, તીર્થભક્તિ, સંઘભક્તિ, શાસનપ્રેમ, ધર્મપ્રેમ, સંસારજુગુપ્સા, સવેગરસ, નમ્રતા, લઘુતા, સરળતા, દઢતા, ઉદારતા, ધીરતા, ગભીરતા, પરોપકારરસિકતા ઇત્યાદિ અગણિત ગુણો જણાઈ આવે છે. અને એ બધા અપૂર્વ ગુણોના કારણે તેમની કૃતિઓમા એક નાનુ બાળક પણ સમજી શકે એટલી હદ સુધીની સરળ અને એક પ્રૌઢતમ વિદ્વાન પણ ન સમજી શકે એટલી હદ સુધીની ગભીર મળી શકે છે.'×

આમ, અનેકવિધ પ્રતિભા ધરાવનાર, અનેક ક્ષેત્રમા પોતાનુ મૂલ્યવાન અર્પણ કરનાર ઉપાધ્યાય શ્રી યશોવિજયજી આપણા મહાન જ્યોતિર્ધર છે. તાર્કિક શિરોમણિ, સ્મારિત શ્રુતકેવલી, લઘુ હરિભદ્ર, દ્વિતીય હેમચન્દ્ર, યોગવિશારદ, સત્યગવેષક, સમયવિચારક, ऍं બીજમત્ર પદના પ્રસ્થાપક, 'કુર્ચાલી શારદ'(પુરુષરૂપે અવતરેલ મૂછાળી સરસ્વતી)નું વિરલ બિરુદ પામેલા, મહાન સમન્વયકાર, પ્રખર નૈયાયિક, વાદીમદભજક, શુદ્ધાચાર-ક્રિયાપાલક, દ્રવ્યાનુયોગનો દરિયો ઉલઘી જનાર ઇત્યાદિ શબ્દો વડે જેમને બિરદાવવામાં આવે છે એવા મહાન જ્યોતિર્ધર શ્રી યશોવિજયજીને આપણાં કોટિશઃ વદન હો!

° શ્રી યશોવિજય સ્મૃતિગ્રંથ પૃ ૭૯
× શ્રી યશોવિજય સ્મૃતિગ્રંથ પૃ ૨૬

# સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતીમાં જંબૂસ્વામી વિશેની રચનાઓ*

ચરમ કેવલી શ્રી જંબૂસ્વામીની કથા જૈનોની પ્રાચીન કથાઓમાંની એક છે અને જૈનોને તે અત્યંત સુપરિચિત છે. જૈન દર્શન પ્રમાણે શ્રી જંબૂસ્વામી એ છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી પછી શ્રી સુધર્માસ્વામીની પાટે આવનાર ઐતિહાસિક વ્યક્તિ છે. એમનો નિર્વાણસમય વીર સંવત ૬૪, એટલે કે ઈ. સ. પૂર્વે ૪૬૨નો ગણાય છે.

જંબૂસ્વામીનો ઉલ્લેખ પ્રાચીનમાં પ્રાચીન જૈન ગ્રંથોમાં મળે છે. જૈનોના લગભગ બધા જ આગમોમાં જંબૂસ્વામીને વિશે કંઈક ને કંઈક ઉલ્લેખ થયેલો છે.

પ્રાચીન ગ્રંથોમાં જંબૂસ્વામીની કથા વિસ્તારપૂર્વક આપણને ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં કે એથી પણ પૂર્વે રચાયેલા મનાતા ગ્રંથ શ્રી સંઘદાસગણિકૃત 'વસુદેવહિંડી'માં+ આરંભમાં જ 'કથાની ઉત્પત્તિ' તરીકે જોવા મળે છે. એથી પૂર્વેના કોઈ ગ્રંથમાં પણ જંબૂસ્વામીની કથા મળી આવે તો નવાઈ નહિ.

વસુદેવહિંડી પછી સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રશમાં જંબૂસ્વામીની કથા નીચેની કૃતિઓમાં મળે છે:

૧ સ્વયંભૂદેવરચિત 'હરિવંશપુરાણ' (ઈ. સ.ની સાતમીથી દસમી શતાબ્દી વચ્ચે)

* 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', 'જૈન ગુર્જર કવિઓ-ભાગ ૧-૨-૩', અને અન્ય સૂચીગ્રંથોને આધારે આ માહિતી અહીં આપવામાં આવી છે.

+ એનો ગુજરાતી અનુવાદ ડૉ. ભોગીલાલ સાંડેસરાએ કર્યો છે, અને તે ભાવનગરની જૈન આત્માનંદ સભાએ પ્રગટ કર્યો છે.

૨ ભદ્રેશ્વરકૃત 'કહાવલી' (આશરે ઈ. સ. ૧૧મા સૈકાનો અંત)
૩ ૫. સાગરદત્તકૃત 'જંબૂસામિચરિય' (સં. ૧૦૭૬)
૪ વીરકૃત 'જબૂસામિચરિય' (સં. ૧૦૭૬)
૫ ધર્મદાસકૃત 'ઉપદેશમાલા' ઉપર રત્નપ્રભસૂરિએ રચેલી 'વિશેષ વૃત્તિ' અથવા 'દોઘટ્ટી વૃત્તિ' (સં. ૧૨૩૮)
૬ ગુણપાલમુનિકૃત 'જબૂચરિત્ર'
૭ ભુવનકીર્તિસૂરિકૃત 'જમ્બૂસ્વામી ચરિત'
૮ ઉદયપ્રભસૂરિકૃત 'ધર્માભ્યુદય મહાકાવ્ય'
૯ હેમચન્દ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' (ઈ. સ.નો અગિયારમો સૈકો) (પરિશિષ્ટ પર્વ)
૧૦ પદ્મસુંદરગણિકૃત 'જમ્બૂસ્વામી ચરિત્ર'
૧૧ સકલહર્ષકૃત 'જંબૂસ્વામી ચરિત્ર'
૧૨ માનસિંહકૃત 'જંબૂસ્વામી ચરિત્ર'
૧૩ જિનસાગરસૂરિકૃત 'કર્પૂરપ્રકર ટીકા'

આ ઉપરાંત જંબૂસ્વામી વિશે બીજી બેએક કૃતિઓ (એક ગદ્યમાં અને એક પદ્યમા) મળી આવે છે, જેનુ કર્તૃત્વ હજુ સુધી અજ્ઞાત છે. આથી પણ વધારે ગ્રથોમા જબૂસ્વામીની કથા મળી આવવાનો પૂરો સભવ છે.

ઈ. સ. ના તેરમા સૈકાના આરભથી તે ઓગણીસમા સૈકા સુધીમા જૂની અને અર્વાચીન ગુજરાતી ભાષામાં રાસા કે ફાગના પ્રકારની લગભગ ત્રીસેક જેટલી કૃતિઓ જંબૂસ્વામી વિશે મળી આવે છે એમાંની બેત્રણ કૃતિઓ સિવાય બીજી બધી જ કૃતિઓ હજી અપ્રગટ છે. રાસા ઉપરાંત જંબૂસ્વામી વિશેની પ્રાકૃત કૃતિઓ ઉપર જૂની ગુજરાતી ભાષામાં લખાયેલા કેટલાક બાલાવબોધો પણ મળી આવે છે. જમ્બૂસ્વામી વિશે લખાયેલી આ બધી કૃતિઓની વિગત આ પ્રમાણે છે:

૧ જબૂસામી ચરિત્ર (વિ. સ. ૧૨૬૬): કર્તા–મહેન્દ્ર સૂરિના શિષ્ય ધર્મમુનિ. ૪૧ કડીમા લખાયેલો આ રાસ જમ્બુસ્વામી વિશે ગુજરાતી ભાષામા અત્યાર સુધીમા મળતી સૌથી પહેલી કૃતિ છે. આ કૃતિ 'પ્રાચીન ગુર્જર કાવ્યસગ્રહ'મા છપાયેલી છે.

૨ જબૂસ્વામી ફાગ (વિ. સ. ૧૪૩૦): કર્તા–કોઈ અજ્ઞાત કવિ. 'પ્રાચીન ફાગુ સગ્રહ'મા આ કૃતિ છપાયેલી છે.

૩ જબૂસ્વામીનો વિવાહલો (વિ. સ. ૧૪૯૫): કર્તા–પીંપલ ગચ્છના હીરાનંદસૂરિ. એમણે સાચોરમા વૈશાખ સુદ આઠમે (સં. ૧૪૯૫) આ રચના પૂરી કરી હતી.

૪ જંબૂસ્વામી ચરિત (વિ. સં. ૧૫૧૬): કર્તા–રત્નસિંહસૂરિના શિષ્ય. કવિએ રાસમાં પોતાનુ નામ ન જણાવતા પોતાનો ઉલ્લેખ માત્ર રત્નસિંહસૂરિના શિષ્ય તરીકે કર્યો છે.

૫ જંબૂસ્વામી પચભવવર્ણન ચોપાઈ (વિ. સં. ૧૫૨૨): કર્તા–દેપાલ ભોજક. ગાથા આશરે ૧૭૯.

૬ જંબૂ અતરગ રાસ (વિક્રમની સોળમી સદી): કર્તા–સહજસુદર. વિવાહલુના પ્રકારની આ કૃતિ ૬૩ કડીમા લખાયેલી છે.

૭ જબૂસ્વામી રાસ (પચભવચરિત્ર) (વિ સં ૧૬૧૯): કર્તા–વિજય-ગચ્છના મલ્લિદાસ. ૩૦ ઢાલમા આ રાસની રચના થયેલી છે.

૮ જબૂકુમાર રાસ (વિ. સ. ૧૬૨૨): કર્તા–પીપ્પલક ગચ્છના રાજપાલ. આશરે ૯૫૫ કડીમા આ રાસની રચના થયેલી છે.

૯ જંબૂરાસ (વિ સ. ૧૬૭૦): કર્તા–ખરતર ગચ્છના ગુણવિનય. બાહડમેર ગામમા એમણે આ રચના કરી હતી.

૧૦ જંબૂસ્વામી રાસ (વિ. સ. ૧૬૯૧): કર્તા–ખરતર ગચ્છના ભુવન-કીર્તિ (બીજા). ચાર અધિકારમાં આ રાસની રચના કરવામા આવી છે.

૧૧ જંબૂ ચોપાઈ (વિ. સ. ૧૬૯૨): કર્તા–તપાગચ્છના કમલવિજય. ગામ સિવાણામા એમણે આ રચના કરી હતી.

૧૨ જંબૂસ્વામી રાસ (વિ. સં. ૧૭૧૪): કર્તા–ખરતર ગચ્છના પદ્મચન્દ્ર. પરિશિષ્ટ પર્વને આધારે એમણે સેરિસા પાટણમાં આ રાસની રચના લગભગ ૧૫૧૧ ગાથામાં કરી છે.

૧૩ જબૂ ચોપાઈ (વિ. સં. ૧૭૨૦): કર્તા–ખરતર ગચ્છના જિનસાગરસૂરિના શિષ્ય કવિ ઉદયરત્ન.

૧૪ જંબૂપૃચ્છા રાસ અથવા કર્મવિપાક રાસ (વિ. સં. ૧૭૨૮): કર્તા–પાર્શ્વચન્દ્ર ગચ્છના વીરજી મુનિ. એમણે પાટણમાં આ રાસની રચના ૧૩ ઢાલમાં કરી છે. આ રાસ ભીમશી માણેક છપાવ્યો છે.

૧૫ જંબૂરાસ (વિ. સં. ૧૭૨૯): કર્તા–ધર્મમંદિર. એમણે નગર મુલતાનમાં આ રાસની રચના કરી હતી.

-૧૬ જંબૂસ્વામી ચોપાઈ (વિ. સ. ૧૭૨૯): કર્તા–ખરતર ગચ્છના સુમતિરંગ એમણે પણ નગર મુલતાનમાં એ જ વર્ષમાં આ રાસની રચના કરી હતી. (ધર્મમંદિર અને સુમતિરંગ એ બનેની એક જ નગરમા એક જ વર્ષમા થયેલી આ બે રચના સરખાવી જોવા જેવી ખરી.)

૧૭ જંબૂકુમાર રાસ (વિ. સ. ૧૭૩૪): કર્તા–તપાગચ્છના ચંદ્રવિજય. એમણે ગામ કોરડાદેમા આ રાસની રચના ૮૫૨ ગાથામા કરી છે.

૧૮ જંબૂરાસ (વિ. સં. ૧૭૩૮): કર્તા–તપાગચ્છના જ્ઞાનવિમલસૂરિ. એમણે થિરપુર નગરમા આ રાસની રચના પાંત્રીસ ઢાલમાં કરી હતી. આ રાસ પ્રગટ થયેલો છે.

૧૯ શ્રી જંબૂસ્વામી બ્રહ્મગીતા (વિ. સં. ૧૭૩૮): કર્તા–ઉપા૦ શ્રી યશોવિજયજી. એમણે ખંભાતમાં આ લઘુકૃતિની રચના કરી છે 'ગુર્જર સાહિત્ય સગ્રહ–ભાગ ૧'મા એ પ્રગટ થઈ છે.

૨૦ જબૂસ્વામી રાસ (વિ. સ. ૧૭૩૯): કર્તા—ઉપા૦ શ્રી યશો-વિજયજી એમણે ખંભાતમા આ રાસની રચના પાચ અધિકારની ૩૭ ઢાલમા કરી છે. આ રાસ 'ગુર્જર સાહિત્ય સગ્રહ'—ભાગ બીજામા પ્રગટ થયો છે.

૨૧ જંબૂસ્વામી રાસ (વિ સ ૧૭૪૯). કર્તા—તપાગચ્છના ઉદયરત્ન. એમણે ખેડા હરિયાલા ગામમા, ૬૬ ઢાલની લગભગ અઢી હજાર ગાથામા આ રાસની રચના કરી છે.

૨૨ જબૂસ્વામીરાસ(વિ સ.૧૭૫૧)' કર્તા—ખરતર ગચ્છના યશોવર્ધન.

૨૩ જબૂસ્વામી રાસ (વિ. સ. ૧૭૬૦): કર્તા—ખરતર ગચ્છના જિનહર્ષ એમણે ચાર અધિકારની ૮૦ ઢાલમા આ રાસની રચના કરી છે. રાસની ગાથા આશરે ૧૬૫૭ છે.

૨૪ જબૂકુમાર રાસ (વિ. સં. ૧૭૬૪): કર્તા—કડવા ગચ્છના શ્રી લાધાશાહ એમણે સોહી ગામમા, આ રાસની રચના કરી છે. રાસની ઢાલ બત્રીસ છે.

૨૫ જંબૂસ્વામી ચોઢાળિયુ (વિ સં. ૧૭૯૩): કર્તા—ખરતર ગચ્છના શ્રી દુર્ગાદાસ

૨૬ જબૂચરિત (વિ સં. ૧૮૦૫): કર્તા—શ્રી ચેતનવિજય. એમણે અજીમગજમા આ કૃતિની રચના કરી છે. ભાષા રાજસ્થાની છે

૨૭ જબૂચોપાઈ (વિ. સ. ૧૮૩૮): કર્તા—શ્રી ચદ્રભાણુ એમણે ખોડાવડ ગામમા આ રાસની રચના ૩૫ ઢાલમા કરી છે. રાસની ભાષા રાજસ્થાની છે.

૨૮ જબૂકુમાર ચોઢાળિયું (વિ સં. ૧૮૭૩)' કર્તા—શ્રી સૌભાગ્ય-સાગર. એમણે પાટણમા આ કૃતિની રચના કરી હતી આ કૃતિ ભીમશી માણેક તરફથી પ્રગટ થયેલ છે.

૨૯ જબૂસ્વામીના શલોકો (વિક્રમની ઓગણીસમી સદી): કર્તા—શ્રી લબ્ધિવિજય

૩૦ જંબૂસ્વામી ગુણરત્નમાલા (વિ. સં. ૧૯૦૨): કર્તા–જેપુરવાસી ઓસવાલ શ્રાવક શ્રી આનંદ જેઠમલ. એમણે ૩૫ ઢાલમાં આ રાસની રચના કરી છે.

આ ઉપરાંત જૂની ગુજરાતી ભાષામાં જંબૂસ્વામી વિશે નીચે પ્રમાણે બાલાવબોધ મળી આવે છે:

૧ જંબૂચરિત્ર (પ્રાકૃત)નો બાલાવબોધ (વિ. સં. ૧૭૯૦) મૂળ પ્રાકૃત કૃતિ પદ્મસુંદર ગણિની છે.

૨ જંબૂચરિત્ર (પ્રાકૃત)નો બાલાવબોધ (વિ. સં. ૧૭૯૫ પહેલા): કર્તા–શ્રી સુંદરજી ગણિ.

૩ જંબૂચરિત્ર બાલાવબોધ (વિ. સં. ૧૮૦૮)

૪ જંબૂચરિત્ર (પ્રાકૃત) પરનો બાલાવબોધ (વિ. સં. ૧૮૧૨)

૫ જંબૂઅધ્યયનચરિત્ર–બાલાવબોધસહિત (વિ. સં. ૧૮૧૬ પહેલાં)

૬ જંબૂસ્વામી કથાનક (વિ. સં. ૧૮૨૯): મૂળ પ્રાકૃત કૃતિ શ્રી પદ્મસુંદર ગણિકૃત છે.

જંબૂસ્વામી વિશે રચાયેલી કૃતિઓની ઉપલબ્ધ એટલી માહિતી અહીં આપવામાં આવી છે. આથી પણ બીજી વધુ કૃતિઓ મળી આવવાનો સંભવ છે.

# શ્રી યશોવિજયજીકૃત જંબૂસ્વામી રાસ

## (સમાલોચના)

સંસ્કૃત અને પ્રાકૃતમાં અનેક ગ્રંથોની રચના કરનાર મહોપાધ્યાય શ્રી યશોવિજયજીએ ગુજરાતી ભાષામા પણ ઘણી રચનાઓ કરી છે. જંબૂસ્વામી રાસ એમના જીવનની ઉત્તરાવસ્થાની, સં. ૧૭૩૯માં રચાયેલી કૃતિ છે. આ રાસ એમની સમગ્ર ગુજરાતી કૃતિઓમાં કદની દૃષ્ટિએ મોટામા મોટી કૃતિ છે. આ પૂર્વે એમણે ગુજરાતીમાં બીજી ઘણી નાનીમોટી કૃતિઓની રચના કરેલી છે. એટલે જંબૂસ્વામી રાસમાં એમનુ ગુજરાતી ભાષા પરનું પ્રભુત્વ ઘણું સારું જોઈ શકાય છે.

જંબૂસ્વામી રાસ પૂર્વે શ્રી યશોવિજયજીએ સ્તવન, સજ્ઝાય, સંવાદ વગેરે પ્રકારની કેટલીયે રચનાઓ જુદીજુદી દેશીઓમાં કે રાગ-રાગિણીઓમાં લખાયેલી ઢાળોમાં કરી હતી. તદુપરાંત એમણે શ્રી વિનયવિજયજીના અપૂર્ણ 'શ્રીપાલ રાસ'ના ઉત્તર ભાગની રચના કરેલી હતી અને 'દ્રવ્ય ગુણપર્યાય રાસ'માં તથા પદ્સ્થાનક ચોપાઈમાં તત્ત્વજ્ઞાન જેવા કઠિન વિષયને કવિતામાં—રાસના પ્રકારની રચનામાં ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો. એટલે જંબૂસ્વામી રાસની રચના એમને માટે હસ્તામલક જેવી વાત હતી. દ્રવ્યગુણપર્યાય રાસની રચના માત્ર ઢાળોમાં થઈ છે અને તેનું વસ્તુ પણ માત્ર તત્ત્વજ્ઞાનનું છે. જ્યારે જબૂસ્વામી રાસ પ્રાચીન જૈન રાસાપદ્ધતિએ ઢાળ અને દૂહાની કડીઓમાં લખાયેલો છે અને એમાં વસ્તુ તરીકે શ્રી જંબૂસ્વામીની કથા લેવામાં આવી છે.

સં. ૧૭૩૮–૩૯માં શ્રી ઉપાધ્યાયજી મહારાજ ખભાતમાં ચોમાસું રહ્યા હતા. એ અરસામા સં. ૧૭૩૮માં એમણે 'શ્રી જંબૂસ્વામી બ્રહ-

ગીતા' નામની એક નાની કૃતિની રચના કરી હતી. અને ત્યાર પછી એ જ ચોમાસા દરમિયાન એમણે, આ 'જમ્બૂસ્વામી રાસ'ની રચના એમના ગુરુ શ્રી નયવિજયજીના સાન્નિધ્યમા રહીને કરી છે. એટલે જમ્બૂસ્વામી વિશે એ લઘુકૃતિ પરથી આ મોટી કૃતિ રચવા તરફ તેઓ પ્રેરાયા હોય એમ લાગે છે. લઘુકૃતિ ફાગ અને દૂહાની ૨૯ કડીમા લખાયેલી છે. એમાં જમ્બૂસ્વામીના ચરિત્રની મુખ્ય મુખ્ય ઘટનાઓનો માત્ર નિર્દેશ જ છે અને મદન ઉપર તેઓ કેવો વિજય મેળવે છે તેનુ નિરૂપણ છે. રચનાની દૃષ્ટિએ બ્રહ્મગીતા અને રાસ બને ભિન્નભિન્ન છે, એટલે કલ્પના, અલકાર, તર્ક કે ભાષાની દૃષ્ટિએ એમા સામ્ય ન હોય એ સ્વાભાવિક છે. તેમ છતા બ્રહ્મગીતાની નીચેની પક્તિઓ જેવી પક્તિઓ રાસમા પણ આપણને અન્ય સંદર્ભમા જોવા મળે છે:

આઠ તે કામિની ઓરડી, ગોરડી ચોરડી ચિત્ત;
મોરડી પરિં મદિ માચતી, નાચતી રાચતી ગીત.

આની સાથે સરખાવો 'જમ્બૂસ્વામી રાસ'ના ચોથા અધિકારની ૧૩૫મી કડી:

મદન ગુણ ઊરડી ગોરડી, ચોરડી તરુણ મન તેહ રે;
કામી પગબધન દોરડી, લવણિમાલિંગિન દેહ રે.

શ્રી યશોવિજયજી મહારાજે આ 'જમ્બૂસ્વામી રાસ'ની રચના માટે શ્રી હેમચદ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'ના પરિશિષ્ટ પર્વમા આપેલા જંબૂસ્વામીના ચરિત્રનો મુખ્યત્વે આધાર લીધો છે. શ્રી જમ્બૂસ્વામીના ચરિત્ર વિશે સંસ્કૃતપ્રાકૃતમાં રચનાઓ થયેલી છે અને તેમા શ્રી હેમચદ્રાચાર્યની રચના વધુ વિસ્તૃત અને સમર્થ છે, એટલે તેનો આધાર આ રાસની રચના માટે લેવાય એ સ્વાભાવિક છે.

---

* ખમ નયરે થુણ્યા ચિત્તિ હર્ષે જમ્બૂ વસુ[૮], ભુવન[૩], મુનિ[૭], ચદ[૧], વર્ષે·
શ્રી નયવિજય બુધ સુગુરુ સીસ, કહે અધિક પૂરયો મન જગીસ

શ્રી જંબૂસ્વામીનું ચરિત્ર પ્રાચીન ગ્રંથોમાં આપણને ઈ. સ.ના છઠ્ઠા સૈકાના 'વસુદેવહિંડી' (સંઘદાસગણિકૃત)માં જોવા મળે છે. તેમાં જંબૂસ્વામીનું ચરિત્ર, 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ની સરખામણીમા ઘણું જ ટૂંકમાં આપવામા આવ્યું છે. વસ્તુતઃ વસુદેવની કથાનો આરંભ બતાવવાના નિમિત્તે જ તેમા જંબૂસ્વામીની કથા આપવામા આવી છે. 'વસુદેવહિંડી'માં જણાવ્યા પ્રમાણે શ્રી સુધર્માસ્વામીએ શ્રી જંબૂસ્વામીને વસુદેવચરિત કહેલુ હતું; તેથી 'વસુદેવહિંડી'મા માત્ર 'કથાની ઉત્પત્તિ' તરીકે જંબૂસ્વામીનું ચરિત્ર આપવામા આવ્યું છે. જંબૂસ્વામી વિશે અત્યાર સુધીમા મળતી આ જૂનામા જૂની કથા હોવાથી તેની મુખ્ય મુખ્ય ઘટનાઓ આપણે જોઈ લઈએ.

મગધા નામે જનપદમા, રાજગૃહ નગરમાં શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો. એ નગરમા ઋષભદત્ત નામે શાહુકાર રહેતો હતો. એની પત્ની ધારિણીને એક વાર પાચ સ્વપ્નો આવેલાં. એ પરથી ઋષભદત્તે આગાહી કરી હતી કે, 'ભગવાન અરહંતે આવાં સ્વપ્નોનુ ફળ દર્શાવ્યું છે તે પ્રમાણે, તને પ્રભાવશાળી પુત્ર થશે.' ત્યાર પછી બ્રહ્મલોકથી ચવેલો દેવ તેની કુખે અવતર્યો. ધારિણીએ સ્વપ્નમા જમ્બુફળનુ દર્શન કર્યું હતું એટલે પુત્રનું નામ જંબુકુમાર રાખવામાં આવ્યું.

જંબૂકુમાર યુવાવસ્થામાં આવ્યા તે સમયે શ્રી સુધર્માસ્વામી ગણધર રાજગૃહ નગરના ચૈત્યમા પધાર્યા હતા. જંબૂકુમાર તેમને વંદન કરવા જાય છે અને તેમની પાસેથી ઉપદેશ સાંભળી દીક્ષા લેવા પ્રેરાય છે. દીક્ષા માટે તે માતાપિતાની આજ્ઞા માગવા જાય છે, પરતુ નગરમા પ્રવેશવા જતા છે ત્યા યુદ્ધની તૈયારી નિહાળે છે અને કુમરણનો ભય જણાતાં ગુરુ પાસે જઈ પહેલાં આજીવન બ્રહ્મચર્યનું વ્રત લે છે અને પછી ઘરે પહોંચી માતપિતાને વાત કરે છે. માતાપિતા જંબુકુમારને દીક્ષા ન લેવા માટે સમજાવે છે. જવાબમાં જંબૂકુમાર શ્રી સુધર્માસ્વામીએ કહેલ ઇભ્યપુત્રની કથા, દુર્લભ ધનપ્રાપ્તિના વિષયમાં મિત્રોની

કથા અને ઇન્દ્રિય વિષયોની આસક્તિ સંબંધે વાંદરાની કથા માતા-પિતાને કહી, ત્યાર પછી, માતાપિતાના આગ્રહને લીધે દીક્ષા લેતાં પહેલાં પાણિગ્રહણ કરવાનું જંબૂ કુમાર સ્વીકારે છે; કારણ કે તેમનો વિવાહ આઠ શ્રેષ્ઠીઓની કન્યાઓ સાથે તે પહેલાં કરવામાં આવ્યો હતો.

જંબૂકુમારનાં લગ્ન થાય છે. લગ્નને દિવસે સાંજે ભોજન પછી જબૂકુમાર આઠ પત્નીઓ સાથે વાસઘરમાં જાય છે, તે સમયે પ્રભવ નામનો ચોર પોતાના સાથીઓ સાથે ત્યાં આવી, પોતાની અવસ્વાપિની વિદ્યા વડે બધાને ઉંઘાડી વસ્ત્રાભરણ ચોરી જવા પ્રયત્ન કરે છે. તે સમયે જંબૂકુમાર જાગ્રત હોય છે અને એમના શબ્દોથી તે ચોરો નિશ્ચેટ થઈ જાય છે. પ્રભવ ચોર આથી આશ્ચર્ય પામી આવી 'સ્તંભિની' અને 'મોચની' વિદ્યા પોતાની અવસ્વાપિની વિદ્યાના બદલામાં આપવા માટે જંબૂ કુમારને કહે છે. પરતુ જંબૂ કુમાર પ્રભવને જણાવે છે કે પોતે સંસાર-નો ત્યાગ કરી આવતી કાલે શ્રી સુધર્માસ્વામી પાસે દીક્ષા લેવાના છે. પ્રભવ તેમને દીક્ષા ન લેવા માટે કહે છે. તેના જવાબમા જબૂકુમાર તેને મધુબિંદુની કથા કહે છે અને પ્રભવની બીજી દલીલોના ઉત્તરમા લલિ-તાંગકુમારની, કુબેરદત્તની, ગોપ યુવકની, મહેશ્વરદત્તની અને વણિકની કથા કહે છે.

ત્યાર પછી જંબૂ કુમારે સુધર્માસ્વામી પાસે દીક્ષા લીધી. તેમની સાથે તેમનાં માતાપિતા, પત્નીઓ અને પ્રભવે પણ દીક્ષા લીધી. ગુરુ સાથે વિહાર કરતા જબૂસ્વામી ચંપાનગરીમાં પધાર્યા તે સમયે શ્રેણિક રાજાના પુત્ર કોણિકે સુધર્માસ્વામીને જંબૂસ્વામી વિશે પૂછ્યું, 'ભગવાન ! આ સાધુ આટલા બધા તેજસંપત્તિવાળા દેખાય છે તો તેમણે કેવા પ્રકારનું તપ કર્યું હતું?' ગુરુએ કહ્યું, "હે રાજન! જ્યારે તારા પિતાએ શ્રી મહાવીર પ્રભુને પૂછ્યું ત્યારે તેમણે જે કહ્યું હતુ તે સાભળ." એમ કહી ગુરુએ શ્રી મહાવીર પ્રભુએ કહેલી પ્રસન્નચન્દ્ર અને વલ્કલચીરીની કથા કહી. ત્યાર પછી જબૂસ્વામીની પૂર્વભવની કથામા શ્રી મહાવીર

પ્રભુએ કહેલી ભવદેવ અને ભવદત્તના સંબંધની તથા સાગરદત્ત અને શિવકુમારના સંબંધની અને અનાઢિય દેવની કથા ગુરુએ કહી.

ત્યાર પછી શ્રેણિક રાજાના પ્રશ્નના જવાબમાં શ્રી મહાવીર પ્રભુએ કહેલું વસુદેવનુ ચરિત્ર 'વસુદેવહિંડી'મા આપવામાં આવ્યું છે.

આમ 'વસુદેવહિંડી'ની શ્રી જંબૂસ્વામીની કથા આપણે જોઈ. એ પછી હેમચન્દ્રાચાર્યકૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં એ કથા આપણને આ પ્રમાણે જોવા મળે છે:

શ્રેણિક રાજા પોતાના નગરમાં શ્રી મહાવીર પ્રભુ સમોવસર્યા છે જાણી તેમને વંદન કરવા જાય છે. રસ્તામાં તેના સૈનિકો પ્રસન્નચંદ્ર રાજર્ષિને જુએ છે અને તેમના વિશે વાત કરે છે. રાજા તે વિશે વીરપ્રભુને પૂછે છે અને વીરપ્રભુ તેમને પ્રસન્નચંદ્રના જીવન વિશે કહે છે. ત્યાર પછી રાજા છેલ્લા કેવળજ્ઞાની કોણ થશે એ વિશે પૂછે છે અને ભગવાન એમને ચરમ કેવળી શ્રી જંબૂસ્વામી વિશે કહે છે. તે સમયે અનાઢિય દેવ ત્યા આવી પોતાના કુળની પ્રશસા કરે છે; અને એને વિશે રાજાએ કરેલા પ્રશ્નના જવાબમાં શ્રી વીરપ્રભુ ઋષભદત્ત અને જિનદાસની કથા કહે છે. પછી રાજા વિદ્યુન્માળી દેવ વિશે પૂછે છે અને તેના જવાબમાં પ્રભુ એમને ભવદત્ત અને ભવદેવના ભવની અને પછી સાગરદત્ત અને શિવકુમારના ભવની કથા કહે છે. ત્યાર પછી વિદ્યુન્માલી દેવ ચ્યવીને જંબૂકુમાર તરીકે અવતરે છે.

પછી પ્રભવ ચોરનો પ્રસંગ આવે છે. તેને ઉપદેશ આપવા માટે અને તેની દલીલોનો જવાબ આપવા માટે જંબૂસ્વામી એને મધુબિંદુની, કુબેરદત્તની અને મહેશ્વરદત્તની કથા કહે છે. ત્યાર પછી જંબૂસ્વામી આઠ પત્નીઓને સમજાવે છે, અને તેમણે કથારૂપે કરેલી દલીલોનો કથારૂપે જવાબ આપે છે. તેમાં સમુદ્રશ્રી બક ખેડૂતની કથા કહે છે, જવાબમાં જંબૂસ્વામી કાગડાની કથા કહે છે; પદ્મશ્રી વાનરની કથા કહે છે, જવાબમાં જંબૂ-

સ્વામી અંગારકારકની કથા કહે છે; પદ્મસેના નૂપુરપડિતાની કથા કહે છે, જવાબમાં જબૂસ્વામી વિદ્યુન્માલીની કથા કહે છે; કનકસેના શખધમકની કથા કહે છે, જવાબમાં જંબૂસ્વામી વાનરની કથા કહે છે; નભસેના બુદ્ધિસિદ્ધિની કથા કહે છે, જવાબમાં જબૂસ્વામી જાતિવત ઘોડાની કથા કહે છે; કનકશ્રી મુખીના પુત્રની કથા કહે છે, જવાબમા જબૂસ્વામી સોલ્લકની કથા કહે છે; કમલવતી 'મા સાહસ' પક્ષીની કથા કહે છે, જવાબમાં જંબૂસ્વામી ત્રણ મિત્રોની કથા કહે છે; જયશ્રી 'નાગશ્રીની કથા' કહે છે, જવાબમાં જંબૂસ્વામી લલિતાંગકુમારની કથા કહે છે.

આમ, 'વસુદેવહિંડી'માં ગણિકા અને ઇભ્યપુત્રની કથા તથા દુર્લભ ધનપ્રાપ્તિના વિષયમાં મિત્રોની કથા, જે જંબૂસ્વામી પોતાનાં માતાપિતાને કહે છે તે, તથા પ્રભવની સાથે દલીલમા જબૂસ્વામી એપ યુવકની કથા અને વણિકની કથા કહે છે તે કથા 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં નથી. 'ત્રિષષ્ટિશલાકા'મા માતાપિતાને સમજાવવા માટે જબૂસ્વામી તરફથી કોઈ કથા રજૂ થતી નથી એ નોંધપાત્ર છે. પ્રસન્નચન્દ્ર અને વલ્કલચીરીની કથા વસુદેવહિંડીમાં જંબૂસ્વામીની દીક્ષા પછી, આગળ બની ગયેલી ઘટનારૂપે કહેવામા આવી છે, ત્યારે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં એ કથા આરંભમાં મૂકવામાં આવી છે અને ત્યાર પછી જબૂસ્વામીની કથા કહેવામાં આવી છે.

આમ, 'વસુદેવહિંડી'ની જબૂસ્વામીની કથા પછીના સમયમાં વિકાસ પામે છે અને તેમા નવી દૃષ્ટાન્તકથાઓ પૂર્વ પક્ષ અને ઉત્તર પક્ષ રૂપે ઉમેરાતી જાય છે. હેમચન્દ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'મા આપણને તેનું નવું વિકસેલુ સ્વરૂપ જોવા મળે છે. એમાં 'વસુદેવહિંડી'ની કેટલીક દૃષ્ટાન્ત-કથાઓ છોડી દેવામા આવી છે અને બીજી ઘણી નવી દૃષ્ટાન્ત-કથાઓ ઉમેરવામા આવી છે. વસુદેવહિંડીમાં જંબૂસ્વામી અને આઠ કન્યાઓ વચ્ચે દલીલોરૂપે દૃષ્ટાન્ત-કથાઓ આપવામાં આવી નથી. 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં એવી કથાઓ આપવામા આવી છે અને એ રીતે

આઠ કથાઓ આઠ કન્યાઓ તરફથી કહેવામાં આવે છે અને તેના જવાબમાં આઠ કથાઓ જંબૂસ્વામી તરફથી કહેવામાં આવે છે. એ રીતે તેમાં સોળ કથાઓ ઉમેરાયેલી આપણને જોવા મળે છે. પરંતુ તે સોળમાંથી કનકસેનાની દલીલના જવાબમાં જંબૂસ્વામીએ કહેલી 'વાનરની કથા' અને નાગશ્રીની દલીલના જવાબમાં એમણે કહેલી 'લલિતાંગકુમારની કથા' વસુદેવહિંડીમાં આવી જાય છે. એટલે કન્યાઓ સાથેની દલીલમાં બંને પક્ષની મળી ચૌદ વધુ કથાઓ ઉમેરાય છે. આ ચૌદ કથાઓના મૂળ પૂર્વેની કઈ કૃતિઓમાં રહેલાં છે એ સંશોધનનો એક રસિક પ્રશ્ન છે.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ શ્રી હેમચન્દ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ને બરાબર અનુસરી જંબૂસ્વામીની કથાનું નિરૂપણ આ રાસમાં કર્યું છે. કેટલીક નાની નાની વિગતોમાં પણ એમણે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નો આધાર લીધો છે અને કોઈ કોઈ સ્થળે તો (ઉ. ત. પહેલા અધિકારની ચોથી ઢાલ, કડી ૯૪; ચોથા અધિકારનો પહેલી ઢાલ, કડી ૧૫-૧૬, અને ૧૮-૧૯) કલ્પના, તર્ક કે અલંકાર પણ એમણે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માંથી લીધાં છે. આમ છતાં, એકંદરે રાસનું નિરૂપણ એમણે પોતાની સ્વતંત્ર, મૌલિક શક્તિ અને દૃષ્ટિથી કર્યું છે. તેમ કરવામાં કેટલેક સ્થળે તેઓ માત્ર મૂળ કથા પદ્યમાં આપે છે અને કેટલેક સ્થળે પ્રસગ કે પાત્રને બહલાવી નિરૂપણને કાવ્યની ઊંચી કોટિ સુધી પહોંચાડે છે. પાંચમા અધિકારમાં લલિતાંગકુમારની કથા પછીની કથાસામગ્રીનું આલેખન એમણે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' કરતાં ઘણું વધારે વિગતે આપ્યું છે અને તેમાં આઠ કન્યાઓની જંબૂકુમાર સાથે દીક્ષા લેવાની તત્પરતા, પ્રભવને જંબૂકુમારે આપેલી શિખામણ, સાર્થવાહ જંબૂકુમારના સંઘનું રૂપક, જંબૂકુમારનું દીક્ષા લેવા માટે નીકળવું, અને તે સમયે એમને જોવા ઉત્સુક બનેલી સ્ત્રીઓનું ચિત્ર ઇત્યાદિનું કવિએ અત્યંત હૃદયંગમ આલેખન કર્યું છે.

જંબૂસ્વામીની કથાનું સ્વરૂપ એવું છે કે તેમાં એક સળંગ કથામાં નાનીનાની કથાઓની હારમાળા સમાવી લેવામાં આવી છે. આ નાનીનાની

કથાઓ મુખ્ય કથામા સપ્રયોજન આવે છે જબૂસ્વામીએ દીક્ષા લેવી કે ન લેવી એ વિશે બને પક્ષની દલીલોના સમર્થનમા દૃષ્ટાન્તકથાઓ રજૂ થાય છે એમા એક પક્ષે જંબૂસ્વામી છે અને બીજે પક્ષે એમના માતાપિતા, પ્રભવ ચોર અને જબૂસ્વામીની આઠ પત્નીઓ છે. આટલી બધી વ્યક્તિઓ સાથેના વિવાદમા બને પક્ષ તરફથી રજૂ થયેલી કથાઓની સંખ્યા ઠીકઠીક હોય એ સ્વાભાવિક છે. આની કથાઓથી મુખ્ય કથાનો પ્રવાહ સ્થગિત થઈ જવાનો કદાચ ભય રહે, પરતુ અહીં તો મુખ્ય કથાનુ સ્વરૂપ જ એવુ છે કે જેથી આ ભય રહેતો નથી; એટલુ જ નહિ, બને પક્ષમાથી કયો પક્ષ વધુ સબળ રીતે રજૂ થાય છે અને બને પક્ષ તરફથી પોતપોતાની દલીલોના સમર્થનમા કેવી કથા રજૂ થાય છે, અને અતે કોનો વિજય થાય છે એ વિશે રસિક કુતૂહલ જાગે છે સચોટ કથાથી પોતાની દલીલ સચોટ રીતે સમજાવી શકાય છે અને પરસ્પર વિરુદ્ધ એવા કોઈ પણ વસ્તુ કે વિચાર માટે એને અનુરૂપ કઈક ને કઈક કથા મળી આવે છે, એ બને વસ્તુ અહીં આપણે જોઈ શકીએ છીએ.

આ રાસમા એક બાજુ ભોગવિલાસની અને બીજી બાજુ સંયમ-ઉપશમની કથાઓ જોવા મળે છે. આથી શૃગાર અને શાત એ બે રસોના આલેખનને, અને તેમાયે અતે વૈરાગ્ય અને સંયમનો વિજય બતાવ્યો હોવાથી તેના આલેખનને વધુ અવકાશ રહે એ સ્વાભાવિક છે તેમ છતા કવિએ પોતાની ઉચ્ચ કવિત્વશક્તિ વડે, પોતાના કલ્પનાવૈભવ અને અલકારસમૃદ્ધિ વડે આ રાસને ઊંચી કક્ષાની કૃતિ બનાવ્યો છે. અલબત્ત, કેટલેક પ્રસગે માત્ર કથા જ નિરૂપાતી હોય એવુ પણ લાગશે, કારણ કે નાની નાની કથાઓ આમા ઘણી આવતી હોવાથી કથાતત્ત્વનુ પ્રમાણ થોડુ વધે એ સ્વાભાવિક છે. પરંતુ એકદરે જોતા, આ રાસમા કવિએ જુદેજુદે સ્થળે પ્રસગ કે પાત્રનુ જે નિરૂપણ કર્યુ તેમા કવિની ઉચ્ચ કવિત્વશક્તિના વારવાર આપણને દર્શન થાય છે. કવિ માત્ર પદ્યમા કથા રજૂ કરનાર નહિ, પણ ઊંચી કક્ષાના કવિ છે એની આપણને ખાસ પ્રતીતિ થાય છે કવિના

એવાં આલેખનોમાંથી થોડાંક આપણે જોઈએ. ગસની શરૂઆતમાં જ ભવદેવની વિરહની પીડાનુ આલેખન કવિએ કેટલુ સચોટ કર્યું છે તે જુઓ:

જન જાણઇ કાંઈ દુબલા, પણિ વિરહની પીડ ન જાણઇ રે;
ખાધુંપીધું નવિ ગમઇ, નિદ્રા પણિ નાવઈ ટાણઇ રે.
સોહલી સહવી આગિની, પણિ દોહિલી વિરહની જાલા રે.
તે ઉલ્હાઈ નીરથી, એ તો નયન જલઈ અસરાલા રે.
અક ન છઇ એ ચદનઇ, કોઇ વિરહઇ રિદય છઇ દાધું રે;
વિરહ લિખિત ભાલઈ જવલઈ, હરનઈ ન ત્રિલોચન બાધું રે.
અધર સુધા મુખ ચન્દ્રમા, વાણી સાકર બાંહ મૃણાલી રે;
તે પઈઠી મુજ ચિત્તમાં, તેણીઇ કાયા કહો કિમ બાલી રે.

આવી જ રીતે, રાજગૃહ નગરીનુ વર્ણન પણ થોડીક પક્તિઓમાં કેટલું મનોરમ કર્યું છે તે જુઓ:

જિહાં જિન ચૈત્યમાં ધૂપનો, દેખી ધૂમ આગાસિં રે;
મર્દલ ગર્જિત ઘન ભ્રમઇ, શિખિ નિતિ નૃત્ય ઉલ્લાસિં રે;
જેહમા સૌધ ફટિક દ્યુતિં, છબિ મરકતની લાધી રે;
માનુ ગંગાઈ આવી ઝીલવા, યમુના રવિ અંક દાધી રે.
જેણી હરવી માનું જલનિધિ, દુખભર લંકા ઝંપાવી રે;
સુખ નવિ દાખઈ અમરાવતી, અલકા નામઈ જચાવી રે.

જંબૂકુમાર લગ્ન માટે સજ્જ થાય છે તે પ્રસંગતું તાદશ વર્ણન કવિએ કર્યું છે:

ગધકારી અધિવાસઈ રે, જંબુ કેશ ઉલ્લાસઇ રે;
ધરઇ ધૂપ કપૂર અગરનો ઉત્તંસતા રે.
ધમ્મિલ તે બાંધ્યો રે, સુમદામ પ્રસાધ્યો રે;
શૃંગાર આરાધ્યો માનું દોઈ રૂપથી.
સુખકમલ જઇ પાસઇ રે, હંસ યુગલ વિલાસઇ રે;
સોહઈ કુંડલ મોતીનાં જંબૂ પહરિયાં રે.

ચદન શુચિ અગો રે, મૌક્તિક સર્વંગો રે,
જાણ્યે તારાસ્યું રગઇ ચગઇ શશિ બન્યો રે.
દોઈ વસ્ત્ર તે પહિરઇ રે, વિવાહ મગલ ગહરઇ રે;
દસિ યાવડ પડવડ અગજ ઋષભનો રે.

અને હવે જંબૂકુમારના વરઘોડાનુ વર્ણન જુઓ:

જાત્ય અશ્વ આરોહઈ રે, છત્ર મયૂર સોહઇ રે;
જન મોહઈ જગિ કો હઈ બીજો તસ સમો રે.
ગાઈ જઈ મગલ રે, વાજઈ ભેરી ભુગલ રે;
સરણાઈ તે સગલી, સઘલઇ ચહચહી રે.
ઝાલરિં ઝકારઈ રે, માદલ દોકારઈ રે;
વર તુડિઅ પ્રકારિં ગગન રવ પૂરિઉ રે.
લૂણ ઉતારઇ પાસઇ રે, દોઈ વધૂઅ ઉલ્લાસઈ રે;
બદી બિરુદ ભણતે મડપ આવિયા રે.
સુવાસિણિ દિઈ અગ્ઘો રે, દધિ આદિ મહગ્ઘો રે;
તિહા જબુકુમાર કુમાર સમાનઈ રે.
મન શુભ સંદર્ભિત રે, પગિ અગનિં ગર્ભિત રે;
ભાજી સંપુટ શરાવ તે માતૃગૃહિં ગયો રે

પદ્મશ્રીએ કહેલી વાનરની કથામા વાનરી સ્ત્રી બને છે, તેના સૌન્દર્યનુ બેએક કડીમા અત્યત સચોટ અને લાઘવયુક્ત ભાષામા કવિએ નિરૂપણ કર્યું છે:

કોકિલકઠી, શશિમુખી, સુણો રાજિઆ રે,
ઉરુ કુચ કેસરિ મધ્ય કઈ, બહુ ગુણ ગાજિયા રે;
પીન જઘન કરચરણથી, સુણો રાજિઆ રે,
જીતઇ કમલની ઋદ્ધ કઈ, બહુ ગુણ ગાજિયા રે.

ગંગામૃત્તિકા તિલકસ્યું, સુણો સજ્જિઆ રે,
મોહતી સંયત કેશ કંઈ, બાહુ ગુણ ગાજિયા રે;
વનકેનક મેહગ કૃમલબન્યા, સુણો ગજ્જિઆ રે,
કુંડલ નાવ નિવેશ કઈ, બાહુ ગુણ ગાજિયા રે.

(તૃતીય અધિકાર, ઢાલ ૩)

દુર્ગિલા નદીમા સ્નાન કરવા જાય છે તે સમયનુ તાદશ ચિત્ર ખડું કરતાં કવિ વર્ણવે છે:

પહિરણ અર્ધ કુચઇ ઠવી, જલિ પઇઠી ક્રીડા હેત;
મનમથ દગધ જીવાડતી, સરસ મધુરાલાપ ગંકેત.
આલિંગઇ તેહનઇ નદી, વિસ્તારી વર કરવીચિ;
સ્નિગ્ધ સખી પરિ દોઈ મિલઈ, તે હિયડઇ હિયડું ભીચિ.
નીર વિદારી કરઇ ઠર્ઈ, તિહાં જિમ નૌ દંડઇ નાવ;
હંસ ચક્રવાક ઊમરઇ, માનૂ ગતિ કુચ કૃત લઘુભાવ.
નાહતાં નીર વિપેન્તાં, વલિ કેલિ કરત ચિરકાલ;
ચચલ કર તેહના કરઈ, વર કમલ નૃત્ય અનુકાર.
શ્લથ ઇક વસન સવેપથૂ, વરિ ધૌત અધર ચ્યુત કેશ;
જલક્રીડા કરતી તે બની, રત ઉત્થિત મંગત વેસ.

જંબૂકુમાર દીક્ષા લેવા તૈયાર થાય છે તે સમયે એમની આઠે પત્નીઓ કહે છે કે પતિ કરતાં પોતે કોઈ પણ રીતે ભિન્ન નથી. પતિની સાથે તેઓ આઠે દીક્ષા લેવા તૈયાર છે એમ બતાવી કવિ એક પછી એક અવનવાં રૂપકોની જે લાંબી હારમાળા પ્રયોજે છે તે એમની કવિત્વ-શક્તિનો સારો પરિચય કરાવે છે:

થે સિદ્ધ તો મ્હે સિદ્ધિ છા રે, હર તો મૂરતિ આઠ;
થે અંબર મ્હે દિસિ ભલી રે, વાસ જો ચદન કાઠ.
થે ચાંદા મ્હે ચાંદણી રે, થે તરુઅરિ મ્હે વેલિ;
સૂકાં પણિ મુકાં નહી રે, લાગી રહું રગ રેલિ.

ઘે વન તો ગ્હે કેન્ડી રે. ઘે દીપક ગ્હે જ્યોતિ.
ઘે યોગી ગ્હે ભૂતિ છા રે. અધિકારી તો રીતિ
ઘે આંબા ગ્હે માજરી રે ઘે પંકજ ગ્હે પાપ
ઘે સૂય ગ્હે પદ્મિની રે. ઘે રસ તો ગ્હે રગ
ઘે ધણીધર ગ્હે ધરા રે, ઘેર કૂવા તો વાડિ.
ઘે પુરુષ તો ગ્હે વાસના રે, ભાગ્ય તો રેખા ન ગાડિ
ઘે સાયર તો ગ્હે નદી રે, ઘે ઘન તો ગ્હે વીજ;
શત શાખાઈ વિસ્તર્યો રે, ઘે વડ તો ગ્હે બીજ
ઘે કચન ગ્હે વર્ણિકા રે, નેત્ર તો ગુલ સાર.
ઘે ચપક ગ્હે પાખડી રે, મણિ આ જો પે હાર
જો પ્રાસાદ તો વેદિકા રે, સૌધ તો ધ્વજ લહકત.
દ્વીપ હુતા જગતી દુરગા રે, મેરુજ્યું રસાલ દંત
જો સંયમ તો ધારણા રે, જો રૂપી તો રૂપ.
સાકારઈ સાકારતા રે, અનુભવગતિ અરૂપ

જંબૂકુમાર દીક્ષા લેવા માટે નીકળે છે તે સમયે રોગને જોવા માટે દોડી જતી સ્ત્રીઓનું કવિએ દોરેલું ચિત્ર કાલિદાસે રઘુવંશમાં દોરેલા એવા ચિત્રની યાદ અપાવે છે, ઉત્સુક બનેલી સ્ત્રીઓ કેવું ભાન ભૂલે છે તેનું રસિક ચિત્ર કવિના શબ્દોમાં જ જોઈએ

ગાજા વાજા સુણી નય અર્ધ તિલક કરિ એક,
અર્ધાંજિત દગ એક જોવા ચાલી છેક,
એક નેઉર પહરઈ એક જ ચરણ પખાલઈ,
આધી કચુકી પહરી જોવા કાઇક ચાલઈ,
ધસમસતી કાઇક કજ્જલ ગલઈ ઘાલઈ,
કસ્તૂરી લોચન ઠવતી આધી ચાલઈ,
બાવના ચદન રસ પાઇ લગાઇ બાલા,
અતતો નિદય ગ્રહિલ લાઇ કઇ ગ્રંથાતા

કટિમેખલ કાંઈ ધાખી ઉતાવલિ દોડઇ,
ઇક હાર એકાવલિ શ્રોણી તટઈં નિજ જોડઈ
ભુજવલ્લિ નેઉર કંકણુ ઘાલઇ પાઇ,
પહેરણુ ઊઢણુના વસ્ત્ર વિપર્યય થાઈં

ઢળતા ઘીના ગાડુઆ મુકઇ તે પાડુઆ લાગઇ,
લાડુઆ સમ નારી નઇ જોવાનો રસ જાગઇ,
બાલ રોતા મુકઇ મારગિં, પગના બાલ,
રોતા નિજ બાલક ભ્રાંતિ લિઈં સુકમાલ

પરિધાન શિથિલ હુઊ ગાઢ બંધન ન કરાઇ,
વાયુ વેગિં મસ્તક ઊઢણુ ઊડી જાઈં,
ઇમ જોતા વધૂજન હુઊ કુમારી રૂપ,
કૌતુકનઇ પણિ તવ કૌતુક લાગુ અનૂપ

કવિએ શ્રેણીકરાજા, ઋષભદત્ત અને ધારિણીનું પાત્રાલેખન થોડીક પંક્તિઓમાં કેટલું સચોટ અને સુંદર કર્યું છે:

જેહનઈ તેજઇ પરાભવ્યો, ભાનુ ભમઈ માનું ગગનિં રે,
ઉષ્ણ હુઓ તસ કિરણ તે, તાસ અમર્ષની અગનિં રે

તાસ સભામાહિં શોભતો, ઋષભદત્ત હુઉ સેઠિ રે,
ધનદ તે તેહજ ધનપતિ, બીજો કુબેર તે હેઠિ રે.

પથ તરંફલ સર જલ પરિં, તસ ધન સવિહિત આવઇ રે,
જેહસ્યું સુરતરુ તોલિઊ, ઊચો ગયો લઘુ ભાવઇ રે

ઇંદ તે જેહનઇ નિતિ રહઇ, કર અગ્નિ થન કોટિ રે,
ચંદ તે સકલ કલા વરિજિ, પહ્ની તસ સવિ મોટી રે

ધારિણી સધરમચારિણી, ચિત્ત રાગિણી હુઇ તાસ રે,
કારણી સુખ દુખ વારણી, મનોહારિણિ સુવિલાસ રે

રૂપઇ તે રંભા હરાવતી, ભાવતી ચિતિ જિન વયણાં રે;
સુલલિત સીલ સોહામણી, સહજ સલૂણડા નયણાં રે.
મિલિઅ રહઇ નખમાસ જિઉં, તિ દંપતી સસનેહા રે;
નવનવ રંગ ભરઈ રમઈ, એક જ જીવ દોઇ દેહા રે.

સુધર્માસ્વામીની મહત્તા એક જ કડીમા ચાર જુદાજુદા રૂપકો યોજીને કવિએ કેવી સરસ રીતે બતાવી છે:

ક્રોધ જલન શમ જલધર, માન મહાતરુ હસ્તી રે;
દંભ ઉરગવિષ જાગુલી, લોભ સમુદ્ર અગસ્તી રે.

બુદ્ધિ અને સિદ્ધિની કથામા બુદ્ધિની બે અવસ્થા વચ્ચેના તફાવતનુ કેટલું લાક્ષણિક અને વાસ્તવિક ચિત્ર કવિએ આલેખ્યું છે:

સુહણઇ પણિ જેણીઇ નવિ દીઠ, વેસ વિભૂષણ સાર.
હુઇ પહરતી તે નવનવલા, રાણી જેમ ઉદાર.
પહલા જેહની કદિઈ ન પૂગી, આછણની પણિ આસ;
હુઈ હજાર ધેનુ ઘરિ તેહનઈ, દેખઇ લોક તમાસા.
તૃણ કુટિર જીરણ જે રહતી, જનમ થકી પણિ દુહ લઈ,
તે પુહુઢતી હુઈ સુખશય્યા, સાત ભૂમિઈ મહલઈ.
જે જીવતી હુતી પરઘરમા, છાણ પૂજે બહુ કરતી;
હુઈ સેવતી તેહનઇ દાસી, કર સિત ચામર ધરતી
હુઈ આસ ચિંતાઇ જે દુખિણી, માડચા સત્રૂકાર;
તેણીઈ પોષ્યા યાચક સબલા, વિગ્ગી દીનોદ્ધાર
અશન ઉત્તર જેણીઈ નવિ પામ્યો, પૂગીનો પણિ કટકો;
દીસઇ તસ મુખિ મૃગમદ વાસિત, લાલ તબોલઇ લટકો.

કવિની પાત્રાલેખનની શક્તિનો વિશેષ પરિચય આપણને થાય છે લલિતાંગકુમારના પાત્રાલેખનમા. કવિની અલંકૃત ગૌરવયુક્ત વાણી ઊંચી સપાટી પર રહેવા છતા કેવી સરળતાથી વહી જાય છે:

ધમ્મિલ્લ મસ્તક દ્રિક ધાર, મૃગમદ પંકિલ મુંજિ ઉદાર;
જાણે મદ ઝરતો હાથિઉ, લીલાઇ ધનપતિ સાથિઉ.
વૃષભ ખંધ ઉર વિકટ વિશાલ, ચરણ પાણિ પંકજ સુકુમાલ;
ગ્રીવા કર ચરણે વિન્યસ્ત, કયન ભૂષણ અતિહિ પ્રશસ્ત.
નવ કર્પૂર સહિત તંબોલ, અરુણિત મુખ સૌરભ રંગરોલ;
ભાલતિલક માનુ મદન પતાક, અંગરાગ છલ લવણિમ પાક.
ધૂપાયિત અગુરુ આમોદ, મેદુર મારગ વિહિત વિનોદ;
પ્રથમ અનંગ અદસ્ય નીમડયો, શ્રીસુત મનુ બીજો વિધિ ઘડિઉ.
શંકર ભાલ હુતાશનિ કાય, સ્મર હોમઇ તિણિ એ ભવ થાઈ;
સી સી નવિ ઉપમા મંભવઇ, તે દેખી લલિના ચિંતવઇ.

કવિ પાસે અલંકારની સમૃદ્ધિ ઘણી સારી છે. ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, દૃષ્ટાન્તાદિ અલંકારો તેઓ પૂરી સાહજિકતાથી પ્રયોજે છે અને એ વડે પાત્રો, પ્રસંગો વગેરેના આલેખનને રસિક બનાવે છે. ઋષભદત્ત અને જિનદાસ બને ભાઈઓ વચ્ચે કેટલું બધું અંતર હતું તે બતાવતાં કવિ લખે છે:

ન્યાય અન્યાય ચરિત્રઇ તેહ, પ્રથમ ચરમ યુગ માનું સંદેહ;
એક જનિતનઇ અંતર તે તું, અમૃત હલાહલનઇ હુઇ જેતું.

ભવદેવની નવોઢાના શણગારનું કવિએ ઉત્પ્રેક્ષા અલંકાર વડે કેવું મનોહર વર્ણન કર્યું છે તે જુઓ:

કેશ પાશ સુગ પુરિત બાંધિઉ, ચોરિત ઘનયુત જોર;
નાઠો દેખી ઊગ્યો રે મુખશશી, અંધકાર માનું ચોર.
તિલક બનાવ્યું રે કેસરનું ભલું, સોહઇ લાલ વિશાલ;
અંકુર ઊગ્યો રે માનું મદન તણો, જેહ દગધ હરભાલ.
અમલ કપોલઇ રે પત્ર લતા કરી, કસ્તૂરીની વિચિત્ર;
માનું એહ પ્રશસ્તિ મદનતણી, જગ જયકારિ ચરિત્ર.

જંબૂકુમારને લગ્ન માટે સજ્જ કરવામાં આવે છે તે સમયે પીઠી ચોળ્યા પછી એમણે સ્નાન કર્યું ત્યારે એમના વાળમાંથી પાણી ટપકી રહ્યું હતું તે જાણે ભવિષ્યમા પોતાનો લોચ નજીક આવેલો જોઈને વાળ રડી ન રહ્યા હોય એવુ લાગતું હતું, એવી ઉત્પ્રેક્ષા કરીને કવિએ ભવિષ્યમાં જંબૂકુમાર જે દીક્ષા લેવાના છે તેનુ સૂચન અલકાર દ્વારા કરી દીધુ છે:

નીચોઈનું પાણી રે, ન્હાયા જંબૂ શિર જાણી રે;
લોચ ઢૂકડો માનુ એ કેશ આસૂ ઝરઈ રે.

સ્ત્રીઓ વિલાસનુ કારણ હોવા છતા પોતાની આઠ પત્નીઓ આગળ જંબૂકુમાર નિર્વિકાર રહી શકયા એ એમની લોકોત્તરતા બતાવવા માટે કવિ લખે છે:

અહો રહઈ જંબૂ તિહા, નિર્વિકાર પ્રિયા પાસ;
ગોરો કોરો કુણ રહઈ, મસિ ઓરો કરિ વાસ.

કવિએ અલકારશાસ્ત્ર અને વ્યાકરણમાથી પણ કેટલાક અલકારો પ્રયોજ્યા છે. આત્માને સાસારિક બધનોમાથી છોડાવે તે જ સાચો બધુ, બીજા બધુઓ બધનકર્તા છે. એ માટે કવિ પૃષોદર સમાસનો દાખલો આપે છે:

બધુ છોડવઈ જે બધુ તે, ગણ પૃષોદરનુ એ રૂપ કઈ;
બધુ સુજસ ગુરુ તે ભલો, બીજા બધ સ્વરૂપ.

કવિતા કેવી હોવી જોઈએ તે માટે કવિએ ઉપમા આપી છે:

પ્રગટ ન ગુજરી કુચ પરિં, છન્ન ન અધિ મંકાસ;
સુભગ અર્થ હુઇ મરહઠી, કુચ પરિ છન્ન પ્રકાસ.

કવિની વાણી સામાન્ય માણસોની વાણીથી કેવી જુદી પડી જાય છે તે બતાવતા તેઓ કહે છે કે કવિ અને સામાન્ય માણસની ભાષા એક જ છે, પરતુ કવિની પાસે શબ્દો ગોઠવવાની જે કલા છે તે સામાન્ય

માણુસ પાસે નથી. અહીં ભીલડી અને નગરમાં વસનારી સ્ત્રીનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. વનમાં વસનારી ભીલડી આખી આંખ ઉઘાડીને સીધી જોશે, જ્યારે નગરની સ્ત્રી નયનકટાક્ષથી જોશે. ભીલડી ભાવ વગર જોશે, જ્યારે નગરની સ્ત્રી આંખ દ્વારા જ પોતાનો ભાવ વ્યક્ત કરશે.

> અક્ષર તેહજ, તેહજ પદ, કવિ રચના કાંઈ અન્ય;
> દગ ત્રિભાગ નાગરિ જુઈ, પામરી લોઅણુ પુન.

કવિતા વિશે બીજે એક સ્થળે કવિ લખે છે:

> મુગધા પ્રૌઢા પરિ હુઈ, અથવા સવિ સુવિલાસ;
> હદયંગમ પતિ સમ મિલઇ, જો કવિ ઉચિત અસાસ.
>
> તર્કવિષમ પણિ સુકવિનું વયણુ, સાહિત્યઇ સુકુમાર;
> અરિ ગજ ગંજન પણિ દયિત, નારી મૃદુ ઉપચાર.

નાના દૂહામાં રહેલા ગહન અર્થ વિશે કવિ લખે છે:

> છોટી તુકમઇ અરથ બહુ, દુહા કવિનકો રાય;
> વિસ્તર પદ બલિ બલનકું, માનું વામન કાય.
>
> છોટી તુકમઇ અરથ બહુ, દુહા કરઇ કવિ રાય;
> પંચાલી કે ચીર જિઉં, ભાવ વઢત વઢિ જાઇ.

લલિતાદેવીનું વર્ણન કરતાં કવિએ લખ્યું છે:

> સહસ નેત્રનું પણિ મન હરઇ, નેત્ર ત્રિભાગ પ્રસાદ જુ કરઇ;
> કલા ચોસઠિ તસ અંગિ વસઇ, ચ્યાર ચંદ સેવઇ તે મિસઇ.

જંબૂસ્વામીની કથા એટલે વૈરાગ્યના અને સંયમ-ઉપશમના બોધની કથા; એટલે આ રાસમાં એવો બોધ આવે એ અત્યંત સ્વાભાવિક છે. કવિએ એવી પંક્તિઓ કેટલેક સ્થળે, ખાસ કરીને દૂહામાં પ્રયોજી છે, અને તેમાં પણ અવનવા અલંકારો વડે તેને રોચક અને મનોરમ બનાવવાનો પ્રયત્ન કર્યો છે. કવિએ આવી પ્રયોજેલી પંક્તિઓમાંથી નમૂના લેખે થોડી જોઈએ:

વામા વયણુ વિલાસથી, ચૂકા ચતુર અનેક;
તસ ચિત આગમ વાસિઉં, તેહની ન ટલી ટેક.
મૃગતૃષ્ણા જલ સમ વડિં, વનિતા વયણુ વિલાસ,
પહુલા લાલચિ લાઇ કઇ, પછઇ કરઇ નિરાસ.
વામા વયણે વેધિયા, વીસારઇ જે સથ્થ;
તે મૃગ પરિ પાસઇ પડયા, પામઇ બહુલ અણુથ્થ.
વહઈ પૂરનઇ પાછલિ, દીસઇ તેહ અનેક;
સાહમઇ પૂરઇ વિષયનઇ, ઉતરઇ તે સુવિવેક.

(ત્રીજો અધિકાર)

× × ×

બહુ અતર વિષ વિષયમઈં, ઇક ખાયો દુઃખકાર;
ઇક ધ્યાયો હી દુખ દિઈં, પડિત કરો વિચાર,
બહુ અતર વિષ વિષયમઇં, વરણુ અધિક અધિકાત;
એક મરણુ દિઇ વિષ વિષય, વિષય મરણુ બહુ જાત.

(ત્રીજો અધિકાર)

× × ×

હસ ન ખેલઇ ખાલ જલિં, ગગા ઝીલણુ હાર;
જેણિં ચાખ્યુ પીયૂષ તે, ઇચ્છઇ જલ કિમ ખાર
પૂગઇ ફલ સહકારની, આંબિલિઈં કિમ હુસિ;
હુંબરિ વલિ વરકૂરની, હાંકુ ભરિઉં હુસિ.
કોડીઈં કિમ કોડિની, મણિની પાહણઇ કેમ;
ઇચ્છા પૂગઇ ભવસુખઇ, શિવની મુજ નવિ તેમ.
સોનાનું જિમ જાડપણુ, વધ્યનુ મડન જેમ;
ભવ ઉનમાદ વિષય વિષમ, ભાસઇ મુજ મન તેમ.
મીઠું લાગઇ તેલ તસ, ઘૃત નવિ દીઠું જેણુ,
ભવસુખ તિમ રાચઇ ન તે, શિવસુખ મભરણેણુ

દુખથી વિરચઇ જનસકલ, સુખથી વિરચઇ ખુદ્ર;
સુખદુખ સરખાં લેખવઇ, ભવનાં તે મનિ શુદ્ધ.

(ચતુર્થ અધિકાર)

ચોથા અધિકારને અંતે જંબૂકુમાર ધર્મની મહત્તા બતાવતાં જે કહે છે તે કડીઓ પણ સુંદર અને સચોટ છે. તેમાં છેલ્લી કડીમાં તે કહે છે:

પડતો રાખઇ તાત પરિ, અખઇ મિત્ર પરિ મગ્ગ;
પોષઇ નિજ માતા પરિ, ધર્મ તે અચલ અભગ્ગ.

પાંચમા અધિકારમા વ્રત લેવા માટે પોતાનાં માતાપિતાને પૂછવા જનાર પ્રભવને જંબૂકુમાર જે ઉપદેશ આપે છે તેમાં એક પ્રકારનું ગૌરવ અને ગાંભીર્ય રહેલું છે. કવિની આ દીર્ઘ લયની પંક્તિઓની આખી ઢાલમાં આપણને શાંત રસની સરિતાનાં દર્શન થાય છે. એમાંની થોડીક કડીઓ જુઓ:

જંબૂ ભાષઇ સુણયો સાચા મિત્ત, ચારિત્ર તે જગનારૂ છઇ જો;
ધર્મઇ ઢીલ ન કીજઇ સાચા મિત્ર, વિલબ તે ન વારૂ છઇ જો.
કીધુ ગાંઠિ બાંધ્યું સાચા મિત્ર, ઉધારાનો સાંસો છઇ જો;
કાલિ તણો દિન ભરવો સાચા મિત્ર, અણદાતાનો ફાંસો છઇ જો.
ચઢતઇ ભાવઇ આવઇ સાચા મિત્ર, શ્રદ્ધા તે વપાણી છઇ જો;
ધગ્યું સોનું વાઇ જઇ સાચા મિત્ર, ધર્મઇ શ્રદ્ધા ભાજઇ છઇ જો.
બંદીખાણઈ પડિઉ સાચા મિત્ર, લગન ન જોસ ન જોવઇ છઇ જો;
સંધિ જે વેલા પામઇ સાચા મિત્ર, નીસરવું તવ હોવઇ છઇ જો.
નેહઇ તિલ પીલાઈ સાચા મિત્ર, વેલુ નવિ પીલાઇ છઇ જો;
સસનેહું દધિ મથિઇ સાચા મિત્ર, યંત્રઈ.ઇકખુ ગલાઇ છઇ જો.
નેહ ન કીજઇ કોઇસું સાચા મિત્ર, 'કીજઇ તો ઇક સાહુસું જો;
સાયર તરિઇ નાવઈ સાચા મિત્ર, કિમ તરિઇ નિજ બાહુસું જો.

જળવાઈ રહ્યાં છે, જે પ્રેમાનંદની કૃતિઓમાં, તેની હસ્તપ્રતો એથી ઘણુ ઉત્તરકાલીન હોઈને, જોવા મળતાં નથી. એટલે પ્રેમાનંદનાં આખ્યાનોમાં જે ભાષા આપણને જોવા મળે છે તેના કરતાં સહેજ જૂના સ્વરૂપની, આ રાસમાં છે તેવી, ભાષા પ્રેમાનંદ અને એના સમયની પ્રજા બોલતી હશે એમ આપણે કહી શકીએ. શ્રી યશોવિજય મહારાજ વિદ્યાભ્યાસાર્થે કાશીમા અને ત્યાર પછી આગ્રામાં રહ્યા હતા એટલે અને જૈન સાધુઓ ગુજરાત ઉપરાંત રાજસ્થાનમાં પણ ઘણુંખરું વિહાર કરતા હોઇને આ રાસમાં હિંદી અને મારવાડી ભાષાની છાંટ પણ કોઈકોઈ સ્થળે આવી છે. એમની આ રાસકૃતિ તત્કાલીન ભાષાના પ્રમાણભૂત સ્વરૂપને ઓળખવા માટે ઘણી જ ઉપયોગી થઈ પડે તેમ છે.

લાઘવ એ શ્રી યશોવિજયજીની ભાષાનું એક મહત્ત્વનું લક્ષણ છે. પોતાનું વક્તવ્ય અત્યંત મિત ભાષામાં કુશળ અને સચોટ રીતે રજૂ કરતાં એમને ઘણું સારું આવડે છે. ભાષામાં ગૌરવ, માર્મિકતા, પ્રસાદ અને માધુર્ય જોઈ શકાય છે. એમની વાણીનો પ્રવાહ અનાયાસ, સરળ ખળખળ કરતો વહ્યા કરે છે. અનુપ્રાસયુક્ત એમની પંક્તિઓ રાગ કે દેશીના યોગ્ય માપમાં એટલી જ સાહજિકતાથી એક પછી એક આવ્યા કરે છે. શબ્દો પરનું એમનું પ્રભુત્વ પણ ક્વચિત્ તો આપણને આશ્ચર્યમુગ્ધ કરી દે એટલું સારું છે. એમની સર્જકપ્રતિભાની સાથે એમની વિદ્વત્ પ્રતિભાનાં દર્શન પણ આ રાસમાં આપણને ઘણી સારી રીતે થાય છે.

આમ, એકંદરે જોતાં ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ જીવનની ઉત્તરાવસ્થામાં આ એક સુંદર રાસકૃતિ આપીને આપણા મધ્યકાલીન રાસાકવિઓમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

# પ્રતિપરિચય

મહોપાધ્યાય શ્રી યશોવિજયજીના પોતાના હસ્તાક્ષરમા લખાયેલી જે કેટલીક હસ્તપ્રતો મળી છે તેમા જમ્બૂસ્વામી રાસની પણ સંપૂર્ણ અને અખંડિત હસ્તપ્રત મળી છે એ આપણુ મોટુ સદ્‌ભાગ્ય છે આ હસ્તપ્રતની સૌ પ્રથમ ભાળ સ્વ પ્રવર્તક શ્રી કાંતિવિજયજીને લાગી હતી શિરોહીના દીવાન શ્રી મેળાપચદને ત્યા મારવાડનો કોઈ એક યતિ હસ્તપ્રતોના ૩૦–૩૫ દાબડા મૂકી ગયેલો દીવાન જ્યારે નિવૃત્ત થયા ત્યારે સૂરત આવીને રહેલા અને તે હસ્તપ્રતો પણ લાવેલા સ ૧૯૬૬મા પ્રવર્તક મહારાજજીએ સૂરતમા ચોમાસુ કર્યુ ત્યારે દીવાને મહારાજજીને જે હસ્તપ્રતો અર્પણ કરી તેમાથી આ 'જમ્બૂસ્વામી રાસ'ની હસ્તપ્રત મળી આવી હતી અત્યારે તે હસ્તપ્રત તેમના પ્રશિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજી પાસે છે અને તેમણે તે હસ્તપ્રત વિદ્યમાન મુનિશ્રી યશોવિજયજીને, અત્યારે મહોપાધ્યાય શ્રી યશોવિજયજીનુ બધુ જ સાહિત્ય પ્રગટ કરવાનુ કાર્ય એમણે હાથ ધર્યુ હોવાથી આપેલ છે મુનિશ્રી યશોવિજયજી પાસેની આ હસ્તપ્રત પરથી શેઠ નગીનભાઈ મઙ્ગુભાઈ જૈન સાહિ યોદ્ધારફડ તરફથી શ્રી ભાઈચદભાઈ ઝવેરીએ એની આખી ફોટોકોપી તૈયાર કરાવી છે અને એને આધારે આ રાસનુ સંપાદન કરવામા આવ્યુ છે

આ હસ્તપ્રતના ૨૭ પત્ર, બને બાજુ મળી ૫૩ પાના છે પાનાનુ માપ ૮ ૫ ×૩ ૮ છે અદરના લખાણનુ માપ કેટલાક પાનામા ૭·૫' ×૩ ૩ અને કેટલાક પાનામા ૭·૬ ×૩ ૪' છે બને બાજુ હાસિયો લગભગ અડધા અડધા ઇંચનો છે દરેક પાનામા ૧૮ કે ૧૯ પંક્તિ લખેલી

*હસ્તપ્રત વિશેની આ માહિતી પૂ મુનિશ્રી પુણ્યવિજયજી પાસેથી મળી છે આ હસ્તપ્રતના પહેલા અને છેલ્લા પાનાની ફોટોપ્રિન્ટ આ પુસ્તકમા આપેલી છે તે જુઓ

છે. કોઈ કોઈ પાનાંમાં ૧૭ પંક્તિ છે. દરેક પંક્તિમાં આશરે ૧૨ થી ૧૭ શબ્દો–આશરે ૫૦ અક્ષર લખ્યા છે. લિપિ જૈન પદ્ધતિની દેવનાગરી છે. અક્ષરો નાના અને સુવાચ્ય છે. એકંદરે પ્રત ઘણી શુદ્ધ છે. કવિએ આ પ્રત ઘણી જ ચીવટથી તૈયાર કરી હોય એવું લાગે છે. પ્રત્યેક પંક્તિ લખ્યા પછી તેઓ ફરીથી બરાબર વાંચી જતા હોવા જોઈએ અને જો કોઈ પંક્તિમાં કોઈ શબ્દ રહી ગયો હોય તો તે જગ્યાએ એક ચોકડી કરી, બીજી લીટીમાં બરાબર તે જ ચોકડીની નીચે તે શબ્દ, બંને બાજુ બે ચોકડી કરી, વચ્ચે સમાવી લે છે. આવી રીતે ક્યાંક ક્યાંક સરતચૂકથી શબ્દો રહી ગયા હોય તો તે ત્યાં જ બીજી લીટીમાં લખી લેવામાં આવ્યા છે. એ માટે હાંસિયાનો ઉપયોગ ક્વચિત્ જ થયો છે.

આ હસ્તપ્રત પરથી રાસ છપાવતી વેળાએ જે થોડા ફેરફાર કરવાની જરૂર લાગી છે તે ફેરફાર કર્યા છે અને તેની નોંધ અહીં નીચે આપવામાં આપી છે.

કવિએ દરેક અધિકારમાં કડીની ક્રમસંખ્યા સળંગ આપેલી છે. એમાં ૧૦૦ કડી પછી ફરી પાછી એકથી ક્રમસંખ્યા ચાલુ કરવામાં આવી હોય છે અને પછી અધિકારને અંતે કડીની સંખ્યા પૂરી લખવામાં આવી હોય છે. છાપેલા રાસમાં કડીની ક્રમસંખ્યા સો કે બસો પછી ફરીથી એકથી ચાલુ ન કરતાં ૧૦૧ ૧૦૨...૨૦૧ ૨૦૨...એ પ્રમાણે આપી છે.

પહેલા અધિકારમાં ક્યાંક ક્યાંક 'ભવદત્ત'ને બદલે 'ભવદત' લખાયું છે. છાપેલા રાસમાં બધે જ 'ભવદત્ત' રાખ્યું છે.

બીજા અધિકારની પહેલી ઢાલમાં ત્રીજી કડીનો સંખ્યાંક '૨' લખાયો છે અને એ પ્રમાણે પછીની કડીઓનો સંખ્યાંક અપાયો છે. એવી જ રીતે બીજા અધિકારની છઠ્ઠી ઢાલમાં પણ બન્યું છે. છાપેલા રાસમાં એ સંખ્યાંક અને એ પછીના સંખ્યાંક સુધારી લેવામાં આવ્યા છે.

બીજા અધિકારમાં ૯૪મી કડીસંખ્યા બે વાર લખાઈ છે તે છાપેલા રાસમાં સુધારી લેવામાં આવી છે, અને તે પ્રમાણે તે પછીની બધી

કડીઓના મખ્નાક પણ સુધારી લેવામા આ ડા છે

ત્રીજા અધિકારમા ૧૬૮મી કડીસખ્યા લખવી રહી ગઈ છે તે સુધારી લેવામા આવી છે અને તે પ્રમાણે તે પછીની બધી કડીઓના મખ્નાક પણ સુધારી લેવામા આવ્યા છે

તૃતીય અધિકારની સાતમી ઢાલમા દરેક પક્તિના છેડના શબ્દમા 'રી' આવે છે તેમા બેએક સ્થળે 'રી'ને બદલે 'જી' લખાયુ છે તે સુધારીને 'રી લખ્યુ છે

તૃતીય અધિકારની આઠમી ઢાલમા દરેક કડીના ચોથા ચરણમા કવિએ પહેલો શબ્દ બેવડા યો છે તેમા બેએક સ્થળે શબ્દો બેવડાવવાના રહી ગયા છે, ત્યા તે શબ્દો બેવડાવ્યા છે

પાચમા અધિકારની કડી ર૩મા 'વિષયરસમીન લખ્યુ છે, ત્યા 'વિષયરસલીન' હોવાનો વિશેષ સભવ છે અને ૨૫મી કડીની પહેલી પક્તિમા 'ઉદ્દાસ' એમ લખ્યુ છે ત્યા અર્થ અને અનુપ્રાસની દૃષ્ટિએ 'ઉદ્દામ' હોવાનો વિશેષ સભવ છે માટે ત્યા તે પ્રમાણે સુધારો કર્યો છે

પાચમા અધિકારમા હસ્તપ્રતમા ૮૫મી કડી પછી ૮૮મી કડી આપી છે એ કડીઓની રચના જોતા સભવ છે કે વચ્ચેની નણેક કડી કવિએ કાચા ખરડામા લખી હોય અને આ હસ્તપ્રતમા ઉતારવા જતા રહી ગઇ હોય, અથવા કડીનો મખ્યાક ૮૬ આપવાને બદલે સરતચૂકથી ૮૯ અપાઇ ગયો હોય છાપેલા રાસમા ૮૮ને બદલે કડીનો સખ્નાક સુધારીને ૮૬ મૂકયો છે અને તે પ્રમાણે તે પછીની કડીઓનો સંખ્યાક પણ સુધાર્યો છે એમા એ પછી હસ્તપ્રતની કડી ૧૦૭થી કડી ૧૧૦ સુધીમા નણેક કડીનો વચ્ચે સખ્નાક અપાયો નથી અને તેથી કડીની સખ્યા ત્યા બરાબર થઈ રહે છે પરતુ ફરી આગળ ૧૨૦મી કડી સુધીમા વચ્ચે ચારેક કડીનો મખ્નાક અપાયો નથી એ રીતે પાચમા અધિકારમા છેવટ સુધી કડીની મખ્નાનો મેળ બરાબર બેસતો નથી આ છાપેલા રાસમા કડીઓ હસ્તપ્રત પ્રમાણે આપી છે અને તેનો મખ્યાક સુધારી લીધો છે

કવિ દરેક અધિકારમાં ઢાલનો સંખ્યાંક એકથી શરૂ કરે છે અને દરેક ઢાલનો સંખ્યાંક આપે છે. પરંતુ પાંચમા અધિકારમાં માત્ર પહેલી ઢાલનો સંખ્યાંક આપ્યો છે. એ પછીની ઢાલોનો સંખ્યાંક લખ્યો નથી, પણ ત્યાં સંખ્યાંક લખવા માટે જગ્યા કોરી રહેવા દીધી હોય એવું લાગે છે. છાપેલા રાસમાં એ ઢાળોનો સંખ્યાક આપ્યો છે.

હસ્તપ્રતમા કેટલીક ઢાળોમાં પાદપૂરક શબ્દ 'રે', 'લાલા' ઇત્યાદિ જ્યાં લખવા રહી ગયા છે ત્યા તે છાપેલા રાસમાં મૂક્યા છે. તેવી જ રીતે કોઈક કડીઓમાં ધ્રુવપક્તિનો શબ્દ કે અક્ષર લખવો રહી ગયો છે ત્યાં તે પણ મૂકયો છે.

આવા કેટલાક જરૂરી નાના નાના ફેરફારો સિવાય આખો રાસ બરાબર હસ્તપ્રતને અનુસરીને છપાવ્યો છે. હસ્તપ્રતમાં જ્યાં કવિએ પોતે પાદનોંધ મૂકી છે ત્યાં તે આ રાસમાં પણ મૂકવામાં આવી છે. પહેલા અધિકારની ત્રીજી ઢાલની ૫૧મી કડીમાં 'પુણ્ય' અને 'ધર્મ' એ બે શબ્દોના પર્યાય 'કારણ' અને 'કાર્ય' તેની ઉપર હસ્તપ્રતમાં કવિએ મૂકેલા છે તે જ પ્રમાણે આ રાસમાં પણ મૂકવામાં આવ્યા છે. શબ્દના સ્વરૂપમાં કવિએ ઈ, ઉ વગેરે જ્યાં હ્રસ્વ કે દીર્ઘ લખ્યાં છે ત્યાં તે પ્રમાણે જ રહેવા દીધાં છે.

આ રાસની કવિની પોતાના હસ્તાક્ષરની પ્રત પરથી પાછળથી લખાયેલી ચારેક જૂની હસ્તપ્રતો મળે છે. એમાંની એક સં. ૧૮૫૫માં લખાયેલી લીંબડીના ભંડારમાં છે, બીજી સં. ૧૮૫૧માં ભાવનગરમાં ઋષ્ય રાઘવજી રામચંદજીએ લખેલી ભાવનગરના ભંડારમાં છે, ત્રીજી પં. લાવણ્યવિજયના શિષ્ય પં. મેરુવિજયના શિષ્ય પં. વિનીતવિજયે માલવણ ગામે લખેલી શ્રી વીજયનેમિસૂરિના ભંડારમાં છે અને ચોથી પં. રૂપવિજયના શિષ્ય પં. અમીવિજયે રાજનગરમાં લખેલી અમદાવાદમાં એક જૈન ગૃહસ્થ પાસે છે. આ માહિતી સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈના 'જૈન ગુર્જર કવિઓ ૧-૨-૩'ના આધારે આપી છે.

મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત

# જંબૂસ્વામી રાસ

## પ્રથમ અધિકાર

॥ દૂહા ॥

શારદ સાર દયા કરો, આપો વચન સુરંગ;
તું તૂઠી મુજ ઉપરિ, જાપ કરત ઉપગંગ ॥૧॥

તર્ક કાવ્યનો તઇં તદા, દીધો વર અભિરામ,
ભાષા પણિ કરિ કલ્પતરુ-શાખા સમ પરિણામ ॥૨॥

માત નચાવઇ કુકવિ તુજ, ઉદર ભરણનઇ કાજિ;
હું તો સદગુણ પદિ ઠવી, પૂજું છું મત લાજિ ॥૩॥

તંબૂ ધર્મ સુસાધનો, કંબૂ દખિણાવત્ત;
અંબૂ ભવદવ ઉપશમિ, જંબૂ ચરિત પવિત્ત ॥૪॥

પવિત્ર કરઇ જે સાભળ્યુ, ત્રિભુવન જંબુ ચરિત્ર;
અખિલ પણિ મુજ વાણિ તે. કરસ્યઇં અમઇં પવિત્ર ॥૫॥

અમૃત પારણું કાનનુ, ભજવન નઇં હિત હેત;
કરતા મુજ મંગલ હુયો, એ ભાગતિ સંકેત ॥૬॥

શ્રી નયવિજય વિબુધ તણુ, નામ પરમ છઇ મંત;
તેહની પણિ સાંનિધિ લહી, કીજઇ એ વૃત્તંત ॥૭॥

ઢાલ ૧

[સીમધર જિન ત્રિભુવન ભાણ એ દેસી]

સમવસરણ તુ હુઉ ગે મંડાણ, માણિક હેમ રજત સુપ્રમાણુ;
સિંહાસન બઇઠા જિનવીર, દિઇ દેશના અરથ ગંભીર ॥ ૮ ॥

વધુનમાલી સુર તિહા આવઇ, જિન વાદી આનંદ બહુ પાવઇ;
ચરમ કેવલી કુણ પ્રભુ થાસ્યઇ, શ્રેણિક પૂછઈ મન ઉલ્લાસઇ ॥ ૯ ॥

પ્રભુ કહઇ સુણિ શ્રેણિક નૃપચંદ, બ્રહ્મલોક સામાનિક ઇંદ,
ચઉદેવી યુત વિદ્યુનમાલી, સાતમઇ દિનિ એ ચવી શુભશાલી ॥૧૦॥

ઋષભદત્ત સુત તુજ પુરઠામઇ, ચરમ કેવલી જંબૂ નામઇ;
હોસ્યઈ તે સુણિ દેવ અનાઢી, હરખઇ પરખઇ નિજ કુલ ગાઢી ॥૧૧॥

નૃપ પૂછઇ એ કિમ મદભારી, સ્વામી કહઇ એ પુરિ વ્યવહારી;
હુઉ ગુપ્તમતિ સુત દોઇ તાસ, ઋષભદત્ત ઇક જિનદાસ ॥૧૨॥

ન્યાય અન્યાય ચરિત્રઇ તેહ, પ્રથમ ચરમ યુગ માનુ સદેહ;
એક જનિતનઇ અંતર તેતુ, અમૃત હલાહલનઇ હુઇ જેતું ॥૧૩॥

ઋષભદત્તિ અન્યાયી જાણી, કાઢિઉ અનુજ તે બાહિર તાણી,
દ્યૂતઇ હાર્યો આયુધઇ માર્યો, ધર્મ સુણાવી ભાઇઇ તાર્યો ॥૧૪॥

અંતિ જપી નવકાર ઉદાર, જંબૂદ્વીપ અધિપ હુઉ સાર;
નિજ કુલિ સુણિ ઉત્તમ અવતાર, તે હરખઇ પામી અધિકાર ॥૧૫॥

ફિરિ પૂછઇ નૃપ વિદ્યુનમાલી, સુર હુઉ સ્યૂ દેઇ સ્યુ પાલી;
જેણિં તેજિં દસ દિસ અજુઆલી, જે આગઇ આઓદ્યુતિમાલી ॥૧૬॥

એહવે ખીજે કોઇ ન દીઠો, જિમ જોઇઈ તિમ લાગઇ મીઠો;
સુજસ વિલાસ મહોદય પાયા,સ્યઇ પુણ્યઇ તે કહો જિનરાય॥૧૭॥

દૂહા

અમૃત મધુર વાણી વદઇ, તણ જલધર ગંભીર;
વીર ભવિક હિત કારણઇ, સમરથ સાહસ ધીર॥૧૮॥

સાંભલજો શ્રોતા સવે, કહસ્યુ સરસ તે વાત;
સાંભલતાં મત ઊંઘયો, મત કરયો વ્યાઘાત॥૧૯॥

ઊંઘઈ તે સૂંઘઇ મહી, ચૂંઘઇ નહી રસ ચૂંટ;
સાકર દ્રાષનઇ પરિહરઇ, કંટક રાતો ઊંટ॥૨૦॥

નિદ્રા વિકથા પરિહરી, ગુરુ મુખ સાહમું જોઇ;
સુણઇ જે હિયડઇ ઉલ્લસી, શ્રોતા સાચો સોઇ॥૨૧॥

ઢાલ ૨

[બિલૂડા રે હંસા રે વિષય ન રાચિઈ એ દેસી]

મગધ દેશમાંહિ ગ્રામ સુગ્રામ છઇ, ખેત્ર ભરત સુનિવેશ;
રાષ્ટ્રકૂટ ધનપતિ તસ ગેહિની, રેવતી અદભુત વેસ ॥૨૨॥
પુણ્ય પ્રમાણઇ રે સવિ સુખ પામિઇ॥

પુત્ર હુઆ દોઇ તસ રૂપિં ભલા, ભવદત્ત નઇ ભવદેવ;
દીક્ષા લેઈ રે ભવદત્ત શ્રુત ભણ્યો, વિહરઇ કરત ગુરુસેવ॥૨૩॥પુ૦
તે ગચ્છમાંહિ રે મુનિ ઇક અનુજનઇ, દીક્ષા દેવા રે કાજ;
અનુમતિ માગઇ રે ગુરુની તિણિ દિણિ,શ્રુતધરસ્યું ગુરુરાજ॥૨૪॥

ગીતારથને એક વિહાર છઈ, બીજો મિશ્રિત તેણિ,
ત્રીજો વિહાર જિને નવિ ઉપદિસ્યો, એ કમ ત્યજિયઇ રે કેણિ॥૨૫॥પુ૦

ધામ પિતા નઇ રે જઇ તેણિ દેખિઉ, માંડયો અનુજ વિવાહ;
વિવાહ ગહલઇ રે અગ્રજ નવિ નમ્યો, હૂઈ વ્રતનો ઉચ્છાહ॥૨૬॥પુ૦

તિહાંથી આવ્યો રે મુનિ વિલખો થઈ, જિમ મગસેલથી મેહ;
આલોઈ કહઇ સવિ ગુરુનઈ કથા, ભવદત્ત કહઈ સસનેહ॥૨૭॥પુ૦

વિવાહ કૌતુક નિજ ગુરુભક્તિનો, ન લહઇ સોમો રે ભાગ;
અગ્રજ મુનિનઇ રે અનુજ ન આદરઇ, તો તે કઠિન અભાગ॥૨૮॥પુ૦

તવ કોઇ બોલઇ રે તુમ્હે નિજ અનુજ નઇ, વ્રત દેસ્યો તો પ્રમાણ;
આરા કેડઇરે વારો આવસ્યઇ, જોઇ બોલઇ તે જાણ॥૨૯॥પુ૦

એહુઇ વયણિ રે ભવદત્ત વેધિઉ, કહઇ જો મગધવિહાર;
ગુરુનો હોસ્યઇ રે તો અમ્હે પૂરસ્યુ, કૌતુક એહ ઉદાર॥૩૦॥પુ૦

મગધઇ વિચર્યા રે ગુરુ અનુમતિ તદા, માગઇ મુનિ ભવદત્ત;
એક જ મેલ્હ્યો રે તે શ્રુતધર વશી, સ્વજન પ્રબોધ નિમિત્ત॥૩૧॥પુ૦

ભવદત્ત પુહુતો રે સંસારિક ઘરે, અનુજનઇ દીક્ષાનઇ હેત;
તિ તવ પરણ્યો રે નાગદત્ત વાસુકી, પુત્રી પુણ્ય સમેત॥૩૨॥પુ૦

વીવાહ ઉચ્છવ કરિ તસ આવિયા, મુનિનઇ સાહમા રે બંધુ;
ઉત્સવ ઉપરિ ઉત્સવ આવિઉ, માનઇ આનંદ સિંધુ॥૩૩॥પુ૦

પ્રાસુક ઉદકઇ રે મુનિપદ ધોઈ, તે વંદઇ ચરણનું નીર;
મુનિપદ લાગઇ રે આગઇ ઊલગઇ, માનઇ લહિઉં ભવતીર॥૩૪॥પુ૦

વીવાહ-વ્યાકુલ તુમ્હે છો અમ્હે જયુ, ધર્મલાભ મુનિ દેઇ;
મુનિ પડિલાભઇ રે તે તખ સૂઝતાં, ભક્તાદિક કરિ લેઇ॥૩પ॥પુ૦

તખ મંડઇ છઇ રે કુળ આચારથી, નવઉઢા ભવદેવ;
કિઊ ચંદ્રિકા રે સમ ચંદન રસઇ, "અંગરાગ તતખેવ॥૩૬॥પુ૦

કેશ પાશ સુત્ર પુરિત બાધિઊ, ચોરિત ધનયુત જોર;
નાઠો દેખી રે ઊગ્યો મુખશશી, અંધકાર માનુ ચોર॥૩૭॥પુ૦

તિલક બનાવ્યુ રે કેસરનુ ભલુ, સોહઇ લાલ વિશાલ;
અંકુર ઊગ્યો રે માનુ મદન તણો, જેહ દગધ હરભાલ॥૩૮॥પુ૦

અમલ કપોલઇ રે પત્ર લતા કરી, કસ્તુરીની વિચિત્ર;
માનુ એહ પ્રશસ્તિ મદનતણી, જગ જયકારિ ચરિત્ર॥૩૯॥પુ૦

કુંચ મંડન જબ કરઇ તે કામનુ, ઋષભકૂટ જયનામ,
તખ મુનિ ભ્રાતા રે આવ્યો સાંભળ્યો, હુઊ વંદન પરિણામ॥૪૦॥પુ૦

અર્ધ મંડિતા રે મુંકી નાગિલા, વહલો આવુ રે વંદિ;
ઇમ વિનિવારી રે સખિ તસ વારતી, વંદઇ ભ્રાત આનંદિ॥૪૧॥પુ૦

મુનિ ઘૃતભાજન અનુજ કરિ દિઇ, વ્રત દેવા મંચકાર;
ભવદત્ત તિહાથી રે ભલીપરિ પાગર્યા, આવ્યાં બહુ નર નારિ॥૪૨॥પુ૦

સાધુ વિસર્જઇ રે નવિ તે કોઇ નઇ, એ મુનિનો રે આચાર;
દૂર જઈ નઇ રે નારી નર કમઇ, વલિયા આપ વિચાર॥૪૩॥પુ૦

ભદ્ર આતમા રે ચિંતિ ભવદેવ તે, ચતુર વિચિંતઇ રે એમ;
જન અવિસરજ્યા રે ક્રિયિયા તે સુખિ, ફિરો હૂં ભાઈ ફિરુ કેમ॥૪૪॥પુ૦

ભાર ભણી ઘૃતભાજન મુજ દિઉં, ભાઇઇ કર્યો એ પ્રસાદ;
ઠામિ ન મૂકું રે અણવાલ્યો વલૂં, સગપણનો સ્યો સવાદ ॥૪૫॥પુ૦
એ મત વલયો રે ઇમ મનિ ચિંતવી, મન આવેપઇ રે તાસ;
ગૃહિ પણ વાર્તા રે કાઢી મૂલગી, ભવદત્ત સુજસ વિલાસ ॥૪૬॥પુ૦

દૂહા

ગામ સીમ એ રુંપડાં, મોહનગારાં હુંતિ;
વાનર પરિ ચઢતા જિહાં, આપણ બેઉ રમંત ॥૪૭॥
તેહ એ સરવર તેહ જલ જલ, તેહ જ તીર મનોહાર;
કંઠે આરોપ્યા જિહાં, તાલ નલિના હાર ॥૪૮॥
સોહઇ એહ જ વાલુકા, ઉજ્જ્વલ જિસી કપૂર;
બાળ લીલાઇ આપણે, કર્યાં જિહાં ઘર ભૂરિ ॥૪૯॥
વાત લગાવી ઇમ અનુજ, ભવદત્ત ભેટઇ ગ્રામ;
જે આચારય પદકમલ, પવિત્ર ત્રિણિ અભિરામ ॥૫૦॥

ઢાલ ૩

[અહો મતવાલે સાજનાં એ દેસી]

અનુજ સહિત હવઇ આવિયા, ભવદત્ત વસતિનઇ દ્વારઇ રે;
કારણ કાર્ય
પુણ્ય ધર્મ બિઉ એકઠા, માનું પુષ્ટિ શુદ્ધિ* અધિકારઇ રે ॥૫૧॥
પુણ્ય કરો ભવિ પ્રાણિયા, પુણ્યઇ સવિ સુખ હોઇ રે;
પુણ્ય વિહૂણા માનવી, તેહનું નામ ન જાણઇ કોઇ રે ॥૫૨॥
પુ૦—એ આંચલી

* पुष्टिपुण्योपचय ; शुद्धिपापक्षयेणनिर्मलता.

વાંકી કોઠ કરી જુઇ, તિહાં મોહનવેલા ચેલા રે;
ઊ આવઇ ભવદત્તજી, બિહુ મિલિય, ગયાથા ઇકેલા રે॥૫૩॥પુ૦

મુનિનાઇ મિલિઊ મુનિ હુઇ, સંન્યાસીનઇ સંન્યાસી રે;
હાથિ આવ્યો કિમ છૂટસ્યૈ, માહોમાંહિ કરઇ ઇમ હાસી રે॥૫૪॥પુ૦

કવણ તરુણ છઇ એ આણિઊ, ઇમ ગુરુજીઇ જબ બોલાવ્યોરે;
ભવદત્ત કહઇ હું માહરો, ભાઇ દીક્ષા દેવા લ્યાવ્યો રે॥૫૫॥પુ૦

ગુરુ તેહનઇ પૂછઇ તુમ્હે, વ્રત અર્થી છો વડભાગી રે;
ભ્રાતા જૂઠો મત હુયો, કહઇ સાચું છું વઇરાગી રે॥૫૬॥પુ૦

તતખિણિ દિક્ષી મોકલ્યો, મુનિ સાથઇ તે પર ઠાણઇ રે;
બંધવિ આવી પૂછિઉં, ભવદત્ત કહઇ કુણ જાણઇ રે॥૫૭॥પુ૦

ધરમ તણઇ અર્થિં કહઇ, જૂઠી પણિ મુનિવર વાણી રે;
સ્વજન તે સવિ પાછા વલ્યા, મુનિની કાંઇ શંકા નાણી રે॥૫૮॥પુ૦

વ્રત પાલઇ ભવદેવ તે, કેવલ ભાઇની ભગતિ રે;
ચિતથી ન ત્યજઇ નાગિલા, તે તો જુડઇ ન જોડિઉ યુગતિ રે॥૫૯॥પુ૦

મુનિ ભવદત્તઇ તપ તપી, આયુ પાલી અનશન કીધું રે;
સૌધર્માઇ સુર તે થયો, આતમાનું કારય સીધું રે॥૬૦॥પુ૦

હવઇ ભવદેવ તે ચિંતવઇ, નાગિલા છઇ માહરઇ પ્યારી રે;
હું છું તેહનઇ વલ્લહો, એ તો રંગ બન્યો છઇ કરારી રે॥૬૧॥પુ૦

વ્રત પાલ્યુ દિન એતલાં, મઇ કેવલ ભાઇની લાજઇ રે;
તે તો સ્વરગિ ગયો હવઇ, વન આવઇ મુજ સ્યઇ કાજઇ રે॥૬૨॥પુ૦

તરુણી વિરહઈ ચિત દહિઉં, મત ગુણ નવિ આવ્યા લેખઈ રે;
અગનિ બલઈ તરુ કોટરઈ, નવ પલ્લવ તે કુણ દેખઈ રે ॥૬૩॥પુ૦

બહુવિધ બાહ્ય ક્રિયા કરી, મન સૂનઈ તે જાઈ ફોકઈ રે;
આથિ વિના કિમ આપિઈ, માગ્યું નાણું રોકારોકિ રે ॥૬૪॥પુ૦

જન જાણઇ કાંઇ દૂબલા, પણિ વિરહની પીડ ન જાણઈ રે;
ખાધુંપીધું નવિ ગમઈ, નિદ્રા પણિ નાવઈ ટાણઈ રે ॥૬૫॥પુ૦

સોહલી સહવી આગિની, પણિ દોહિલી વિરહની જાલા રે;
તે ઊલ્હાઈ નીરથી, એ તો નયણ જલઈ અસરાલા રે ॥૬૬॥પુ૦

અંક ન છઇ એ ચંદનઈ, કોઇ વિરહઈ રિદય છઈ દાધું રે;
વિરહ લિખિત ભાલઈ જ્વલઈ,હરનઈ ન ત્રિલોચન બાધું રે ॥૬૭॥પુ૦

અધર સુધા મુખ ચંદ્રમા, વાણી સાકર બાંહ મૃણાલી રે;
તે પઇઠી મુજ ચિત્તમાં, તેણીઇ કાયા કહો કિમ બાલી રે ॥૬૮॥પુ૦

મત કષ્ટઈ હૂં નવિ તથા, જિમ વિરહઈ હૂં અતિ પીડચો રે;
ફાટત રિદય પ્રિયાતણું, કુચબંધ ન હોત જો ભીડચો રે ॥૬૯॥પુ૦

સ્યૂં જાણું તે સ્યૂં થઈ, અઈ યૂથભ્રષ્ટ જિમ હરિણી રે;
હિમ દાધી જિમ પદ્મિની, મુગધા મઇ મેલ્હી પરણી રે ॥૭૦॥પુ૦

હજિય ન કાંઇ મુજ ગયું, હૂં જઇ માંડુ ઘર વાસો રે;
સા મુજ હો પ્રાણેશ્વરી, હું થઇ રહું તેહનો દાસો રે ॥૭૧॥પુ૦

પાંખ હુઇ તો ઉડી મિલું, હવઇ ખિણ એક મઇ ન ખમાઇ રે;
પંચબાણુગ પાપિણ, ઉજાણો કેડિ ધાઇ રે ॥૭૨॥પુ૦

ઈમ ચિંતી તે ચાલિઉ, કાઇ થવિરનઇ નવિબ્ય જણાવ્યુ રે;
બાહિર આયતનઇ રહિઉ, જબ ગ્રામ સુગ્રામ તે આવ્યુ રે ॥૭૩॥પુ૦

ફૂલ માલ્યધર કામિની, ઇક બ્રાહ્મણીયુત તિહા વંદઇ રે;
ભવદેવઇ પૂછિઉ ઇહા, આર્યવાન રેવતી નંદઇ રે ॥૭૪॥પુ૦

સા કહઇ પરલોકઇ ગયાં, તે સમય થયો બહુ પૂછઇ રે;
મુનિ ભવદેવઇ જે ત્યજી, નાગિલા નવ પરણી કિમ છઇ રે ॥૭૫॥પુ૦

સા જાણઈ ભવદેવ એ, કહઇ આવ્યાનો સ્યો ટાણો રે;
મુનિ કહઇ મિલવા નાગિલા, સા કહઇ તેહ જ હૂં જાણો રે॥૭૬॥પુ૦

કાળઇ મુજ યૌવન જતઇં, ગયુ લાવણ્ય હૃદય વિચારે રે;
મુજ કોડીનઇ કારણઇ, રૂડા ઋષિ રતન મત હારે રે ॥૭૭॥પુ૦

ભાઈઇ તુજનઇ હિત કર્યું, કપટઇ પણિ ચારિત્ર આપી રે;
ધંતૂરાની વાડિ તૂં, મ કરે સુરતરુનઇ કાપી રે ॥૭૮॥પુ૦

બંભણિ સુત આવી કહઇ, ઘરિ ભાજન પાયસ વમિઇ રે;
દક્ષિણા લેઇ બીજા તણી, સી લાજ વમિઉ નિજ જિમિઇ રે ॥૭૯॥પુ૦

મા કહઇ નિંદિત મત કરે, ભવદેવ કહઇ વંતાસી રે;
પુરુષ શુનકથી પણિ બુરો, નાગિલા કહઇ જોનઇ વિમાસી રે॥૮૦॥પુ૦

માસ મૂત્ર રુધિરઇ ભરી, હૂં વમન થકી પણિ ભૂડી રે;
તે નિંદિત સ્યૂ રાચતો, સ્યૂ ચાહઇ છઇ નરગની કૂંડી રે ॥૮૧॥પુ૦

પર સીખવવા પડવડા, તે તો પુરુષ માહિં નવિ ગણિઇ રે;
જે નિજ જીવનઇ સીખવઇ, તે પુરુષ ધુરંધર ભણિઇ રે ॥૮૨॥પુ૦

કહઇ ભવદેવ ભલી પરિં, હું પંથિ આણ્યો સુશીલા રે;
ઉનપથ જાતો વારિઓ, તુજ હોયો સુજસની લીલા રે ॥૮૩॥પુ૦

### દૂહા

આજ સ્વજન દેખી કરી, જાઉં ગુરુનઈં પાસિ;
અતીચાર આલોઇ તપ, તપુ રિદય ઉલ્લાસિ ॥૮૪॥

કહઇ નાગિલા તુજ કિસ્યો, બંધવસ્યું પ્રતિબંધ;
વર હિત જાણઇ જેહનઇ, તે બંધવ તુજ બંધ ॥૮૫॥

જાઓ ગુરુચરણે ચિત દમી, પાલો શુદ્ધ આચાર;
હું પણિ ગુરુણીનઇં કન્હઇં, વ્રત લેઇસિ નિરધાર ॥૮૬॥

હવઇ જિનબિંબ નમી ગયો, ગુરુ પાસઇ ભવદેવ;
પાલઈ નિરતીચાર વ્રત, કરિ આલોઅણ સેવ ॥૮૭॥

પાલી સંયમ સુર થયો, શક્ર સામાનિક તેહ;
સૌધર્મઇં અજુઆલતો, દસ દિસ અનુપમ દેહ ॥૮૮॥

### ઢાલ ૪

[જીરેજી એ દેસી]

હવઇ ભવદત્તનો જીવ, સ્વર્ગથી ચવિઓ સુર થયો; જીરેજી
જીરે માહરઇ, મહાવિદેહ મઝાર, વિજય પુખલાવઇ ભલો. જીરેજી ॥૮૯॥

જીરે માહરઇ નયરિ પુંડરીકિણી સાર, ચક્રી વજ્રદત્ત ગુણભરિઓ; જીરેજી
,, રાણી યશોદા નામ, તેહની કૂખિં અવતર્યો. જીરેજી ॥૯૦॥

જીરે તેણિ અવતરિઇ કૂખિ, દોહદ ધરાઇ યશોધરા; જીરેજી
„ ક્રીડું સમુદ્ર મઝારિ, તો મનોરથ પુગાઇ ખરા. જીરેજી
॥૯૧॥

„ સીતા* સમુદ્રમા રાય, ક્રીડાવી તે પૂરવઇ; જીરેજી
„ દીપઇ આ બહુ તેજ, પૂર્ણબિંબ શશિ પરિહવઇ. જીરેજી
॥૯૨॥

„ સમયઇ પ્રસવિઉ પૂત્ત, સાગરદત્ત અભિધા કરી; જીરેજી
„ બાલ લીલા બહુ ભાતિ, પેલાવ્યો નવ નવ પરી. જીરે જી
॥૯૩॥

„ સમયઇ મેલ્હઇ રાય, ગુરુ પાસઇ ભણવા કલા; જીરેજી
„ ગુણx ધારી સવિ લેઇ, તેહ કૂપ જલ નિર્મલા. જીરેજી
॥૯૪॥

„ સ્વયંવર આવી અનેક, પરણઇ કન્યા તે યૌવનઇ; જીરેજી
„ તેહસ્યુ વિલસઈ ભોગ, કરિણીસ્યુ જિમ કરિ વનઈ. જીરેજી
॥૯૫॥

„ દેષઇ તે એકદા અભ્ર, નારીસ્યુ ધરિ પેલતો; જીરેજી
„ માનુ મેરુ આકાશ, ભૂમિના મેરુનઇ ઠેલતો. જીરેજી
॥૯૬॥

„ મેઘ મેરુ સમ દેખિ, ન વલઇ તસ દગ ભરિ સુધા; જીરેજી
„ સુંદર વસ્તુ ન કિંક, નયન જનમ તેહનઈ સુધા. જીરેજી
॥૯૭॥

*સીતા નદીરૂપ સમુદ્રમા x દોરડું

જીરેતે દેખત તતખેવ, પવનઇ સર્વ પરો કયો; જીરેજી
,, પિશુન નઇ પવન પઇઠ, મિત્ર મેઘ ન રહઇ ધર્યો. જીરેજી
॥૯૮॥

,, કુમર વિચિંતઇ ચિત્તિ, ક્ષણિક એહ જિમ તિમ સવે; જીરેજી
,, સંપદ આપદ અંત, જનમ મરણ અંત લેખવે. જીરેજી
॥૯૯॥

,, નિત્ય એક થિર ધર્મ, તે વ્રત લેઇનઇ પાલિઇ; જીરેજી
,, શાશ્વત સુખ હોઇ જેણિ, આતમશક્તિ અજુઆલિઇ. જીરેજી
॥૧૦૦॥

,, સાગરદત્ત કુમાર, આપ હુઓ વઇરાગિઓ; જીરેજી
,, અનુમતિ માગઇ માત, તાત તણી ચિંતિ જાગિઓ. જીરેજી
॥૧૦૧॥

,, સ્નેહતંતુ તસ છેદિ, અનુમતિ લેઇ વ્રત આદરઇ; જીરેજી
,, અમૃતસાગર ગુરુ સીસ, અવધિ જ્ઞાન શ્રુતધર વરઇ. જીરેજી
॥૧૦૨॥

,, હવઇ ભવદેવનો જીવ, કાલિં સ્વર્ગ થકી ચવી; જીરેજી
,, તિહાં પુરી વીતશોક, રાય પદમરથ મહાછવી. જીરેજી
॥૧૦૩॥

,, દેવી તસ વનમાલ, શિવકુમાર તેણી સુત જણિઓ; જીરેજી
,, લાલ્યો પાલ્યો તેહ, ગુરુ સાખી વિદ્યા ભણિઓ, જીરેજી
॥૧૦૪॥

જીરે યૌવનવય નૃપવશ્ય, કન્યા પરણ્યો સુહામણી, જીરેજી
,, તેહસ્યુ વિલસઇ ભોગ, તાગમ્યુ જિમ નિશમણી, જીરેજી
॥૧૦૫॥

,, કેલિ કરઇ મદવર, પ્રમાદઇ તળ ગુણભર્યા, જીરેજી
,, સાગરઋષિ પુર બાહ્ય, ઉપવન માહિં સમોસર્યા જીરેજી
॥૧૦૬॥

,, કામસમૃદ્ધ સથવાહ માસખમણનઇ પારણઇ, જીરેજી
, પડિલાભઇ વસુધાર વૃષ્ટિ હુઈ તસ આંગણઇ જીરેજી
॥૧૦૭॥

,, શિવકુમાર તે દેખિ વિસ્મિત વદઇ મુનિ પ્રતિ, જીરેજી
,, આઇસઇ તસ પદ પાસિ ગજહસ જિમ સુવિગતિ જીરેજી
॥૧૦૮॥

,, ચઉદ પૂર્વી તે ધમ, સપરિવાર શિવનઇ કહઇ, જીરેજી
,, વદઇ સમાર અસાર, સ્ફટિક ચિત્ત તે સવિ ગ્રહઇ જીરેજી
॥૧૦૯॥

,, શિવ પૂછઇ તિણિવાર, તુજ જોતા ચિત ઉલ્લસઇ, જીરેજી
,, નયણ સુજસ સસનેહ, પૂર ભવ કહો કિમ હુસ્યઇ જીરેજી
॥૧૧૦॥

દૂહા

અવધિ જ્ઞાનઇ મુનિ કહઈ, અનુજ હુતો તૂ સુઅજ,
વાટહો પૂરવ ભવિ દિઉ, વ્રત કપટઇ મઇ તુઅજ ॥૧૧૧॥

સૌધર્મઇ સુર દોઇ થયા, પ્રીતિવંત વડભાગ;
ઇહ ભવિ નિરમમ હું થયો, તું તો હજી સરાગ ॥૧૧૨॥

સાશ્રવ ઇતર અભ્યાસની, ઇહા પરિણુતિ છઇ મૂલ;
શિવકુમાર વિનવઇ તદા, કરી રિદય અનુકૂલ ॥૧૧૩॥

ઢાલ ૫

[બાહુ જિણેસર વીનવુ એ દેસી]

સુંદર, ઇહ ભવિ પૂરવ ભવ પરિ, વ્રત દેઈનઇ તારિ હો;
,, માતપિતા પૂછી આવું, તાં રહવું નિરધાર હો.
સુંદર પુણ્યઇ શુભ સંગતિ મિલઇ ॥૧૧૪॥

,, શિવ જઇ માતપિતા તણી, માગઇ અનુમતિ સાર હો;
,, તે કહઇ ભગત જો અમ્હતણો, તો માને વ્રતનો નકાર હો
॥૧૧૫॥

,, વ્રત લેવા અસમર્થ તે, માતપિતા વિણુ આણ હો;
,, ભાવયતી હુઉ નિશ્ચયી, સાગર ગુરુ સુપ્રમાણ હો ॥૧૧૬॥

,, ભોજન વેલાઇ નવિ જિમઇ, ન રુચઇ ઉત્તર દેઇ હો;
,, રાજા ઇમ ઉદ્વેજિઉ, દ્દઢધર્મા નઇ કહેઇ હો ॥૧૧૭॥

,, જિમ તિમ શિવનઇ વશ કરો, ભુંજાવો ઇભ્ય પુત્ર હો;
,, તનુ પંજરથી નીકલેઇ, જીવ પંખી દિઉ યંત્ર હો ॥૧૧૮॥

,, દ્દઢધર્મા હવઇ આવિઉ, શિવ પાસઇ અભ્રંત હો;
,, નિસીહી કહી ઘરમાં જઈ, ઇરિયાવહી પડિકંત હો ॥૧૧૯॥

સુંદર દ્વાદશાવર્ત વંદન દેઈ, પુજી ભૂમિ બઇઠ હો;
,, અણુજાણો મુજ ઇમ કહી, શિવ મનિ ચિત્ર પઇઠ હો ॥૧૨૦॥
,, સાગર પાસઈ મુનિ તણો, એહવો વિનય મઇ દિઠ હો;
,, ઇમ કહઇ શિવ તૂં માહરો, વિનય તે કિમ કરઇ સિઠ હો ॥૧૨૧॥
,, ઇભ્ય કહઇ શુભ ભાવ તે, નિશ્ચય વંદન હેત હો;
,, ભાવયતી તૂં તાહરો, તિણિ વંદન સંકેત હો ॥૧૨૨॥
,, પણિ એક તુમ્હનઇ પૃછવું, ભોજન ન કરો કેમ હો;
,, કહઇ નિરવદ્ય તે કિહાં, મિલઇ ઇભ્ય કહઇ આણુ એહ હો ॥૧૨૩॥
,, તૂં ગુરુ મુઝજ તુજ શિષ્ય હું, એ નિશ્ચય સુપ્રમાણુ હો;
,, વય પર્યાય જે શ્રુત કહ્યાં, તે વ્યવહારનાં ઠાણ હો ॥૧૨૪॥
,, તિહાં દિન પક્ષ ન માસડા, સંવત્સર ન ગણાઇ રે હો;
,, મૂલ ઉત્તર ગુણ નવિ ચલ્યા, તે તો સમય ભણાઇ હો ॥૧૨૫॥
,, નવ મુંડિઇ મુંડિતપણું, સિર મુંડન ન એકાંત હો;
,, વ્યવહારઇ હુઇઇ તિસ્યા, નિશ્ચય નિજ વિશ્રાંત હો ॥૧૨૬॥
,, ઘરિ રહતો પણિ તૂં યતી, જ્ઞાન યોગ વ્યવહાર હો;
,, તિણિ બે નય છઇ પ્રમાણિયા, સાચો એ સૂત્ર વિચાર હો ॥૧૨૭॥

न वक्क इत्थ पमाणं णय परिआऊ विणिछयणओणं।
ववहारऊ उ कीरइ उभयणयमयं पुण पमाणं ॥१२८॥
—आवश्यके।

સુરવર શિવ કહઇ આબિલ અંતરઇ, તો હું છઠ કરેસિ હો;
" સામાચારી પટ કરઇ, ઇભ્ય તે તસ ઉપદેશ હો ॥૧૨૯॥
" તપ કરતા ઇમ તેહનઇ, વરસ વિતી તા બાર હો;
" માતપિતા અનુમતિ ન દિઇ, લેવા સંયમ ભાર હો ॥૧૩૦॥
" આઉ પૂરી શિવ ઉપનો, બ્રહ્મલોકિ એ દેવ હો;
" હવણા એહની છવિ ઇસી, પહલા ઇદ સ્વયમેવ હો ॥૧૩૧॥
" સાતમઇ દિનિ સુર એ ચવી, હોસ્યઇ જંબૂ નામ હો,
" છેહલો ઋષભસુત કેવલી, સગુણ સુજસ અભિરામ હો॥૧૩૨॥

દૂહા

તબ વિદ્યુનમાલી નમત, પ્રસન્નચંદ્ર ઋષિ રંગ;
પ્રિયા ચ્યાર પૂછઇ ફિરી, કિહા હુસ્યઇ પ્રિયસંગ ॥૧૩૩॥
ઋષિ કહઇ ઇહ પુરિ સમુદ્ર, વલિ પ્રિયસમુદ્ર નઇ કુબેર;
સાગર ચ્યાર એ ઇભ્ય તસ, પુત્રી હુસ્યે સમેર ॥૧૩૪॥
તિહા નરભવિ તુમ્હે એહસ્યુ, હોસ્યઇ સંગમ રંગ,
મંગલ માલા તે લહઇ, જસ મનિ ધર્મઇ ચંગ ॥૧૩૫॥

इति श्री जंबूस्वामि प्राकृत प्रबन्धे महोपाध्याय श्री यशोविजय समर्थिते प्रथमोऽधिकारः।

## દ્વિતીય અધિકાર

### ઢાલ ૧

[ઋષભના વંશ રયણાયર એ દેસી]

હવઇ રે રાજગૃહ નગર છઇ, સકલ નયર સિણગાર રે,
ઉજ્વલ જિનગૃહ મંડલી, જિહા હિમગિરિ અનુકાર રે ।।૧।।

ચરિત્ર સુણો ગુણવંતનુ, પવિત્ર હોઇ જિમ કાન રે,
ચિત ચમકઇ આવઇ ચાતુરી, વાધઇ મતિ વલઇ વાનો રે
।।૨।। ચરિત્ર૦

જિહા જિન ચૈત્યમા ધૂપનો, દેખી ધૂમ આગાસિ રે,
મર્દલ ગર્જિત ઘન ભ્રમઇ, શિખિ નિતિ નૃત્ય ઉલ્લાસિ રે
।।૩।। ચરિત્ર૦

જેહમા સૌધ ફટિક દ્યુતિ, છબિ મરકતની લાધી રે,
માનુ ગગાઇ આવી ઝીલવા, યમુના રવિ અંક દાધી રે
।।૪।। ચરિત્ર૦

જેણી હરવી માનુ જલનિધિ, દુખભર લંકા અંપાવી રે;
સુખ નવિ દાખઇ અમરાવતી અલકા નામઇ જ્યાવી રે
।।૫।। ચરિત્ર૦

રાજ કરઇ તિહા નરપતી શ્રેણિક જસ ગુણ શ્રેણી રે,
તીન ભુવન માહિં વિસ્તરી, પાવન જેહવી ત્રિવેણી રે
।।૬।। ચરિત્ર૦

જેહનઇ તેજઇ પરાભવ્યો, ભાનુ ભમઇ માનું ગગનિ રે;
ઉષ્ણ હુઓ તસ કિરણ તે, તાસ અમર્ષની અગનિ રે
॥૭॥ ચરિત્ર૦

તાસ સભામાહિં શોભતો, ઋષભદત્ત હુઓ સેઠિ રે;
ધનદ તે તેહજ ધનપતી, બીજો કુબેર તે હેઠિ રે
॥૮॥ ચરિત્ર૦

પથ તરુફલ સર જલ પરિં, તસ ધન સવિ હિતિ આવઇ રે;
જેહસ્યુ સુરતરુ તોલિઊ. ઉંચો ગયો લઘુ ભાવઇ રે
॥૯॥ ચરિત્ર૦

ઇંદ તે જેહનઇ નિતિ રહઇ, કર અંશિ શત કોટી રે;
ચંદ તે સકલ કલા વરિઊ, પદવી તસ સવિ મોટી રે
॥૧૦॥ ચરિત્ર૦

ધારિણી સધરમચારિણી, ચિત-હારિણી હુઈ તાસ રે;
કારણી સુખ દુખ વારણી, મનોહારિણિ સુવિલાસ રે
॥૧૧॥ ચરિત્ર૦

રૂપઇ તે રંભા હગવતી, ભાવતી ચિત્તિ જિન વયણાં રે;
સુલલિત શીલ સોહામણી. સહજ સલૂણડાં નયણાં રે
॥૧૨॥ ચરિત્ર૦

મિલિત રહઇ નખમાંસ જિઉં, તિ દંપતિ સસનેહા રે;
નવ નવ રંગ ભરઇ રમઇ, એક જ જીવ દોઇ દેહા રે
॥૧૩॥ ચરિત્ર૦

એક દિનિ ધારણિ ચિંતવઇ, સુત વિણ શો જમવારો રે;
સીંચઇ રિદય જસ સુત અમી, તેહનો ધનિ અવતારો રે
॥૧૪॥ ચરિત્ર૦

ચિંતાઇ તેણી હુઈ દૂબલી, નિર્બધઇ* પ્રિય પૂછી રે;
તેહ ચિંતા પ્રિય મનિ ઠવઇ, પણિ નવિ હુઈ નિજ ઊછી રે
॥૧૫॥ ચરિત્ર૦

એ ચિત દુખનઇ વીસારવા, સેઠિ વભારઇ તે પુહુતા રે;
વાયુ આરોહી ગગનિ ચઢા, રથ ઘોષઈ મૃગ બીહતા રે
॥૧૬॥ ચરિત્ર૦

ગિરિ પ્રિય હન્ત આલંબનઇ, ધારિણી ચઢિય અલોભા રે;
અંગુલિઇ કરી દાષવઇ, પ્રિય ઉપવન તણી શોભા રે
॥૧૭॥ ચરિત્ર૦

એહ બીજોરડી ફ્લ નમી, દાડિમી એ રાતે ફૂલે રે;
મદન વિશિખઇ રિદયઇ ગડે, જગત્રનઇ માનુ અમૂલે રે
॥૧૮॥ ચરિત્ર૦

એ મહકારની મંજરી, કોકિલ કલરવ ગુરુણી રે;
વિકસિત એહ કુસુમલતા, માન હસિત તરુ પરણી રે
॥૧૯॥ ચરિત્ર૦

જંબૂ કદંબ પ્રિયાલ એ, તાલ તમાલ વિશાલ રે;
જાઈ જાઈ મુચુકુંદ એ, કંદ એ હર્ષના માલ રે
॥૨૦॥ ચરિત્ર૦

* आग्रहवशी

મોટા એ દ્રાખના માંડવા, સૂઅડલા રૂઅડલા આવઇ રે;
મધુર એ મધુકર ગણગણઇ, સ્વાગત માનુ જણાવઇ રે
॥૨૧॥ ચરિત્ર૦

શ્રાદ્ધ યશોમિત્ર દેખિઉ, ઋષભદત્ત તિહાં સિદ્ધપુત્રો રે,
જાણ્યો જિહાં પૂછયું તબ કહઇ, ઇહાં મોહમ છઇ પવિત્રો રે
॥૨૨॥ ચરિત્ર૦

આવો તો થાઉં અગ્રેસરી, વંદનનો ધરો ભાવો રે;
દંપતી તેહ સાથિં ચલ્યાં, દીઠા મુનિ સુપ્રભાવો રે
॥૨૩॥ ચરિત્ર૦

ક્રોધ જલન શમ જલધરૂ, માન મહા તરુ હસ્તી રે;
દંભ ઉરગ વિષ જાંગુલી, લોભ સમુદ્ર અગસ્તી રે
॥૨૪॥ ચરિત્ર૦

ઇંદ્રિય સકલ તે વશ કર્યાં, વશ કર્યો મનનો સંચારો રે,
આતમ ધ્યાનમા ઝીલતા, પામ્યા ભવતણો પારો રે
॥૨૫॥ ચરિત્ર૦

તેહની દેશના સાભલી, સિદ્ધ જંબૂ રૂપ પૂછઇ રે;
ધારણી પણિ અવસર લહી, કહઇ મુજ સુત છઇ કઇ નવિ છઇ રે
॥૨૬॥ ચરિત્ર૦

સાવદ્ય મુનિ નવિ પૂછિઇ, સિદ્ધ કહઇ જંબૂ નામા રે,
એ અવસરિ પૂછાઇ સુત હુસ્યઇ, સિંહ સ્વપ્ન સુધામા રે
॥૨૭॥ ચરિત્ર૦

ધારિણી કહઇ જંબૂ દેવતા, ઉદ્દેશઇ તો હૂં કરસ્યુ રે;
આંબિલ ઇકમો અઠોતનં, ઇમ મન વંછિત વરસ્યુ રે
॥૨૮॥ ચરિત્ર૦

હવઇ મુનિ વંદી તે દંપતી, આવ્યા નિજ ઘરબારઇ રે;
સિંહ સ્વપન દેખઇ અન્યદા, ધારિણી ચિત્ત ઉદારઇ રે
॥૨૯॥ ચરિત્ર૦

કૂખિ વિદ્યુનમાલી અવતર્યો, દોહદ હુઆ શુભ પૂરા રે;
સમય પૂગ્યઇ સુત જનમિયા, સુજસ વિલાસ પડૂરા રે
॥૩૦॥ ચરિત્ર૦

દૂહા

સ્વર્ણ પત્ર અક્ષત ભર્યા, મંદિર ઋષભ પઇઠ;
નાદ પૂર હુઊ તૂરનો, નાચઇ બાલા ઇઠ ॥૩૧॥

કુલવધૂ કર દૂર્વાંકુરઇ, હરિત હુઆ પદ ઠાણ;
ધવલ મંગલ ઉત્સવ ભગઇ, મોટા હુઆ મંડાણ ॥૩૨॥

કરઇ દેવગુરુ પૂજના, ઋષભદત્ત ગવિએમ;
યાચક દાન દિઇ ઘણા, માનઇ સ્વજન વિસેમ ॥૩૩॥

જંબૂ તરુ નામઇ દિઇ, જંમૂ ઇતિ સુત નામ;
વાધઇ માથિ મનોરથઇ, હુઊ મધ્યમ યુવધામ ॥૩૪॥

ઢાલ ૨

[ચંદનબાલા બારણઇ રે લાલ એ દેસી]

તેહ જ પુરિ વ્યવહારિઆ રે લાલ, સમુદ્રદત્ત હુઆ ચંગ, ગુણધારી રે;
પદ્માવતી તેહની પ્રિયા રે લાલ, લાવણ્ય શોભિત અંગ, સુખકારી રે
પુણ્યઇ સુખ જસ પામિઇ હો લાલ ॥૩૫॥

બીજો સમુદ્રદત્ત શોભતો રે લાલ, સંપદાઇ તે સમુદ્ર, ગુ૦
કનકમાલા તેહની પ્રિયા રે લાલ, કમલારૂપ સમુદ્ર; સુ૦ ॥૩૬॥

ત્રીજો સાગરદત્ત તસ પ્રિયા રે લાલ, વિનયશ્રી અભિરામ; ગુ૦
ચોથો કુબેરદત્ત ભામિની હો લાલ, તાસ ધનશ્રી નામ; સુ૦ ॥૩૭॥

એ દંપતિની સુતા હુઇ રે લાલ, વિદ્યુનમાલી નારિ; ગુ૦
ચ્યારઇ રૂપઇ સુહામણી રે લાલ; પૂરવ ભવ અનુસારી; સુ૦ ॥૩૮॥

સમુદ્રશ્રી પહલી જાણિઇ રે લાલ, બીજી પદમશ્રી ઉદાર; ગુ૦
પદમસેના ત્રીજી ભલી રે લાલ, ચોથી કનકસેના સાર; સુ૦ ॥૩૯॥

ઇભ્ય કનકસેન તસ પ્રિયા રે લાલ, કનકવતી અભિરામ, ગુ૦
શ્રમણદત્ત ધનિનઇ હુઈ રે લાલ, શ્રીષેણા રતિધામ, સુ૦ ॥૪૦॥

વીરમતી વસુસેણનઇ રે લાલ, વસુપાલિતનઇ જયસેન, ગુ૦
ચ્યાર સુતા એ ચ્યારનઇ રે લાલ, હુઈ વિશુદ્ધ વિનયેન, સુ૦ ॥૪૧॥

નભસેના બહુ ગુણભરી રે લાલ, કનકશ્રી પુણ્યવંત; ગુ૦
કનકવતી જયશ્રી ભલી રે લાલ, નામ ધામ ઉલ્લસંત; સુ૦ ॥૪૨॥

માનું મનમથ જયધ્વજા રે લાલ, આવઇ દિસની એહ; ગુ૦
રણકતિ મણિગણ કિંકિણી રે લાલ, સુંદર તનુ સસનેહ; સુ૦ ॥૪૩॥

તે અઠ કન્યામા પિતાં રે લાલ, ઋષભનઇ કહઇ કરજોડિ; સુ૦
માગું છું ઇક તુમ્હ પ્રતિ રે લાલ, પૂરો મનનાં કોડ; સુ૦ ॥૪૪॥

તુમ્હ સુત એ હો કન્યાં તણો રે લાલ, દક્ષજાનો જિમ ચંદ; સુ૦
મહાનદીનો જિમ સાગરૂ રે લાલ, ભર્તા થાઓ અમંદ; સુ૦ ॥૪૫॥

ઋષભઇ વચન તે માનિઉં રે લાલ, એ તો ખીર ખાંડનો યોગ; સુ૦
સરખાં સરખી જોડલી રે લાલ, સહૂઅ પ્રશંસઇ લોગ; સુ૦ ॥૪૬॥

જંબૂનઇ દીધી અમ્હો રે લાલ, ભલું રે કીધું કરતાર; સુ૦
કન્યાં હરખધરઇ ઘણો રે લાલ, પામ્યો ભલો ભરતાર; સુ૦ ॥૪૭॥

ઇણિ અવસરિ તિહાં આવિયા રે લાલ, શ્રી સોહમ ગણધર; સુ૦
જંબૂ કુમર ગયા વાંદવા રે લાલ, સાંભલી દેશના સાર; સુ૦ ॥૪૮॥

જંબૂ મનિ તેહ દેશના રે લાલ, ચંદ્ર ઉદયથી તુંગ; સુ૦
સાયર સમિ વધતા હુયા રે લાલ, ભવ વિરાગ્ય તરંગ; સુ૦ ॥૪૯॥

પ્રણમી સોહમનઇ કહઇ રે લાલ, ઇહાં રહવું તુમ્હે તામ; સુ૦
પૂછી આવું માતતાતનઇ રે લાલ, વ્રત લિઉં આતમરામ; સુ૦ ॥૫૦॥

ગણધર વર તેહ પડવજઇ રે લાલ, જંબૂ આવઇ નગર દુવાર; સુ૦
હય ગય રથ સંકુલ તિહાં રે લાલ, ન લહઇ માગ લગાર; સુ૦ ॥૫૧॥

ચિંતઇ જો ઇહાં પડખિઇ રે લાલ, તો અતિવેલા થાઇ; સુ૦
બીજઇ દ્વારઇ આવિઓ રે લાલ, તિહાં વપ્રઇ યંત્ર સજાઇ; સુ૦ ॥૫૨॥

યંત્રઇ આલંબી મહાસિલા રે લાલ, પડતા વજ્ર સમાન; સુ૦
ચિંતઇ પરચક્ર ભય થકી રે લાલ, ન ચવ્યાં એ દુરધ્યાન; સુ૦ ॥૫૩॥

ઉપરિ જો એ સિલા પડઇ રે લાલ, જાતાં એહિ મગ્ગિ; ગુ૦
તો કુમરણ હુઇ જીવનઇ રે લાલ,તે સદગતિ તરુ અગ્ગિ;સુ૦ ॥૫૪॥
સ્વારથ ભ્રષ્ટ ન હૂં કિમઇ રે લાલ, ફિરિ જાઉં સોહમ પાસિ; ગુ૦
યાવજ્જીવ વ્રત લિઊ રે લાલ, તિહાં જઇ મન ઉલ્લાસિ; સુ૦ ॥૫૫॥
ઘરિ જઇ માત પિતા પ્રતિ રે લાલ, કહઇ મુજ અનુમતિ દેઉ;ગુ૦
એ સંસાર અસાર છઇ રે લાલ, દુખરૂપી દુખ હેઉ; સુ૦ ॥૫૬॥
રોતાં માતપિતા કહઇ રે લાલ, અમ્હ આશા-તરુવાય; ગુ૦
ઇણિ અવસરિ વછ કાંથયા રે લાલ,તુજવિરહો ન ખમાય;સુ૦ ॥૫૭॥
યૌવન વય માંહિં ભોગવો રે લાલ, ભામિનિ કેરા ભોગ; ગુ૦
વય વીતઇ સાથઇ અમ્હો રે લાલ, આદરસ્યું વ્રતયોગ; સુ૦ ॥૫૮॥
કદલીદલ કોમલ કિહાં રે લાલ, યૌવન વય તુજ દેહ; ગુ૦
કિહાં વ્રત કઠિન મિલાવડો રે લાલ, કેલિ કંથેરિનો એહ;સુ૦ ॥૫૯॥
પુરુષ કઠિન સવિ સાંસહઇ રે લાલ,તોઇ આઠૌં કન્યા તુજ હેત;ગુ૦
આવી તે પરણી કરી રે લાલ, પૂરો સુજસ સંકેત; સુ૦ ॥૬૦॥

દૂહા

કુમર કહઇ બુદ્ધિવંત તવ, કરું હું તુમ્હ આદેશ;
વ્રત લેતાં મત વારયો, પછઇ તુમ્હે લવલેશ ॥૬૧॥
સ્વામી ગુરુ માતા પિતા, ત્રણ્યઇ દુઃપ્રતિકાર;
તેણિ તુમ્હ અનુમતિ માગિઇ, એહ ઉચિત વ્યવહાર ॥૬૨॥
ભૂખ્યાનઇ ભોજન થકી, જિમ વારવું ન હોઇ;
વ્રત અર્થીનઇ વ્રત થકી, તિમ વારવું ન જોઇ ॥૬૩॥

માતપિતા ઇમ પડવજી, કન્યા તાતનઇ વાત;
કહઇ તુરત પરણ્યા પછી, વ્રત લેઅઇ અમ્હ જાત ॥૬૪॥

વીવાહ અણુવીવાહનો, પૂર્વ પક્ષ કરો દૂરિ;
જે સિદ્ધાંત હુઇ તે કહો, કરી ચિંતના ભૂરિ ॥૬૫॥

આઠ ઇભ્ય મુંઝી રહ્યા, સ્યો કરવો આલોચ;
તે સાંભલિ કન્યા કહઇ, એ ન ઘટઇ સંકોચ ॥૬૬॥

એક વાર બોલઇ નૃપતિ, ન ફિરઇં તિમ મુનિ જાણ;
એક વાર કન્યા દિઇ, પિતા એ નીતિ પ્રમાણ ॥૬૭॥

જંબૂ નઇ દીધી અમ્હો, તેહજ ગતિ તે ત્રાણ;
કાયાનઇ છાયા પરિં, એક જ રીતિ પ્રમાણ ॥૬૮॥

કહઇ વાત સવિ ઋષભનઇ, તે કન્યાના તાત;
થાણિ સજ્જ વિવાહનઇં, માની પહલી વાત ॥૬૯॥

ઢાલ ૩

[ત્રિગડઈ મણુ સોહઈ રે એ દેસી]

પૂછયા જોસી ઋષભઇ રે, હવઇ ધનપતિ વૃષભઇ રે;
દિન સાતમઇ વિવાહ લગન પ્રમાણિઉ રે ॥૭૦॥

ઇક ચિત જિમ ભાઈ રે, કરઇ સબલ સજાઈ રે;
વીવાહ વડાઈ તે શુચિ મંડપ રચઇ રે ॥૭૧॥

ચંદૂઆં તિહાં રાજઇ રે, પંચવર્ણ દિવાજઇ રે;
સંધ્યા અભ્ર સમા જઇ માનું મંદી મહી રે ॥૭૨॥

તિહાં મોતી માલા રે, સોહઇ ઝાક ઝમાલા રે;
માનુ ન્યાસ વિશાલા ચંદ્રાતપ તણા રે ॥૭૩॥
ચલ પલ્લવ પવનઇ રે, સોહઇ તોરણ ભવનઇ રે;
માનુ મંડપ તેડવઇ વરનઇ ઉતાવલો રે ॥૭૪॥
સાથિયડે ધરિયા રે, તિહા મોતી વિસ્તરિયા રે;
માનુ બીજ એ ભરિયા મંગલ તરુતણાં રે ॥૭૫॥
વચિ મણિ છવિં રાતી રે, આવી લાષમી ઉજાતી રે;
તરુ પદ થાવક થાતી શોભા તે બની રે ॥૭૬॥
જંબૂ ધાલ્યો વાનઇ રે, પટ કુસુંભ વિધાનઇ રે,
નવ આતપે માનઇ રવિ જિમ સોહિઓ રે ॥૭૭॥
તે કુમરનઇ કુમરી રે, જાણે અમરનઇ અમરી રે;
વર મંગલ સ્નાન કરાવ્યા શુભ ક્ષણઇ રે ॥૭૮॥
નીચોઈનુ પાણી રે, ન્હાયા, જંબુ શિર જાણી રે;
લોચ ઢૂકડો માનુ એ કેશ આંસૂ ગરઇ રે ॥૭૯॥
અંધકારી અધિવાસઈ રે, જંબૂ કેશ ઉલ્લાસઈ રે;
ધરઇ ધૂપ કપૂર અગરનો ઉત્તંસતા રે ॥૮૦॥
ધમ્મિલ્લ તે બાંધ્યો રે, સુમદામ પ્રસાધ્યો રે;
શૃંગાર આરાધ્યો માનુ દોઇ રૂપથી રે ॥૮૧॥
મુખકમલ નઇ પાસઇ રે, હંસ યુગલ વિલાસઇ રે;
સોહઇ કુંડલ મોતીનાં જંબૂ પહરિયા રે ॥૮૨॥

પહર્યો હાર મોતીનો રે. સોહઇ જંબૂ નગીનો રેઃ
લાવણ્ય નગીનો ફેન ચિસ્યો બન્યો રે ॥૮૩॥

ચંદન ગુચિ અંગો રે. મૌક્તિક સર્વંગો રેઃ
જાણ્યે તારાસ્યુ ગંગઇ ચંગઇ શશિ બન્યો રે ॥૮૪॥

દોઇ વસ્ત્ર તે પહરઇ રે. વીવાહ મંગલ ગહરઇ રેઃ
દસિં ચાવડ પડવડ અંગજ ઋષભનો રે ॥૮૫॥

જાત્ય અશ્વ· આરોહઇ રે. છત્ર મયૂર સોહઇ રે;
જન મોહઇ જગિ કો હઇ બીજો તસ સમો રે ॥૮૬॥

ગાઈ જઇ મંગલ રે; વાજઇ ભેરી ભુંગલ રે;
મરણાઈ તે સરલી સઘલઇ ચહચહી રે ॥૮૭॥

ઝાલરિં ઝંકારઇ રે, માદલ દોંકારઇ રે;
॥૮-વર તુડિઅ પ્રકારિં ગગન રવ પૂરિઉ રે ॥૮૮॥

લૂણ ઉતારઇ પાસઇ[1] રે, દોઇ વધૂઅ ઉલ્લાસઇ રે;
બંદી બિરુદ ભણંતે મંડપ આવિયા રે ॥૮૯॥

સુવાસિણિ દિઇ અગ્ઘો રે, દધિ આદિ મહગ્ઘો રે;
તિહાં જંબુ કુમાર કુમાર સમાનનઇ રે ॥૯૦॥

મન શુભ સંદર્ભિત રે, પગિ અગનિ ગર્વિત રે;
ભાંજી સંપુટ શરાવ તે માતૃગૃહિં[1] ગયો રે ॥૯૧॥

તે કુમરી સાથિં રે, તિહાં બઇસી હાથિ રે;
જંબૂ કૌતુક વીવાહ મંગલ અનુસરઇ રે ॥૯૨॥

---
१ माहेरामां

હુઈ લગનની વેલા રે, થયા ચઉરી મેલા રે;
જંબૂ પરણ્યા તે કુમરી પિતૃ ઉપરોધથી રે ॥૯૩॥
તારા મેલઇ હરખી રે, કૌતુકિ સુખ વરખી રે;
રુચિ મંગલાવર્તઇ મધુપર્કઇ[૨] હમી રે ॥૯૪॥
અવહિત યુત દાનઇ રે, અંચલ મોક્ષ[૩] વિધાનઇ રે;
અંસુ આલીનતિ મુદિત તે અંકારોપણઇ રે ॥૯૫॥
ઇમ સુતનઇ વિવાહઇ રે, ધારિણી ઉત્સાહઇ રે;
સુખ પામી સુત પરણ્યઇ રમણી જસ વરઇ રે ॥૯૬॥

દૂહા

દાન વધૂ વરનઇ તિહાં, કનકતણો હુઉ ઢેર;
જે દેખી પ્રભુપદ ફરસ, વરિત અનુભવઇ મેર ॥૯૭॥
મંગલ દીપ કર્યા હુઆં, ધવલ મંગલ વરગીત;
જંબૂ પરણી સ્ત્રી સહિત, પુહુતા સ્વઘરિ વિનીત ॥૯૮॥
નમઇ પ્રથમ કુલદેવતા, જિનવર શિવ તરુ મૂલ,
તબ કંકણ મોક્ષણ હુઉ, વધૂ વરનુ અનુકૂલ ॥૯૯॥
ઋષભદત્ત ધારણિ પછઇ, પૂજઇ, જંબૂપતિ સાર,
જંબૂ અલંકૃત સ્ત્રી સહિત, આવ્યા વાસાગાર ॥૧૦૦॥
અહો રહઇ જંબૂ તિહાં, નિર્વિકાર પ્રિયા પાસ;
ગોરો કોરો કુણ રહઇ, મસિ ઊરો કરિ વાસ ॥૧૦૧॥

૨ चोरी मध्य होम करे छे ते मधुपर्क - ३ हाथ मुकावणे वेला

ઢાલ ૪

[રાખતઞન વજ્રધર સ્વામી એ દેસી અથવા સીતા તે રૂપે રૂડી એ દેસી]

હવઇ છઇ એક જયપુર ઠ્રંગ,
વિંધ્યાચલ પાસિ ઊત્તુંગ રે, જંબૂ જયકારી
તિહાં વંધ્ય નામા છઇ રાયા,
સુત પ્રભવ નઇ પ્રભુ દોઇ ભાયા રે, જંબૂ જયકારી ॥૧૦૨॥
વડઇ પ્રભવ છતઇ પણિ પ્રાજ્ય,
લઘુનઇ તેણિં દીધું રાજ્ય રે; જંબૂ૦
નીકલ્યો પ્રભવો અભિમાની,
વંધ્ય વિષમઇ કરી રાજધાની રે. જંબૂ૦ ॥૧૦૩॥
તે ખાત્ર ખણઇ બંદિ ઝાલઇ,
પંથ પાડઇ રહઇ ઉભઇ ભાલઇ રે; જંબૂ૦
તેહના ચર દિસદિસ હેરઇ,
એક દિન તે આવી પ્રેરઇ રે. જંબૂ૦ ॥૧૦૪॥
જંબૂની રિદ્ધિ છઇ મોટી,
તે આગઇ ધનદની પોટી રે; જંબૂ૦
વીવાહ મંગલિ વ્યવહારી,
મિલિયા છઇ બહુ ધનધારી; જંબૂ૦ ॥૧૦૫॥
તિહાં જઇઇ આપણ સ્વામી,
તે સંપદા જાણો પામી રે; જંબૂ૦
ઇમ સુણિ પ્રભવો તિહાં આવઇ,
દોઇ વિદ્યા મનમાંહિં ભાવઇ રે; જંબૂ૦ ॥૧૦૬॥

વિદ્યા અવસ્વાપિનિ એક,
તાલુઘાડણી બીજી વિવેક રે; જંબૂ૦
તે બલ ગર્વિત અસરાલઈ,
જિમ મૃગપતિ દાઢનઇ ફાલઇ રે; જંબૂ૦ ॥૧૦૭॥

કરિ અવસ્વાપિનિઇ પ્રયોગ,
ઉંઘાવઇ સઘલા લોગ રે; જંબૂ૦
જંબૂ પ્રતિ જોર ન ચાલઇ,
ઘન પવનઇ ગિરિ કિમ હાલઇ રે; જંબૂ૦ ॥૧૦૮॥

ત્રિપી ભૂષણ મણિ ભલા વાગા,
સૂતાના લેવા લાગા રે; જંબૂ૦
ચોર ઉપરિ તે નવિ કોપઇ,
નવિ મનમા ક્ષોભ આરોપઇ રે; જંબૂ૦ ॥૧૦૯॥

સીલાઇ કુમાર તે બોલઇ,
વિશ્વાસિ આઇખ કિમ પોલઇ રે, જંબૂ૦
હૂં જાગું છું પાહરિગિ,
મત ફરસો એહોનઇ અરિગિ રે; જંબૂ૦ ॥૧૧૦॥

મહાપુણ્ય કુમારનો સોર,
સુણિ થંભ્યા સઘલા ચોર રે, જંબૂ૦
પલીસુત પ્રભવો દેખઈ,
જંબૂ કરિ કરિણી લેખઇ રે; જંબૂ૦ ॥૧૧૧॥

હૂં વિંધ્યરાય સુત પ્રભવો,
    નામઇ આપ જણાંવઇ વિભવો રે; જંબૂ૦
સુજસ્યૂં મિત્રાઈ કીજઇ,
    અણમિલતઇ ન મિલિઇ ખીજઇ રે; જંબૂ૦ ॥૧૧૨॥

થંભણિ મોક્ષણિ દોઇ વિદ્યા,
    મુજનઇ દ્યો મિત્ર અનિંદ્યા રે; જંબૂ૦
તુમ્હે લ્યોઇ સોવણિ વિજ્જા,
    વલિ તાલ ઉગ્ઘાડણ સજ્જા રે; જંબૂ૦ ॥૧૧૩॥

જંબૂ કહઇ લછી છંડી,
    મઇ વ્રત લેવા રુચિ મંડી રે; જંબૂ૦
એ વિદ્યાનું સ્યૂં કામ,
    માહરઇ આવ્યુ છઇ મન ઠામ રે; જંબૂ૦ ॥૧૧૪॥

સંહરી અવસ્વાપિની નામ,
    પ્રભવો પ્રણમઇ ગુણધામ રે; જંબૂ૦
કૃત અંજલિ જંબૂ આગઇ,
    હવઇ બોલઇ બહુલઇ રાગઇ રે; જંબૂ૦ ॥૧૧૫॥

વરમિત્ર તરુણ વય માણો,
    એ વયમાં ભોગ પ્રમાણો રે; જંબૂ૦
અનુંપો આઠ નવોઢા,
    તુમ્હે નિપુણ કહાઉ છો પોઢા રે; જંબૂ૦ ॥૧૧૬॥

પછઇ ભુક્તભોગ ફલ દીક્ષા,
લેયો માનેયો મુજ શિક્ષા રે; જંબૂ૦
કુણઇ ન કહિઉં ઇમ મત કહસ્યો,
ઇમ સુખ જશ લીલા લહસ્યો રે; જંબૂ૦ ॥૧૧૭॥

દૂહા

જંબૂ કહઇ સુખ વિષયનુ, અલ્પ અપાય અનંત;
સ્યુ તેણઇ શમ સુખ ભલુ, આતમરામ રમંત ॥૧૧૮॥
સર્વ વિષય કંથાજનિત, જે સુખ લહઇ સરાગ;
તેહથી કોટિ અનંત ગુણ, સુધા લહઇ ગત રાગ ॥૧૧૯॥
સરસવથી પણિ વિષય સુખ, અતિ થોડું દુઃખ કોડિ;
ઇહાં મધુબિંદુ રસિક કથા, સાંભલી આળસ છોડિ ॥૧૨૦॥

ઢાળ ૫

[જી હો રાયનો દેશ અતિ રલિઆમણો એ દેસી]

જી હો એક પુરુષ દેશાંતરઇ, લાલા, ભમઇ તિહાં સાથ લૂટાઇ;
જી હો પઇઠો અટવીઇ સાથ તે, લાલા, ચોર તિહાં ધાઇ આઇ
॥૧૨૧॥
ચતુર નર વિષમ વિષય રસ જોઇ.
જી હો ચોર તે વાઘ સમા સવે, લાલા, લૂટવા ધાયા રે સાથ;
જી હો મૃગ પરિ નાઠા સાથના, લાલા, વીહતા લોક અનાથ
॥૧૨૨॥ ચ૦

જી હો સાથહીન તે મહાટવી, લાલા, પડિેા ઠંક સત પ્રાણઃ
જી હો ધાયો તે પ્રતિ હાથિ૩િ, લાલા, સાદિશિ માનું યમરાણ
॥૧૨૩॥ ચ૦

જી હો મદઝરતો અણુ માઇતો, લાલા, માનું નિજ તનુ બલ રસપૂરઃ
જી હો ઉંચી સૂંડિ કરઈ ઘણુ, લાલા, પાડસ્યઈ અભ્રસસૂર
॥૧૨૪॥ ચ૦

જી હો ચાંપતો ભૂઇ ચરણે કહઇ, લાલા, માનું કાંતૂં ધરઈ દિસનાગઃ
જી હો સજલ જલદ પરિ ગાજતો, લાલા, ત્રેવડઇ હરિગજ છાગ
॥૧૨૫॥ ચ૦

જી હો કુંકારઇ કર જલકણે, લાલા, પૂંઠિ હણ્યો ગજઈ તેહઃ
જી હો લડથડતો કંદુક પરિ, લાલા, પુહુતો કૂપ અછેહ
॥૧૨૬॥ ચ૦

જી હો ગજ અવશ્ય જીવિત હરઇ, લાલા, કૂપઈ જીવું કિમેક;
જી હો ઇમ ચિંતી ઝંપા દિઈ, લાલા, આશા ન ટલઈ છેક
॥૧૨૭॥ ચ૦

જી હો અવટ તટઇ વટ એક છઇ, લાલા, લાંબો કુઇ તસ પાદઃ
જી હો તે આલંબી તે રઇ, લાલા, રજ્જુબદ્ધ ઘટવાદ
॥૧૨૮॥ ચ૦

જી હો કરિ કૂપઈ સૂંડિ કરી, લાલા, મસ્તક ફરસઇ તાસ;
જી હો પણિ તે લેઈ નવિ સકઇ, લાલા, જિમ નિધિ અપુણ્ય પ્રકાશ
॥૧૨૯॥ ચ૦

જી હો કુઆ માંહિ બીજો કુણિ, લાલા, વદન વિકાસી રહંત;
જી હો તે દેખઇ અજગર તિહાં, લાલા, જોતાં હેઠિ મહંત
॥૧૩૦॥ ચ૦

જી હો ચિહું પાસઈ દેખઈ અહી, લાલા, અહી યમ મહીપતિ મિત્ર;
જી હો રોસિ ધમણિ પરિ ધમધમઇ, લાલા, માંડઇં ફણગણ છત્ર
॥૧૩૧॥ ચ૦

જી હો શ્યામ શ્વેત મૂષક બિહું, લાલા, છેદથી તે વટ પાદ;
જી હો દંત ક્રકચ ગોચર કરઇ, લાલા, ચટચટ ઉપજઇ નાદ
॥૧૩૨॥ ચ૦

જી હો વનગજ તે અણ પુહુચતો, લાલા, હલ્લોલઇ વટશાખ;
જી હો ઉડી મધુપૂડા થકી, લાલા, કરડઇ તે માખી લાખ
॥૧૩૩॥ ચ૦

જી હો લક્ષ મક્ષિકા રુદ્ધ તે, લાલા, સર્વાંગઇં કૃત પક્ષ;
જી હો નીકલવા તે કૂપથી, લાલા, માનું સજ્જ હુઉ પ્રત્યક્ષ
॥૧૩૪॥ ચ૦

જી હો વટ લંબિત મધુકોશથી, લાલા, વદનિ પડિઉ મધુબિંદુ;
જી હો લાગી લલાટિ લુઠી કરી, લાલા, ગલણિઇં જિમ જલબિંદ
॥૧૩૫॥ ચ૦

જી હો તે આસ્વાદ તે સુખ ગણઇ, લાલા, ઉપનય ઇહાં સુણો સાર;
જી હો પુરુષ તે સંસારી કહિઉ, લાલા, અટવી તે સંસાર
॥૧૩૬॥ ચ૦

જી હો મગણ તે વન વારણ ગણો, લાલા, મનુજ તે રે કૂપ;
જી હો નરક તે અજગર જાણિઇ, લાલા, ક્રોધાદિક અહિરૂપ
॥૧૩૭॥ ચ૦

જી હો વડવાઈ તે આઉખુ, લાલા, મૂષક તે દોઇ પક્ષ,
જી હો કાલો નઇ ધોલો મિલી, લાલા, વડવાઈ ક્ષય દક્ષ
॥૧૩૮॥ ચ૦

જી હો વ્યાધિ તે જાણો મક્ષિકા, લાલા, વિષયનુ સુખ મધુબિંદુ,
જી હો તિહા કુણ રાગ ધરઇ કૃતી, લાલા, સુકૃત કુમુદવન ઇંદુ
॥૧૩૯॥ ચ૦

જી હો દેવ વિદ્યાધર કોઇ વડો, લાલા, કૂપથી ઉદ્ધરઇ તે તેહ;
જી હો કહો તે તસ ઇચ્છઇ ન વા, લાલા, પ્રભવ કહઇ સસનેહ
॥૧૪૦॥ ચ૦

જી હો ઉપકારી ઇચ્છઇ નહી, લાલા, કુણ આપદઇ જલ નાવ,
જી હો જંબુ કહઇ કિમ હૂં ત્યજું, લાલા, તો ગુરુ સુજસ પ્રભાવ
॥૧૪૧॥ ચ૦

દૂહા

દુખ ઘણો ભવ કૂપમા, સુખ મધુબિંદુ સમાન,
ઉદ્ધરઇ આવી મલ્યો, સદગુરુ ધરી વિમાન ॥૧૪૨॥

કૂપ થકી નવિ નીકલઇ, ગુરુ ધરઇ જ્ઞાન વિમાન,
તે અભાગ્ય શેખર તણું, જાણો જાડ ગુમાન ॥૧૪૩॥

પ્રભવ કહઇ માતા પિતા, સ્નેહલ તુજ છઇ મિત્ત;
રાગિણી એ ગૃહિણી ત્યજિસિ, કિમ તૂં નિઠુર ચિત્ત ॥૧૪૪॥

જંબુ કહઇ સ્યો બંધુનો, સંસારઇ પ્રતિબંધ;
કુબેરદત્ત કથા સુણો, તેહથી છઇ બહુ બંધ ॥૧૪૫॥

ઢાલ ૬

[દેશી ઝાંઝરિયાની]

મથુરા નગરીમાં હુઈજી, ગણિકા એક ઉદ્દામ;
સેના મનમથ રાયજીનીજી, કુબેરસેના તસ નામ;
સુવિવેક વિચારો સ્યો બંધવ પ્રતિબંધ
મોહઇ મુંઝયા નવિ લહઇજી, તત્ત્વ ફિરઇ જિમ અંધ
॥૧૪૬॥ સુવિવેક૦

પામી પહલા ગર્ભથીજી, ખેદ તણું તેહ પૂર;
માત દિષાવઇ વિદ્યનઇજી, નાડિ જુઈ તે અક્રૂર
॥૧૪૭॥ સુવિવેક૦

નાડી જ્ઞાનઇ તેહનઇજી, વૈદ્ય કહઇ એ અરોગ;
દુખહ કારણ કલેશનુંજી, ઉદરિ યુગલનો છઇ યોગ
॥૧૪૮॥ સુવિવેક૦

પ્રસવ અવધિ એ વ્યાધિ છઇજી, મા કહઇ ગર્ભનઇ પાડિ;
વેશ્યા કહઇ કિમ પાડિઇજી, ગર્ભ જે લિખ્યો રે નલાડિ
॥૧૪૯॥ સુવિવેક૦

ગર્ભ કલેશ સહી અતિ ઘણોજી, દારક દારિકા દોઇ;
તે પ્રસવી માતા ભણઇજી, નાપો એ વયરી જોઇ
॥૧૫૦॥ સુવેવિક૦

ઉદર થકઇ જિણિ દુખ દિઉંજી, ઉદરથી પડિઉ રે તેહ;
યુગલ બાહિર નાંપયેજી, મલ પરિ મ ધરે નેહ
॥૧૫૧॥ સુવિવેક૦

વેશ્યા ઢહઇ દશ દિન રહોજી, પોષું સ્તન્યઇ રે એહ;
જિમ તિમ માન્યઇ ઇગ્યારમોજી, દિન આવ્યો સ્વયમેહ
॥૧૫૨॥ સુવિવેક૦

કુબેરદત્ત કુબેરદત્તાજી, નામ મુદ્રા કરિ દીધ,
પેટી રતનભરી તિહાંજી, બાલક થાંપિણિ કીધ
॥૧૫૩॥ સુવિવેક૦

પેટી યમુનામા ધરીજી, તરતી ગઈ જિમ હંસ;
નયનાંજલિ જલ જાતનઇજી, દેતી ફિરી વેસ વતસ
॥૧૫૪॥ સુવિવેક૦

સોરીપુર બારઇ ગઈ જી, પેટી પ્રાત ઉદાર;
ઇભ્ય મુતઇ દેપી ગ્રહીજી, તે નિજ ભાગ્ય સંભાર
॥૧૫૫॥ સુવિવેક૦

એક બાલ ઇક બાલિકાજી, તે દેપી તે લિંત;
ભાતૃ ભાડ તે ઊલપઇ, નામ મુદ્રાક્ષર તંત
॥૧૫૬॥ સુવિવેક૦

ઇભ્ય ઘરઇ તે દોઇ વધઇજી, લાલ્યાં પાલ્યાં રે યત્ન;
કલા જાણુ અનુક્રમિ હુયાંજી, પામ્યો યૌવન રત્ન
॥૧૫૭॥ સુવિવેક૦

જાણી સરખી જોડલીજી, પરણાવ્યા માહોમાંહિં;
ચતુરાઈ ગુરુ યૌવનઇજી, સ્મર ધર્યો અંગિ ઉછાહિં
॥૧૫૮॥ સુવિવેક૦

દ્યૂત રમઇ તે અન્યદાજી, વધૂ વર પ્રેમ તરંગ;
કુબેરદત્તની મુદ્રિકાજી, આવી વધૂ સખિ ઉત્સંગ
॥૧૫૯॥ સુવિવેક૦

કુબેરદત્તા તે જુઇજી, નાણા પરિ પરખંત;
દોઇ મુદ્રા પરિ અટકલઇજી, ભાઈ બહનિ અમ્હે તંત
॥૧૬૦॥ સુવિવેક૦

ભાતૃ ભાંડ અમ્હે તે ભણીજી, નાવઇ દંપતિ બુદ્ધિ;
દોઇ કુબેર કરઇ દિઇજી, મુદ્રા ઇમ કરિ શુદ્ધિ
॥૧૬૧॥ સુવિવેક૦

કુબેરદત્ત પણિ તે દોઇ મુદ્રા, દેષી પામ્યો રે ખેદ;
કુબેરદત્તાનઇ મુદ્રા આપી, માનઇ પૂછઇ ભેદ
॥૧૬૨॥ સુવિવેક૦

ઊરસ સુત અપવિદ્ધ તથા હું દત્રિમ કૃત્રિમ તુઝ્ઝ;
કઇ બીજો સુત કેહવો માતા, સુતનું છઈ બહુ ગુઝ્ઝ
॥૧૬૩॥ સુવિવેક૦

આગ્રહ ગહિલઇ તિણિ ઇમ પૂછી, સા કહઇ મૂલ વૃત્તંત;
કહઇ કુબેર તો સ્યૂં ઇમ કીધું, સા કહઇ સરષાં અત્યંત
॥૧૬૪॥ સુવિવેક૦

જુડતી જોડી અવર નથી, તિણિ અમે રચ્યો એ વિવાહ;
હજીય સંબંધ થયો નહી, બીજો કરો તુમ્હે ઉચિત ઉછાહ
॥૧૬૫॥ સુવિવેક૦

કુબેરદત્તાનઇ એ સર્વ જણાવી, તુમ્હે કરિ આવો વ્યાપાર;
ષેમિ કુશલિ તુમ્હે ઘરિ આવ્યઇ, બીજો કરસ્યુ વિચાર
॥૧૬૬॥ સુવિવેક૦

કુબેરદત્તાનઇ તિણિ કહિઉં, માત પિતા ઘરિ જાણિ;
ડાહાં છો તુમ્હે ડાહુ કરયો, કરમના કઠિન ઉપાય
॥૧૬૭॥ સુવિવેક૦

કુબેરદત્ત ઇમ તેહનઇ ચિપવી, મથુરાઇ જાઇ વ્યાપારિ;
ધન અર્જત ઇચ્છાઇ વિલસત, કુબેરસેના કરિ નારિ
॥૧૬૮॥ સુવિવેક૦

કુબેરદત્તા પણિ માનઇ પૂછી, તિમ જાણી વ્રત લેઇ;
મુદ્રા ગુપ્ત ઠવી તપ તપતાં, અવધિ જ્ઞાન લહેઇ
॥૧૬૯॥ સુવિવેક૦

કુબેરદત્ત ભાઈ સા દેષઇ, સબલ અકજ્જ કરંત,
પુત્ર હુઓ તસ કુબેરસેના નિજ, નારીસ્યુ રંગ રમંત
॥૧૭૦॥ સુવિવેક૦

તે પ્રતિબોધવા મથુરા નગરીઇં, આવી સાધ્વી સમેત;
કુબેરસેનાનઇં ધર્મલાભ દેઇ, માગઇ વસતિ સંકેત
॥૧૭૧॥ સુવિવેક૦

કુબેરસેના કહઇ હૂં પણ નારી, પણિ હવડાં ઇક ભર્તૃ;
કુલવહુ સરષઇ ઉચિતાચારઇં, ભલો રે પ્રસાદ કિણિ અર્તૃ
॥૧૭૨॥ સુવિવેક૦

નિજ ઘર પાસઇ વસતિ વર દેઈ, કુબેરસેના કરઇ સેવ;
અજ્જા ચરણ કમલનઇ આગઇ, બાલક ઠવઇ નિજ હેવ
॥૧૭૩॥ સુવિવેક૦

બોધિ લહઇ જે જેહ પ્રકારઇં, તે પ્રતિબોધિઇ તેમ;
કબ્બદધનઈ દૃષ્ટાંતઇ અજ્જા, હુલરાવઇ સુત એમ
॥૧૭૪॥ સુવિવેક૦

ભાઈ તૂં બેટો તૂં માહરો, દેવરસ્યું તૂં ભત્રીજ;
પીતરિઓ પોત્રો ઇમ તુજસ્યૂં, ષટ સંબંધનાં બીજ
॥૧૭૫॥ સુવિવેક૦

ભાઈ, પિતા, પિતામહ, ભર્ત્તા, બેટો, સુસરો તેહ;
ષટ સંબંધ ધરું છું તાહરા, જનકસ્યૂં હું સસનેહ
॥૧૭૬॥ સુવિવેક૦

માતા, પિતામહી, ભોજાઈ, વહૂ, સાસૂ, વલિ સોકિ;
ષટ સંબંધ ધરઇ છઇ મુજસ્યું, માતા તુજ અવલોકિ
॥૧૭૭॥ સુવિવેક૦

કુબેરદત્ત કહઇ તે નિસુણી, સ્યું બોલો છો વિરુદ્ધ;
બાંહિ ભ્રમ આંહિ દગ નાનઈ, તુમ્હે છો મુઝ વિશુદ્ધ
॥૧૭૮॥ સુવિવેક૦

દૂહા

અટપટ વચને ઓલવે, ચટપટ ધરઇ કુબેર;
ઝગઝગ ખટપટ બાંધ્યાઇ, લટપટ ન રહઇ ગેર ॥૧૭૯॥

ગુરુ આંગો ધટ જિમ લહઇ, કૂપ થકી વર નીર;
કવિ વચને લાગો લહઇ, તિમ મન અર્થ ગભીર ॥૧૮૦॥

ઢાલ ૭

[જિનવર પૂજે રે ભાવશું એ દેશી]

સાધ્વી બોલઇ ગુણમણું, સાંભલો એહનો વિચાર કંઇ;
માતા એક જ અમ્હ તણી, નિજ ભાઈ નિરધાર કઇ
॥૧૮૧॥ સા૦

બેટો મુજ પતિનો જાયો, પતિ લઘુભાઈ તે થાઇ કઇ;
દેવર ભ્રાતાનો બેટડો, તેણિ ભત્રીજ કહાઇ કઇ
॥૧૮૨॥ સા૦

બાઇ માતાના પતિ તણો, પીતરિઓ તેણિ હોઇ કઇ;
બેટો માહરી કોખિ જાયો, સ્યૂં બીજું કહિ જોઇ કઇ
॥૧૮૩॥ સા૦

ભાઈ બાલકનો પિતા, મુજ તસ જનની છઇ એક કઇ;
મુજ માતા પતિ તે ભણી, બાપ કહીજઇ તે છેક તો
॥૧૮૪॥ સા૦

પીતરિયાનો જે છઈ પિતા, કહુંઅ પિતામહ એહ તો;
હૂં ઇણિ પરણી તિણિ પતિ હુઓ, સોકિ જણ્યો સુત દેહ તો
॥૧૮૫॥ સા૦

સસુરો દેવરનો પિતા, માતા એહની મુજ માત તો;
એક કૂખિથી દોઇ ઉપનાં, પોટી નહી એહ વાત તો
॥૧૮૬॥ સા૦

પીતરિઆની માતા ભણી, માહરઇ પિતામહી એહ કંઇ;
ભાઇની ગૃહિણી ભોજાઈ તે, સોકિ સુત સ્રી વહૂ જોઇ કઇ
॥૧૮૭॥ સા૦

સાસૂ પતિ જનની ભણી, સોકિ બીજી પતિ નારિ કઇ;
પ્રકટ અઢાર એ નાતરાં, ત્રિહું પાસે નિરધારી કંઇ
॥૧૮૮॥ સા૦

ઇમ કહી આપઇં કુબેરનઇ, કર મુદ્રા શાપી ગૂઢ કઇં;
જાણી વિગાડ સંબંધનો, લિઇ દીક્ષા તે અમૂઢ કઇ
॥૧૮૯॥ સા૦

તપ તપિ છેહડઇ રે તે વરઇ, સુર વહુની વરમાલ કઇં;
કુબેરસેના હુઇ શ્રાવિકા, પાલઇ સીલ વિશાલ કઇં
॥૧૯૦॥ સા૦

ઇમ જે કર્મઇ બંધાઇઇ તિહાં, સી બંધુની બુદ્ધિ કઇં;
જગ ઉપકારિણિ જો મિલી, ગુરુણી તો હુઈ શુદ્ધિ કઇં
॥૧૯૧॥ સા૦

અંતગ બંધુનઇ જે મિલ્યો, કુણ તેહનઇ પર બંધુ કઇ;
કુઆ રે જુઆ કહો કિહાં રહઇ, ઉમટ્યો આનંદ સિંધુ કહઇ ॥૧૯૨॥ સા૦

બંધુ છોડાવઇ જે બધુ તે, ગણુ વૃષોદગનુ એ રૂપ કઇ;
બંધુ સુજસ ગુરુ તે ભલો, બીજા બંધ સ્વરૂપ કંઇ ॥૧૯૩॥ સા૦

દૂહા

પ્રભવ કહઇ વલિ પિતરનઇ, પડતા ગપઇ પુત્ર;
તે ઉપજાવો ઘરિ વસી, પછઇ વ્રત લેયો મિત્ર ॥૧૯૪॥
અવગતિઆ થાઇ નરકિ, જાઇ પિતર અપુત્ર;
પિતગ તણું ઋણ છોડવા, રાપો ઘરનુ સૂત્ર ॥૧૯૫॥

ઢાલ ૮

[શ્રેણિક રહવાડી ચડયો એ દેસી]

જંબૂ કહઇ સ્યો પિતરનઇ,
તારઇ પુત્ર તે તુજ મોહ;
સંબંધ મહેસગ્દત્તનો,
ઇહા સાભલી રે ટાલો સંદોહ;
પ્રભવરાય, બૂઝો વિષમ સંસાર;
મત મૂઝો રે કરિ જૂઠ વિચાર ॥૧૯૬॥ પ્રભવ૦

તામલિપ્તી નગરી હુઇ,
સાર્થપ મહેશ્વરદત્ત;

હુઉ સમુદ્ર નામઇ તસ પિતા,
તે તો લોભનો રે સાચો સમુદ્ર અદત્ત ॥૧૯૭॥ પ્રભવ૦
બહુલા કપટ બહુલા હુઈ,
તસ માત અઘની માત;
લોભાવ કર ભઇનો હુઉ,
મરી તેહનો રે સંચય પગ તાત ॥૧૯૮॥ પ્રભવ૦
ભરતાર મરણ દુખઇ મરી,
હુઈ કૂતિરી તસ માત;
થઇ મહેશ્વર નારી હવઇ,
એકાકિણિ રે વ્યભિચારઇ વિખ્યાત ॥૧૯૯॥ પ્રભવ૦
પતિ વંચિ પર પુરુષઇ રમઇ,
ગાગિલા તે સ્વચ્છંદ;
અસતી કહઇ નવિ તરુણનઇ,
કાઈ વરસઇ રે જલધર જલબિંદ ॥૨૦૦॥ પ્રભવ૦
એકદા તે પર પુરુષસ્યુ,
રમતી મહેશ્વરદત્ત;
દેખઇ સદનિ નિજ આવિઉ,
કોઇ કારણિ રે મનમથ ઉનમત્ત ॥૨૦૧॥ પ્રભવ૦
શ્લથ કેશ ગત શ્રમ કંપ્ર વિણુ,
ઊઢણુઇ ચલ દગ તાર;
પહરણુ પલટઇ નસ સમ,
ડગમગ તે હુઆ અસતી જાર ॥૨૦૨॥ પ્રભવ૦

કેશાઇ તે આવ્યો જાર તિણિ,
જિમ લુબ્ધકઇ ભલ્લૂક;
માંત્રિકઇ જિમ ભૂતાર્તનઇ,
અડબોથઇ માર્યો નિઃશૂક ॥૨૦૩॥ પ્રભવ૦

મરદ્યો તે પગસ્યુ બહુ પરિ,
- જિમ કુલાલઇ મૃતપિંડ;
જિમ ઘરિં પઇઠો કુતિરો,
તિમ માર્યો રે લેઈ મખલો દંડ ॥૨૦૪॥ પ્રભવ૦

અધમુઉ તે નાઠો કિમુઙ,
પડચો થોડઇ જઇનઇ જાર;
અનુચિત કરિઉ તેહવું હુઉ,
કંઠાગત રે પ્રાણ કરઇ વિચાર ॥૨૦૫॥ પ્રભવ૦

શુભ ચિત્ત પુણ્યોદય ઇસ્યઇ,
નિજ બીજ ઉપનો તેહ;
નાગિલા કૂખિં જે ધરિઉં,
ગતિ કર્મની રે છઇ અકલ અછેહ ॥૨૦૬॥ પ્રભવ૦

સમયઇ તે પ્રસવઇ નાગિલા,
હરખઇ તે મનમાંહિ સેઠિ;
મતિ ભુંડ કુંડ તે નવિ ગણઇ,
ભલઇ પાલઇ રે ઘરિ નિજ સુત ઠેઠિ ॥૨૦૭॥ પ્રભવ૦

પુત્રનઇ પ્રેમઇ નાગિનો,
વીસર્યો અસતી દોષ;

ભૂપાત્ર અવગુણ કુણ ગણઇ,
જિહાં થાઇ રે ફલ ધાન્યનો પોષ ॥૨૦૮॥ પ્રભ૦

જાર જીવ સુતનઇ અતિઘણું,
લાલઇ મહેશ્વરદત્ત;
વધતો તે તાણઇ કૂર્ચ કચ,
ધરઇ રિદયઇ રે ધન જેમ અદત્ત ॥૨૦૯॥ પ્રભ૦

પિતૃ મરણ વાસરિ અન્યદા,
આણઇ મહિષિ પિતૃ જીવ;
મારી ખાઇ તસ માંસ તે,
વલિ સુતનઇ રે દિઇ મુદિત અતીવ ॥૨૧૦॥ પ્રભ૦

દિઇ હાડ તેહના માંસયુત,
જનની શુની તે ખાઇ,
નચવઇ તે ઉંચું પુછનઇ,
મનમાહિ રે તસ હરષ ન માઇ ॥૨૧૧॥ પ્રભ૦

મુનિ માસખમણી આવિઓ,
તિહા નામ ભિક્ષા હેત;
જ્ઞાનાતિશય અવિ જાણતો,
સિર ધૂણઇ રે નિર્વેદ સંકેત ॥૨૧૨॥ પ્રભ૦

નીકલ્યો તેહના ઘર થકી,
દ્રોડીનઇ વાંદઇ સેઠિ;
ભિક્ષા અલીધઇ જાઓ કા,
કહઇ આવઇ રે ઇમ ગૃહિજન હેઠિ ॥૨૧૩॥ પ્રભ૦

અણગ્રહિઇ જિહાંથી નીકલઇ,
તે સ્યા ગૃહસ્થનાં ગેહ;
લિઇ એક આપઇ કોડિ ગુણ,
તે મુનિનાં રે ઉપકારી દેહ ॥૨૧૪॥ પ્રભવ૦

મુનિ કહઇ માંસ ભષી તણઇ,
કુલિ અમ્હે ન લિઉં અન્ન;
સંવેગ કારણ ઇક થયુ,
વલિ તેહમાં રે પૃતું મુજ મન્ન ॥૨૧૫॥ પ્રભવ૦

પૂછિઇ કહી સઘલી કથા,
દાષઇ શુની તે નિધાન;
વિશ્વામભર વ્રત આદરઇ,
વ્રત પાલી રે પામઇ એકિ વિમાન ॥૨૧૬॥ પ્રભવ૦

તારઇ કુગતિથી પિતરનઇ,
સુત પ્રભવ કુણ કહઇ જાણ;
દુરગતિ નિવારક સુજ્મ હિત,
જાણો તારક હો ઇક ધર્મ પ્રમાણ ॥૨૧૭॥ પ્રભવ૦

દૂહા

કહઇ અપુત્રનઇ ગતિ નહી, વલી કહઇ બ્રહ્મચારિ;
બ્રાહ્મણ સુત ગીધા ઘણા, એ વિરુદ્ધ મનિ ધારિ ॥૨૧૮॥
મધ માંસ મૈથુન થકી, જે નિવૃત્તિ તે ધર્મ;
તો પ્રવૃત્તિ તિહાં ધર્મ કિમ, એ જાણેજો મર્મ ॥૨૧૯॥

श्लोक

वेदानधीत्य स्नायाद् यस्त्र्वेवोऽधीत्य संगतः।
व्याख्यातो गृहमेधित्वं तस्मात्वं तो चितं सतां ॥२२०॥

इति श्री जंबूप्राकृतप्रबन्धे जंबूत्पत्यादि प्रभवप्रबोध पर्यन्त वर्णनो नाम द्वितीयोऽधिकारः।

## તૃતીય અધિકાર

દૂહા

આગઇ હવઇ કથા કહું, સુણો સુજન ચિત લાઇ;
નવ નવ રસ સુરધેનુ એ, કુણનઇ નાવઇ દાઇ ॥૧॥

પૂર્ણ ભાવ હુઇ કવિ કથા, સહૃદય જાણણ જોગ;
મૂરખ સુણિ સ્યું રીઝસ્યઇ, સ્યૂં વાંચસ્યઇ અજોગ ॥૨॥

થોડાનઇ હિત તોઇએ, સત કવિ કથા પ્રમાણ;
અમૃત તે દેવજ સેવસ્યઇ, કિમ પામસ્યઇ અજાણ ॥૩॥

પ્રકટ ન ગુજરી કુચ પરિ, છન્ન ન અંધ્રિ સંકાસ;
સુભગ અર્થ હુઇ મરહઠી, કુચ પરિ છન્ન પ્રકાસ ॥૪॥

વક્તા શ્રોતા બેહુ જો, સરિદય બઇસઇ પાસ;
મીઠો લાગઇ અમિય પરિ, કવિઅણ વયણ વિલાસ ॥૫॥

ઢાલ ૧

[નામ તુમ્હારું સુદામણું એ દેસી]

જંણ પ્રતિ હવઇ વીનવઇ, સમુદ્રશ્રી મનરંગ રે; મોરા વાલ્હાજી;
આપ હઠી નવિ હોઇ જઇ, કીજઇ વક્રણો ઢંગ રે, મોરા વાલ્હાજી
॥૬॥

તુજ વિરહો મુજ મત હુયો, વિરહ તે મઇં ન ખમાઇ રે; ,,
તુજ વિણ પલક દિવસ સમો, દિવસ તે સાગર થાઇ રે. ,, ॥૭॥

છટકી છેહ ન દીજિઇ, કીજિઇ ચિત્ત વિચાર રે; „
પછઇ પડસ્યો પછતાવડઇ, જિમ પડિઉ કરસણકાર રે. „
॥૮॥

ગ્રામ સુસીમઇ હુઉ વડો, કર્ષક ઇક બક નામ રે; „
વાવઇ તે કાંગ નઇ કોદ્રવા, વર્ષા સમય સુઠામ રે. „
॥૯॥

ઉગ્યઇ ધાન્ય શ્યામલ દલે, શોભઇ ક્ષેત્રની ભૂમિ રે; „
દેખી રાજ્ય સુભિક્ષનું, મુદિત માનું રોમરોમિ રે. „
॥૧૦॥

કંગુ કોદ્રવ ધન વાધતું, દેખી તે નિતિ તુષ્ટ રે; „
જાઇનઇ સ્વજન અતિથિ થયો, કો ઇક ગ્રામ દવિષ્ટ રે. „
॥૧૧॥

સ્વજનઇ ભોજનિ તસ દિયા, ગુડ–મંડક તે અપૂર્વ રે; „
અતિ હરખ્યો કહઇ એહરઇ, ભોજન અમૃતનો ગર્વ રે. „
॥૧૨॥

નાતિનઇ કહઇ અમ્હે એહવું, સ્વપનઇ પણિ નવિ દિઠ રે; „
ઉદરબલિઉ કંગુ કોદ્રવે, ધિગ અમ્હ, તુમ્હે છો ગરિઠ રે. „
॥૧૩॥

પૂછઇ કહો કિમ નીપજઇ, એ આહારની વસ્ત રે; „
તે કહઇ અરહટ્ટનઇ જલઇ, સીંચિઇ ક્ષેત્ર સમસ્ત રે. „
॥૧૪॥

વાવીજઇ તિહાં ગહું ભલા, પાકા લુણિઇ તેહ રે; „
પીસી પછી તેહના કર્યા, માંડા હુઇ સસનેહ રે. „
॥૧૫॥

સેલડી પણિ ઇમ વાવિઇ, વાધી પીલિઇ યંત્રિ રે; „
તેહના રસનો તે ગુડ હોઇ, ગુડ મંડક ઇણિ તંત્ર રે. „
॥૧૬॥

ગુડ મંડકની ઉતપત્તિ એ, જાણી બક જાઇ ગેહ રે; „
કંગુ કોદ્રવ ખેત્ર ફલી ગહિઉં, લુણવા માંડઇ તેહ રે. „
॥૧૭॥

સુત કહઇ એ તુમ્હે કાં લુણો, કુટુંબનઇ જીવન હેત રે; „
બક કહઇ ઇખુ ગહું વાવસ્યુ, ગુડ મંડકનઇ સંકેત રે. „
॥૧૮॥

સુત કહઇ થાસ્યઇ થોડે દિને, કણ એ ઠેલોઇ તાત રે; „
ગહું ઇખુ વાવયો, નીપનું ગમિઇ તે સી વાત રે. „
॥૧૯॥

કડિનું છાંડીનઇ પેટનો, કરવો પોટો આલોચ રે; „
ઇમ વાર્યો પણિ નવિ રહઇ, કીધો ક્ષેત્રનો લોચ રે. „
॥૨૦॥

કૂઓ ખણાવઇ તે પાગથી, તિહાં નવિ નીકલઇ નીર રે, „
દીસઇ ગહર પાતાલ તે, કચરો પણિ નવિ તીર રે. „
॥૨૧॥

કાંગ નઇ કોદ્રવા નવિ હુઆ, નવિ હુઆ ઇખુ ગોધૂમ રે; „
નીસાસઇ પછતાવડઇ, હુઓ એક અગનિ સધૂમ રે. „
॥૨૨॥

તિમ તુમ્હે શ્રીધનસુખ ત્યજી, સ્યુ વંછો પરલોક રે; „
સુજસ વિલાસ જો આદરો, તો છાંડો સંશય શોક રે. „
॥૨૩॥

દૂહા

જંબુ કહઇ દંતદ્યુતિ, દ્યોતિત દિશા વિભાગ;
તુચ્છ ફલઇ મન નવિ ધરું, ફલ મોટઇ મુજ રાગ ॥૨૪॥
વિષયામિષ લંપટ જિકે, તે ન લહઇ ભવ થાગ;
જન સમ ગારવ રસિક હુંઇ, નવિ વિણસ્યુ જિમ કાગ ॥૨૫॥

ઢાલ ૨

[દેસી વીંછિયાની]

વંધ્યાટવીઇ એક ગજ હુઓ, ધણી યૂથનો નર્મદા તીર રે;
સ્વચ્છં તે યૌવન વડિ ગમી, પાયો આઉ નદીનું તીર રે
॥૨૬॥

કહઇ જંબૂ વિષય ન રાચિ, વિષયઇ રાચઇ તે ગમાર રે;
કિંપાક ફલોપમ તે કહિયા, નિજ હિત તિહાં નહીઅ લગાર રે
॥૨૭॥ કહઇ૦

બૂઢો તે બલહીણો થયો, ન કરી સકઇ દંત પ્રહાર રે;
ગત નિર્ઝર ગ્રીષ્મ ગિરિ યથા, મદ રહિત તદા નિરધાર રે
॥૨૮॥ કહઇ૦

સાલરિ તરુ પ્રમુખના ભંગથી, વિરમ્યો અતિ અલ્પ રે;
દંત પાતઇ ભૂપી કૂપડી, ધરઇ ચર્મ કોથલીકલ્પ રે
॥૨૯॥ કહઇ૦

કરિ ઉતરતાં સૂકી નદી, લડથડ પગ પડિઉં તેહ રે;
ઉઠી બઇસી ન સકઇ યથા, પાદપોગમન મુનિ દેહ રે
॥૩૦॥ કહઇ૦

મુઉ તે તસ ખાવા આવિયા, માંસ કૂકર નઉલ સિયાલ રે;
કિઉં તાસ અપાન તે શ્વાપદે, ગિર કંદર સમ વિકરાલ રે
॥૩૧॥ કહઇ૦

સત્રમાલ સમાન અપાનમાં, દ્વિક દ્વિજ પરિ નિકસઇ જાઇ રે;
તસ ભોજન અર્થી બહુ પરિ, બિહુ સદશ સ્વભાવ ગણાઇ રે
॥૩૨॥ કહઇ૦

પઇસઇ ઇક વાયસ અતૃપતો, બહુ મધ્યઇ ન જાણઇ વિભાગ રે;
સંકુચાતઇ કરિ આતપઇ, રહ્યો માંહિં કરંડિ જિમ નાગ રે
॥૩૩॥ કહઇ૦

કરિ કાય તે વર્ષાકાલમાં, ભરી નર્મદાઇ વહિ જાય રે;
આવ્યુ ભીમ ભયંકર સમુદ્રમાં, જિહાં ગગન નઇ જલ જ દેખાઈ રે
॥૩૪॥ કહઇ૦

તે હસ્તિ કલેવર ભેદિઉ, જલપૂરઇ કીધું બાર રે;
તે બારઇ વાયસ નીકલી, રહિઉ ઉપરિ કરઇ વિચાર રે
॥૩૫॥ કહઇ૦

આગઇ પાસઇ નઇ પાછઇ જલ ભરિઉં, ઉડી જાઉં તો પામું તીર રે;
ઉડી ઉડી બઇસઇ કરિ ઉપરિં, કિહાં છેહ ન પામઇ નીર રે
॥૩૬॥ કહઇ૦

કલેવર મીનાદિકઇ ચાંપિઉં, તે બૂડચઇ બૂડો કાક રે;
કામ વંછત મરઇ અકામ જે, તેહનઇ એ વિષય વિપાક રે
॥૩૭॥ કહઇ૦

મૃતગજ કલેવર સરપી વશા, સંસાર તે સાગર પ્રાય રે;
કામી નર વાયસ સારિખો, એ ઉપનય ઇહાં કહવાઇ રે
॥૩૮॥ કહઇ૦

હું કાગ પરિં નવિ બૂડસ્યુ, સવિ છોડસ્યુ બંધ ઉપાય રે;
તૂં ભોલી મુજસ્યુ ભોલવઇ, નર સુજસ ન ભોલવ્યો જાઈ રે
॥૩૯॥ કહઇ૦

દૂહા

વામા વયણ વિલાસથી, ચૂકા ચતુર અનેક;
તસ ચિત આગમ વાસિઉં, તેહની ન ટલી ટેક ॥૪૦॥

મૃગતૃષ્ણા જલ સમ વડિ, વનિતા વયણ વિલાસ;
પહલા લાલચિ લાઇ કઇ, પછઇ કરઇ નિરાસ ॥૪૧॥

વામા વયણે વેધિયા, વીસારઇ જે સથ્થ;
તે મૃગ પરિ પાસઇ પડચા, પામઇ બહુલ અણથ્થ ॥૪૨॥

વહઇ પૂરનઇ પાછલિં, દીસઇ તેહ અનેક;
સાહમઇ પૂરઇ વિષયનઇ, ઉતરઇ તે સુવિવેક ॥૪૩॥

ઢાલ ૩

[સાહમનઇ ટાઢઈ પઇસતા ગોરૂં લવઇ રે એ દેસી]

પદમશ્રી રાણી વદઇ, સુણો રાજિઆ રે,
તુમ્હે કહવાઊ ચતુર સુજાણ કઇ, ગુણગણ ગાજિયા રે;
અમ્હ વયણે પલ્હળો નહી, સુણો રાજિઆ રે,
કાં થાઊ મુગસેલ પખાણ કંઇ, ગુણગણ ગાજિયા રે ॥૪૪॥
હિતવંછક હિત વાતડી, સુણો રાજિઆ રે,
કહસ્યઇ વારોવાર કઇ, ગુણગણ ગાજિયા રે;
ઇમ કરતાં હઠ તાણસ્યો, સુણો રાજિઆ રે,
તો જાણસ્યો તેહ પ્રકાર કઇ, ગુણગણ ગાજિયા રે ॥૪૫॥
અધિકા અધિકું વાંછસ્યો, સુણો રાજિઆ રે,
પામ્યઇ ન કરસ્યો સંતોષ કઇ, ગુણગણ ગાજિયા રે;
તેવા નર જે પામિઊ, સુણો રાજિઆ રે,
તે પામસ્યો તુમ્હે દોષ કઇ, ગુણગણ ગાજિયા રે ॥૪૬॥
અટવી એકમાં રાગિયાં, સુણો રાજિઆ રે,
વાનર વાનરી દોઇ કંઇ, બહુ ગુણ ગાજિયા રે;
સુખ વિલસઇ ઇક ચિત્તસ્યુ, સુણો રાજિઆ રે,
તેહનઇ વિઘન કરઇ નહી કોઇ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૪૭॥
સાથિં ચઢઇ તરુ રુંખડે, સુણો રાજિઆ રે,
સાથિં ઉતરઇ તેહ કઇ, બહુ ગુણ ગાજિયા રે;
એક દોરઇ જિમ દોરિયા, સુણો રાજિઆ રે,
સાથિં દોડઇ અસનેહ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૪૮॥

ગંગા તીરઇ એકદા, સુણો રાજિઆ રે,
વાનીરઇ રમિં રંગિ કઈ, બહુ ગુણ ગાજિયા રે;
ભૂંઇ પડયો કપિ દોડતો, સુણો રાજિઆ રે,
નર હુઓ તીરથ સંગિ કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૪૯॥

પછઇ પડી તે વાનરી, સુણો રાજિઆ રે,
વાંછતી નારીભાવ કંઇ, બહુ ગુણ ગાજિયા રે;
તીર્થ પ્રભાવિ નારી હુઈ, સુણો રાજિઆ રે,
વિલસઇ પૂર્વ સ્વભાવ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૦॥

સરખા સરખી જોડલી, સુણો રાજિઆ રે,
જો સરજી કરતાર કઇ, બહુ ગુણ ગાજિયા રે;
સરખઇ રંગિ નવિ રમઇ, સુણો રાજિઆ રે,
તો વિહલો અવતાર કઈ, બહુ ગુણ ગાજિઆ રે ॥૫૧॥

વાનર નર કહઇ નારિનઇ, સુણો રાજિઆ રે,
હવઇ આપણ થઇઇ દેવ કઇ, બહુ ગુણ ગાજિઆ રે;
નારી કહઇ સર્યું એતલઇ, સુણો રાજિઆ રે,
સી અધિકા લોભની ટેવ કઇ, બહુ ગુણ ગાજિઆ રે ॥૫૨॥

દેવ થકી પણિ અધિક છઇ, સુણો રાજિઆ રે,
ગુણ માનવનઇ સ્વામિ કઇ, બહુ ગુણ ગાજિયા રે;
શર્મ, ધર્મ, નિર્વિઘ્ન જે, સુણો રાજિઆ રે,
લહઇ રાખી મન ઠામિ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૩॥

વારી તો પણિ નારિઇં, સુણો રાજિઆ રે,
વાનર ચઢિ વાનીર કઈ, બહુ ગુણ ગાજિયા રે;
ઝંપા દિઇ પૂરવ પરિં, સુણો રાજિઆ રે,
પામિઉ કપિનું શરીર કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૪॥

તિહાં તિર્યંચ મનુજ હુઉ, સુણો રાજિઆ રે,
દેવ હુઉ નર જેહ કઈ, બહુ ગુણ ગાજિયા રે;
તીર્થ સ્વભાવઇ મૂલગા, સુણો રાજિઆ રે,
ફિરિ પડતા હોઇ તેહ કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૫॥

કોકિલ કંઠી શશિમુખી, સુણો રાજિઆ રે,
ઉરુ કુચ કેસરિ મધ્ય કઈ, બહુ ગુણ ગાજિયા રે;
પીન જઘન કર ચરણથી, સુણો રાજિઆ રે,
જીતઇ કમલની ઋદ્ધ કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૬॥

ગંગમૃત્તિકા તિલકસ્યુ, સુણો રાજિઆ રે,
સોહતી સંયત કેશ કઈ, બહુ ગુણ ગાજિયા રે;
વન કેતક સેહર કુમલ બન્યા, સુણો રાજિઆ રે,
કુંડલ તાલ નિવેશ કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૭॥

હરિણાપી ધરતી ગલઇં, સુણો રાજિઆ રે,
નલિની નાલનો હાર કઈ, બહુ ગુણ ગાજિયા રે;
વાનર નારી એકલી, સુણો રાજિઆ રે,
દેખઇ ભમત નૃપચાર કઈ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૮॥

આણિ આપઇ તે રાયનઇ, સુણો રાજિઆ રે,
કરઇ તે અંતેઉર સાર કઇ, બહુ ગુણ ગાજિયા રે;
પાડોસિણિ લક્ષણ તણી, સુણો રાજિઆ રે,
લક્ષ્મી હોઇ નિરધાર કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૫૯॥

વાનર પણિ આલ્યો નટે, સુણો રાજિઆ રે,
નાટચ સીખાવ્યું શુદ્ધ કઇ, બહુ ગુણ ગાજિયા રે;
રાજાનઇ પાસઇ લેઇ ગયા, સુણો રાજિઆ રે,
નટ તે નચવઇ લુદ્ધ કઇં, બહુ ગુણ ગાજિયા રે ॥૬૦॥

કપિ રોયો દેખી પ્રિયા, સુણો રાજિઆ રે,
નૃપ અર્ધાસન દિઠ્ઠ કઇ, બહુ ગુણ ગાજિયા રે;
રાણી કહઇ ન સંભારિઇ, સુણો રાજિઆ રે,
વંજુલ પતન જે દિઠ્ઠ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૬૧॥

તિમ તુમ્હે પામ્યું સુખ ત્યજી, સુણો રાજિઆ રે,
કપિ પરિ પશ્ચાત્તાપ કઇ, બહુ ગુણ ગાજિયા રે;
ધરસ્યો વરસ્યો સુજસ તો, સુણો રાજિઆ રે,
કરસ્યો જો ચિંતન આપ કઇ, બહુ ગુણ ગાજિયા રે ॥૬૨॥

દૂહા

જંબુ કહઇ અનુશય ધરઇ, આતમજ્ઞાની કેમ;
પદમશ્રી હું તૃપત છું, ધરિ અધ્યાતમ પ્રેમ ॥૬૩॥
આતમ રતિ આતમ તૃપત, આતમ ગુણ સંતુષ્ટ;
જે હુઇ તે સુખિઆ સદા, કિસ્યું કરઇ અરિ દુષ્ટ ॥૬૪॥

મંગલ જંગલમઇ લહઇ, દષ્ટિ અધ્યાત્મવંત;
પૂરુ પણિ સૂનું કરી, દેખઇ જડમતિ તંત ॥૬૫॥

તનહી જલઇ મનહી જલઇ,વિષય તૃષા ન બુઝાઇ;
જ્ઞાન અમૃત રસ સીચતાં, તૃષા સકલ મિટિ જાઇ ॥૬૬॥

નવ રસ ષટ રસ તૃપ્તિ જે, તે ઇત્વર સાપાય;
તૃપતિ લહી મઇ એક રસ, આવી કદી ન જાઇ ॥૬૭॥

લહવું તે સઘલું લહિઉં, ઘટિ પ્રકટી સવિ રિદ્ધિ;
સાધન બાધન બાધવા, ધરું ન અધિકી ગૃદ્ધિ ॥૬૮॥

ઢાલ ૪

[બટાઉની દેસી]

આતમ જ્ઞાનઇ જેહનુ રે, ચિત ચોકસ ઠહરાત;
તેહનઇ દુખ કહિઇં નહી, બીજાના દિન દુખિ જાત રે;
સુણો વ્હાલાકારક વાત રે, તે તો શાસ્ત્રિ છઇ વિખ્યાત રે;
તિસના છઇ દુખની માત રે; તિસનાઇ લહઇ બહુ ઘાત રે;
બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૬૯॥

લ્યાહલા કરવા કોઇ ગયો રે, અટવીઇ અંગારકાર;
ગ્રીષ્મ રિતુ બહુ જલ લેઈ, તે તો બહુલા કરઇ અંગાર રે;
તાપઇ લાગી તરસ અપાર રે, તનુ સિંચઇ પિઇ બહુ વાર રે;
નીઠાવઇ જલ અવિચાર રે, નવિ ભાજઇ તરસ લગાર રે;
બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૭૦॥

તિલઈ અગનિ ભડકો હુઇ રે, તિમ તસ પ્રકટિઓ દાહ;
જલ પૂટઇ જલ આશ્રયઇ, ચાલ્યો ધરિ પાનની ચાહ રે;
અધ માર્ગ પડઇ તે અનાહ રે, નવિ પામ્યો તૃષાનો થાહ રે;
પડતો લહઇ તરુની છાહ રે, હુઓ વાર્વિ અમૃત ઉછાહ રે;

બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૭૧॥

તરુતલ શીતલ છાયથી રે, નિદ્રા આવી તાસ;
સુખ જલ રંગ તરંગિણી, તિહાં દેખઇ સ્વપન વિલાસ રે;
વાવિ કૂઆ તલાવ પ્રકાસ રે, સવિ શોષઇ જલના વાસ રે;
નવિ ટલઇ તૃષા અભ્યાસ રે, આવ્યો જીરણ કૂપનઇ પાસ રે.

બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૭૨॥

ભમતાં કૂપ તે પામિઓ રે, લેઈ ન સકઇ તસ નીર;
ચાટઇ જીભઇ તૃપ્તિ તે, કિમ પામઇ સકલ શરીર રે;
વેપાસ કરઇ તે અધીર રે, માનઇ હું પિઉ રહિ તીર રે;
માયા છઇ વડ જંજીર રે, રહઇ બાંધ્યા તેણીઇ ફકીર રે;

બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૭૩॥

લ્યાહલાકારી સારિખા રે, મંમારી સવિ જાણિ,
સુખ સુર અસુર બ્યંતરતણાં, નઇ વાવિ કૂપિ મનિ આણિ રે;
તેહથી ન થઈ તો તરસની હાણિ રે, નરભોગની તો સી તાણિ રે;
તે તો છીલર જલનઇ ઠાણિ રે, પૂરુ સુખ છઇ નિરવાણિ રે.

બલિહારી મીંઠે બોલડે, મેરે લાલ ॥૭૪॥

અતિ વિયોગ સંયોગનઇ રે, ભોગ કુપિત અહિ ભોગ;
મરણ જનમ આગઇ મહી, પરિણામઇ એ દુખજોગ રે;
બલઇ ઇંદ્રિય તાપઇ લોગરે, સંગ્રાગ્ઇ પણિ દુખ સોગરે;
સ્કંધેતર ભારુપભોગરે, પડિઆરતે સઘલા રોગ રે.
બલિહારી મીઠે બોલડે, મેરે લાલ ॥૭૫॥

ત્રિહુ ભેદે સુખદુખ કહી રે, યોગાયોગ્ય દિઠ્ઠ;
તેહ વ્યાધિ પ્રતિ...મા, મન રાખઇ કુંણ ગરિઠ્ઠ રે;
વ્યાધિ મૂલ ઉચ્છેદઇ સિદ્ધ રે, રહઇ વ્યાધઇ જે અવમિક રે;
તે તો આનંદઘન ઉક્કિક રે, અધ્યાતમ સુજસ વિસિક રે;
બલિહારી મીઠે બોલડે, મેરે લાલ ॥૭૬॥

દૂહા

એહવે જમૂ વયણરે, ચિતિ ચમકઇ નહી જાસ;
નિયમ નીરખ્યું ઢોર તે, કઇવલિ કેવલ વાસ ॥૭૭॥

જેહનુ મન ભેદઇ નહી, સૂચી સદગુરુ વાચ,
ગુણપ્રવેશ તિહા કિમ હુઇ, મોતી નહી તે કાચ ॥૭૮॥

સજ્જન વયણે વેધિઉં, મન હોઇ શુદ્ધ રતન્ન;
ભાગા તો દોઇ નવિ મિલઇ, ઇઉ મોતી બીજું મન્ન ॥૭૯॥

ઢાલ ૫

[શાંતિ સદા મનમઇ વસઇ એ દેસી]

સેના મનમથ ગયની, પદમસેના કહઇ બોલ; સલૂણા;
શિશુથી પણિ હિત લીજિઇ, વાજઇ એ નીતિનો ઢોલ,
સલૂણા ॥૮૦॥

સ્વામી સુણો મન દૃઢ કરી, સીષ કહું ઇક સાર; સલૂણા;
નારી જાણી ન ઉવેખિઇ, નારી તે ઘર સિણગાર;
સલૂણા ॥૮૧॥

કેરુ નઇ નૂપુર પંડિતા, ચરિત સુણી બ્રમચૂરિ; સલૂણા;
છઇ દૃષ્ટાંત પ્રવર્ત્તકા, વલિ અનિવર્ત્તક ભૂરિ;
સલૂણા ॥૮૨॥

નગર રાજગૃહમાં હુઓ, દેવદત્ત સોનાર, સલૂણા;
દેવદિન્ન તસ સુત ભલો, નારિ દુર્ગિલા સાર,
સલૂણા ॥૮૩॥

ચતુરાઈની ચાતુરી, સોભાગ્યનું સોભાગ; સલૂણા;
મોહનગારી મલપતી, યોવન સુરતરુ વાગ;
સલૂણા ॥૮૪॥

વસ્ત્ર આભરણ અલંકરી, અલંકરઇ તે નદી તીર; સલૂણા;
માનું મૂરત જલદેવતા, સરસ સુગંધ સમીર;
સલૂણા ॥૮૫॥

ઉરુ કુચકુંભ દેખાવતી, ઉતારઇ કંચુક તેહ; સલૂણા;
ઉત્તરીય સુત સખિ કરઇ, તે દિઇ સુંદર દેહ;
સલૂણા ॥૮૬॥

પહિરણ અર્ધ કુચઇ ઠવી, જલિ પઇઠી ક્રીડા હેત; સલૂણા;
મનમથ દગધ જીવાડતી, સરસ મધુરાલાપ સંકેત;
સલૂણા ॥૮૭॥

આલિંગઇ તેહનઇ નદી, વિસ્તારી વર કરવીચિ; સલૂણા;
સ્નિગ્ધ સખી પરિ દોઇ મિલઇ, તે હિયડઇ હિયડું ભીચિ;
સલૂણા ॥૮૮॥

નીર વિદારી કરઇ ઠરઇ, તિહાં જિમ નૌ દંડઇ નાવ; સલૂણા;
હંસ ચક્રવાક ઊસરઇ, માનું ગતિ કુચ કૃત લઘુભાવ;
સલૂણા ॥૮૯॥

નાહતાં નીર વિપેરતાં, વલિ કેલિ કરત ચિરકાલ; સલૂણા;
ચંચલ કર તેહના કરઇ, વર કમલ નૃત્ય અનુકાર; સલૂણા
સલૂણા ॥૯૦॥

શ્લથ ઇક વસન સવેપથૂ, વરિ ધૌત અધર સ્રુત કેશ; સલૂણા;
જલક્રીડા કરતી તે બની, રત ઉત્થિત સંગત વેસ;
સલૂણા ॥૯૧॥

દેખઇ ઇક તે ક્રીડતી, નદી માંહિ દેવી સમ લીલ; સલૂણા;
કામી ફિરતે આવિઊ, નાગર જન અતિ દુઃશીલ;
સલૂણા ॥૯૨॥

ક્ષોભ પામ્યો તેઇ તેહનાં, દેખંતો અંગ પ્રત્યંગ; સલૂણા;
મદિરાપી દિઇ દૂરથી, મન પઇઠી પણિ મદરંગ.
સલૂણા ॥૯૩॥

બોલ્યો તે પૂછઇ તુજ પ્રતિ, એ તટિની તઇ સુસ્નાત; સલૂણા;
પૂછઇ એ તરુઅર ફલ નમ્યા, હૂં પણિ કરતો પ્રણિપાત;
સલૂણા ॥૯૪॥

સા કહઇ નઇનઇ સુખ હુયે, તરુઅર નંદો ત્રિહુંકાલ; સલૂણા;
પૂછઇ સુજ સુસ્નાત જે, હું પૂરિસિ તેહની આસ;
સલૂણા ॥૯૫॥

આશાવલ્લી સિંચવા, જલધાર વચન સુણી તાસ; સલૂણા;
રુંધ્યો તિમજ રહિણિ યુવા, નરનાથ હુકમ જિમ દાસ;
સલૂણા ॥૯૬॥

એ કુણ ઇમ ચિંતિ ચિંતતે, ઇક તરુ હેઠિં બહુ બાલ; સલૂણા;
દેખઇ ફલનઇ વાંછતા, કરિ ઉંચું વદન વિશાલ;
સલૂણા ॥૯૭॥

પાહણઇ ફલ પાડી ઘણાં, કરઇ તેહની તે મનોહારિ; સલૂણા;
તૃપ્ત કરી ફલઇ બાલનઇ, કહઇ જાઇ છઇ એ કુણ નારિ;
સલૂણા ॥૯૮॥

તે કહઇ વહૂ દેવદત્તની, એ ઇહાં એહનું છઇ ગેહ; સલૂણા;
દુર્ગિલા પણિ નિજ ઘરિ ગઈ, ધરતી તેહસ્યું અતિ નેહ;
સલૂણા ॥૯૯॥

કુણ ક્ષણ કુણ વેલા ઘડી, કુણ વાસર કુણ નિસ જામ; સલૂણા;
સંગમ તિહાં અમ્હનઇ હુસ્યઇ, ચિંતઇ તે ભલો કુણ ઠામ;
સલૂણા ॥૧૦૦॥

સરખા સાથઇ વેધિયા, પંચબાણઇ તેહ યુવાન; સલૂણા;
ભાગ અર્ધ સમની ક્રિયા, સ્મર જાણઇ તે કવણ નિદાન;
સલૂણા ॥૧૦૧॥

હોઇ વિયોગઇ તે દૂબલાં, તબ માતો થાઇ કામ; સલૂણા;
દુરજન મિત્ર જે તેહનાં, એહવાં છઇ લક્ષણ વામ;
સલૂણા ॥૧૦૨॥

અમતીની કુલદેવતા, તાપસી તે સુવા હવઈ એક; સલૂણા
આરાધઇ અશનાદિકઇ, કામઇ મીષાવ્યો વિવેક
સલૂણા ॥૧૦૩॥

આરાધી તેહનઇ કહઇ, દેવદત્ત વધૂનો સંગ; સલૂણા;
કરિ સુજનઇ અમ્હ બેહુનઇ, માંહોમાહિં છઇ રંગ અભંગ;
સલૂણા ॥૧૦૪॥

સ્વયંદૂત હુઈ મઇ પુરા, અંગીકાર કરવી છઇ ભોગ; સલૂણા;
સુજસ રગ મંગલ કરૂ, તાહરઇ છઇ સુકર એ યોગ;
સલૂણા ॥૧૦૫॥

દૂહા

કરુ કાર્ય એ તાહરું, તાપસિ કહઇ તતકાલ;
દેવદત્ત મંદિરિ ગઈ, ભિક્ષા દભ ઉતાલ ॥૧૦૬॥

દીઠી થાલી માજતી, દુગ્ગિલ નારિ મોનારિ;
કહઇ ચાહઇ તુજ તરુણ ઇક, વિલપોમ કરિ વિચારિ ॥૧૦૭॥

રૂપ વેષ વય ચાતુરી, લવણિમ ગુણ શૃંગાર;
તુમ્હ બિહુનઇ છઇ સારિખા, મિલન મલાઉ વાર ॥૧૦૮॥

નઇ ન્હાતી દીઠી તુનઇ, જે દિનથી તિણિ સુદ્ધિ;
તે દિનથી તઇ ચિત્ત હર્યું, રહી ન કા તસ શુદ્ધિ ॥૧૦૯॥

દિસિદિસિ તું તું મંદિરઇ, આગઇ પાછઇ તૂંહિ;
બાહિર ભીતરિ તૂં હિ તું, લય લાગી તમ યૂંહિ ॥૧૧૦॥

પ્રાણ કહઇ તો પ્રણય સ્યો, ભિન્ન ન બુદ્ધિ અભેદ;
ઉભય વિરોધઇ કિમ કહઇ, તૂં હિ તૂં હિ તમ વેદ ॥૧૧૧॥

કામ દશા તમ નવ હુઈ, કસમી કરો નિરત્થ;
કહો કોઈ જોડણ યુગતિ, મમરથ છઇ મનમત્થ. ॥૧૧૨॥

ઢાલ ૬

[રામપુરા બાજારમા એ દેસી]

મા કહઇ મુંડા મુંડારમી,
ભુંડાઈની એમી વાત, મેરે લાલ;
ભુંડાઈ એ અમ્હ કુલિ નહી,
લુડાઈ મ કરિ કુજાતિ, મેરે લાલ ॥૧૧૩॥

બલિહારી રસ ગોઠિની,
ચતુર ન ચૂકઇ નિત, મેરે લાલ;
રમિઆ તો ધસિયા જઇ મિલઇ,
વસિયા જેહનઇ જે ચિત્ત, મેરે લાલ ॥૧૧૪॥

માજું છાજું અમ્હે નિજ ગુણે,
તાજું સાજું અમ્હ ચિત્ત, મેરે લાલ;
સાંભલતાં પણિ એહવી કથા,
લાજું કુલ મીલ પવિત્ત, મેરે લાલ ॥૧૧૫॥

પાપિણિ અમ્હ નજરથી જા પરી,
ઘરિ ઘરિ માગઈ છઇ ભીષ, મેરે લાલ,
પાપી દીઠઇ પણિ પાપ છઇ,
જે એહવી દેઇ કુશીષ, મેરે લાલ ॥૧૧૬॥
દુગિલા નિજ આશય ગોપવી,
તરજઇ તાપસિ તમ પીઠિ, મેરે લાલ;
જાતાં મસિનો હાથો દિઇ,
પગટ પંચંગુલિ પીઠિ, મેરે લાલ ॥૧૧૭॥
તેહનો મનભાવ અજાણતી,
તાપસિ જઇ કહઇ દુશ્શીલ. મેરે લાલ;
સ્યુ ગણિણિ તૂં એહનઇ કહઇ,
પછઇ દીધી એહ મલીલ. મેરે લાલ ॥૧૧૮॥
તુજ સકલ કથન મઇ તિહા કહિઉ,
ન મહઇ મા તાંહરુ નામ, મેરે લાલ;
મારી કાઠી મઇલઇ કરઇ,
ફિરિ મ કરે એહવું કામ, મેરે લાલ ॥૧૧૯॥
ઇમ કહિ દેખાડઇ પૃષ્ટ તે,
તે જાણઇ ધૂર્ત્ત પ્રધાન, મેરે લાલ;
સંકેત કહિઉ વદિ પંચમી,
અહો એ ચતુરાઈ નિધાન, મેરે લાલ ॥૧૨૦॥
પણિ ઠામ સંકેતનો નવિ કહિઉ,
મોટું છઇ એ અંતરાય, મેરે લાલ;

ફિરિ તાપસિનઇ તે નર કહઇ,
શશિણિ મુજ નિશ્ચય માઇ, મેરે લાલ ॥૧૨૧॥
મ કરો નિર્વેદ એ કામમાં,
હિતવંછક છો મુજ માત, મેરે લાલ;
ઉદ્યમ તે લષમી મૂલ છઇ,
નિર્વેદ તે લષમી ઘાત, મેરે લાલ ॥૧૨૨॥
તુમ્હે માહરઇ કાજિ મત કરો,
દુખ પામો તોઇ વેષાસ, મેરે લાલ;
આપસ્તાવઇ તો જાણુયો,
જિમ મો હુઆ તિમ પંચાસ, મેરે લાલ ॥૧૨૩॥
મા કહઇ તુજ કાજ સંદેહ છઇ,
મુજ તર્જન નહી સંદેહ, મેરે લાલ,
નીલજ થઇ જાઇસિ તુજ વતી,
કુલ સીલવતી છઇ તેહ, મેરે લાલ ॥૧૨૪॥
ઇમ કહી તે ઉતાવલી,
ગઇ સ્વર્ણકાર વધૂ પાસ, મેરે લાલ;
કહઇ વલ્લભ તેહસ્યુ તુમ્હે રમો,
લ્યો યૌવન સુરતરુ વાસ, મેરે લાલ ॥૧૨૫॥
તાપસિનઇ તર્જઇ દુર્ગિલા,
ગલઇ ઝાલી પશ્ચિમ બાર, મેરે લાલ;
કાઢઇ અશોકવનિકા તણુઇ,
પામઇ તે લાજ અપાર, મેરે લાલ ॥૧૨૬॥

દાદી મુખ આવી તે કહઇ,
તે નરનઇ સઘલી વાત, મેરે લાલ;
એ ઠાણઇ આવે ઇમ કહિઉં,
જાણઇ ધૂરત વિખ્યાત, મેરે લાલ ॥૧૨૭॥
સહૃદય તે જાણઇ વ્યંજના,
શ્રુત માત્ર ધરઇ પશુરૂપ, મેરે લાલ;
વક્ત્રી વૈશિષ્ટ્યઇ તિણિ લાહઉ,
એ ચેષ્ટા વ્યંગ્ય સ્વરૂપ, મેરે લાલ ॥૧૨૮॥
તે કહઇ ભગવતિ તેણીઇ કર્યો,
અપરાધ ખમો મુજ હેત, મેરે લાલ;
હવઇ દુષ્ટનઇ મત બોલાવયો,
આપણઇ એતલો સંકેત, મેરે લાલ ॥૧૨૯॥
હવઇ કૃષ્ણ પંચમીઇ તિહા ગયો,
રજની મુખિ તેહ યુવાન, મેરે લાલ,
દીઠી તે જોતી વાટડી,
હુઉ તારામેલ પ્રધાન, મેરે લાલ ॥૧૩૦॥
લોચન પણિ બાહુ પસારતા,
સર્વાંગ ધરત રોમાંચ, મેરે લાલ;
તે બિહુ રંગિ ધાઈ મિલ્યા, -
મિલિઉ સરપો સવિ સંચ, મેરે લાલ ॥૧૩૧॥
તે પહલા પણિ ઇક ચિત હુતાં,
ઇક તનુ હુઆ તેણી વાર, મેરે લાલ;

આલિંગન પીડન ભય થકી,
સવિ નાઠો વિરહ વિકાર, મેરે લાલ ॥૧૩૨॥
બહુ પ્રેમ સુજસ વાતઇં કરી,
નવ નવ રત વિવિધ વિનોદ, મેરે લાલ;
બિ પુહર ગયા તેહનઇં છકયા,
અનુભવતાં મનમથ મોદ, મેરે લાલ ॥૧૩૩॥

દૂહા

ભુજ ઊસીસઇં તેહોનઇં કરતાં સુરત પ્રયાસ;
નયનઇં નિદ્રા સંક્રમી, કમલઇં રજનિ વિલાસ ॥૧૩૪॥
કાય ચિંતારથ ઉઠિઉ, તિહાં આવ્યો દેવદત્ત;
બિહુ અશોકવનિકાંતરઇં, સૂતાં દીઠાં મત્ત ॥૧૩૫॥
ચિંતઇ ધિક પાપિણિ વહૂ, કરઇં જે પર ભરતાર;
ઘરમાં સૂતો દેખિ સુત, નિશ્ચય કિણ એ જાર ॥૧૩૬॥

ઢાલ ૭

[નાભિરાયા કે બાર-એ દેસી]

ચિંતઇ જાણુઇં પુત્ર, અસતી જિમ ચમકીરી;
કાઢું એહનું મંદ, નૂપુર પાયથકીરી ॥૧૩૭॥
ઇમ ચિંતી દેવદત્ત, કાઢઇ ચોર પરિંરી;
નેઉર પાયથી તાસ, પઇઠો લેઇ ઘરિંરી ॥૧૩૮॥
નેઉર કાઢિં તેહ, જાગઇ સોનાર વહૂરી;
સભય સૂતાનઇં ભીત, ન રહઇં નીંદ બહૂરી ॥૧૩૯॥

નેઉર કાઢિઉં જાણિ, સસરઇ સા અસતીરી;
જારનઇ કહઇ જા વેગિ, અવસરિ થા સુમતીરી ॥૧૪૦॥

પહરણ પહર્યું આપ, તે ગયો સભય પરોગી;
સૂતી જઇ પતિ પાસિ, વેગિં સા ઇતરીગી ॥૧૪૧॥

અસતી ચરિત્ર સમુદ્ર, મછલી પતિ જગવઇરી;
ગાઢ આલિંગન પૂર્વ, સા કહઇ એમ હવઇરી ॥૧૪૨॥

આર્યપુત્ર ઇહાં ધામ, મુજ મૃદુ કાય દહઇરી;
આવો અશોકવનિકાઇ, તનુ દુખ કૌંણ સહઇરી ॥૧૪૩॥

તિહા ગયો તે દેવદિન્ન, નારી પ્રધાન ઉઠીરી;
કંઠ વિલગ્ગી નારિ, સુઇ સા પતિ એકઠીરી ॥૧૪૪॥

તિહા તેહનો ભરતાર, પામઇ નીંદ ખરીરી,
ચિત્ત પ્રસન્નઇ નિંદ, આવઇ અતિ સખરીરી ॥૧૪૫॥

નાચિણિ ગોપી આચાર, ધૂરત મા વિવદઇરી,
તુમ્હ કુલિ કોણ આચાર, મુજનાઇ એ ન સદઇરી ॥૧૪૬॥

સૂતી તુજ આલિંગી, કાઢ્યું નેઉર મસનઇરી,
કુનસઇ સૂતી પૂજ્ય, કિમ વહુ સુત્ત ઘરઇરી ॥૧૪૭॥

પતિ કહઇ દેસ્યુ ઉલભ, પ્રાત પિતાનઇ સહીરી,
સાઠી નાઠી બુદ્ધિ, દાખિસિ એમ કહીરી ॥૧૪૮॥

સા કહઇ હવણા તાત, તેડી સાચ કરોરી,
સૂતી કહસ્યઇ પ્રાત, લેઇ અવર નરોરી ॥૧૪૯॥

તે કહઇ માનું ન અન્ય, તઇ સમજાવ્યું ખરુંરી;
કીધી શપથની કોડિ, તાહરી હું ભીરિ કરુંરી ॥૧૫૦॥

દેવદિન્ન તે પ્રભાતિ, તાતનઇ કુપિત કહઇરી;
વહૂનું નૂપુર કાઢિ, સ્યૂં કુલશીલ દહઇરી ॥૧૫૧॥

થવિર કહઇ એ કુસીલ, દીઠી અવર રમીરી;
સુત કહઇ નહુતો ઊર, તઇં નિજ લાજ ગમીરી ॥૧૫૨॥

તૂં તબ દીઠો સુત્ત, ઘરમાં થવિર કહઇરી;
દુગ્ગિલ કહઇ કરું ધીજ, સતી ન કલંક સહઇરી ॥૧૫૩॥

કુલવંતીનઇ કલંક, વચનનો પણિ ન ઘટઇરી;
જિમ મસિ કેરો બિંદુ, ઉજ્જ્વલ ધૌત પટઇરી ॥૧૫૪॥

ઇહાં છઇ શોભન યક્ષ, જાંઘમાં તસ નિસરુંરી;
તિહાં નવિ નિસરઇ કોઇ, જસુ નહી શીલ ખરુંરી ॥૧૫૫॥

નિર્વિકલ્પ સુત તેહ, તાત વિકલ્પ ધરીરી;
ધીજ કબૂલઇ તાસ, જે સુર સાખિ ભરીરી ॥૧૫૬॥

ન્હાઈ પહરી પટ ધૌત, ધૂપ સુપુષ્પ કરઇરી;
ચાલી પૂજવા યક્ષ, બંધુ સહિત સુપરિરી ॥૧૫૭॥

યક્ષ પૂજતાં તાસ, જાર સંકેતી ગલઇરી;
વલગો અલગો કીધ, ગહિલો જન સઘલઇરી ॥૧૫૮॥

દુગિલા વિનયઇ યક્ષ, ફિરી નાહી પૂછીરી;
મુજ છઇ ભરતા એક, વિકલ મિલ્યઇ પુછીરી ॥૧૫૯॥

પહિલા ગહિલા ટાલિ, જો કોઇ ડંક લગોરી;
ભીચી રાખિ તો પાય, નહીતર રહે અલગોરી ॥૧૬૦॥
સિગ ચઢિઊ ઉદમત્ત, હર પણિ નવિ વરજ્યોરી;
બીજાની કુણ માત્ર, હોઇ તે જે સરજ્યોરી ॥૧૬૧॥
શ્વસુર સમો મત હોઇ, તૂં છઇ સુર સખરોરી;
નૃપ પણિ ન દિઇ દંડ, કહતા વચન ખરોરી ॥૧૬૨॥
ભાવ ન જાણઇ ભુંછ, ચતુરના વચન તણોરી;
વિબુધ અબુધ પણ ફેર, શ્રોતામાહિં ઘણોરી ॥૧૬૩॥
સાચાનઇ કીજઇ સાચ, જાડાનઇ જાડ કરોરી;
સુમતિ નાવાઈ પ્રવાહ, સાયર આપ તરોરી ॥૧૬૪॥
ઇમ સુણિ યક્ષ વિચાર, ડરવા લાગો જિમ્મઇરી;
જાંઘ નઇ અંતરિ નામ, વેગઇ સા નિકસઇરી ॥૧૬૫॥
શુદ્ધ સતી એ શુદ્ધ, હરખઇ લોક સ્તવઇરી;
પુષ્પ દામ ગલઇ તાસ, નૃપ નર સુજસ કવઇરી ॥૧૬૬॥

દૂહા

સસરાનઇ ઘરિ સા ગઈ, ગાજત વાજત તૂર;
ભરતારઇ ભલઇ આદરી, બંધવ આનંદ પૂર ॥૧૬૭॥
નૂપુર આકર્ષણ તણું, ઉતાર્યું જે કલંક;
તેણિ સા નૂપુરપંડિતા, બોલીન રાય નઇ રંક ॥૧૬૮॥
વહૂની બુદ્ધિ પરાભવિઊ, અનિદ હુઊ દેવદત્ત;
અંતેઉર રક્ષક કરઇ, તેડી નૃપ અપ્રમત્ત ॥૧૬૯॥

ઢાલ ૮

[સતીય સુભદ્રા સાભરી એ દેસી]

આગઇ હવઇ પિઉ સાંભલો, જે વીતી બહુવિધ વાત;
અંતેઉર રક્ષક હુઓ,
દેવદત્ત દેવદત્ત અનિંદ્ર વિખ્યાત;
માહરા પિઉજી નઇ જાઉં હું ઉવારણઇ,
પિઉજીય પિઉજી છો હિયડાના હાર
જીવન જીવ આધાર,સીખ સાંભલી કરોનઇ વિચાર॥૧૭૦॥માહરા૦

રાણી રાત્રિ ઇક જુઇ, એ સોવઇ કઇ નવિ સોઇ;
કપટ નિદ્રાઇ તે સુઇ,
તબ ઉઠી તબ ઉઠી નિદ્રાભર જોઇ॥૧૭૧॥માહરા૦

ગોખનઇ સંમુખિ સા ગઇ, હેઠિ બાંધ્યો છઇ ગજરાય;
કુંતારસ્યુ આસક્ત તે,
કાઢી પાટિઉ પાટિઉ બાહિર જાઇ॥૧૭૨॥માહરા૦

સૂંડિ લેઇ તે મીંપવ્યાઇ, ગજનાનઇ મુંકી ભૂમિ;
કુંતાર કહઇ ક્રોધઇ ચઢયો,
સ્યૂં આવી સ્યૂં આવી અસૂરી ભૂમિ॥૧૭૩॥માહરા૦

ઇમ કહી હાથી સાંકલિં, મારી દાસી પરિ સાઇ;
કહઇ વાંક નહી મારિ મો,
રખવાલો રખવાલો નવો કર્યો રાઇ॥૧૭૪॥માહરા૦

આવી નિદ્રા છિદ્ર તસ લહી, તબ રમઇ કુંતાર નિસંક;
પશ્ચિમ જામઇ ગજિ ચઢી,
નિજ મંદિર નિજ મંદિર જાઇ સપંક ॥૧૭૫॥માહરા૦

વિધિ પણુ ન લહઇ સ્રીચરી, ચિત ચિંતઇ તબ સોનાર;
રાજદારા નવિ રવિ જુઇ,
તો બીજીઅ બીજીનો કવણ આધાર ॥૧૭૬॥માહરા૦

પાણી ભરવા નીકલઇ, વલિ બાહિર કાજ અનેક;
નગર માંહિ જે સંચર તેહનઇ
કિમ રહઇ કિમ રહઇ સીલની ટેક ॥૧૭૭॥માહરા૦

વાંક વિસારી વહૂ તણો, તિ સોવઇ નિર્ભર નિંદ;
પ્રાત જગાવ્યો જાગઇ નહી,
કહઇ ચેટીઅ ચેટી તે નૃપનઇ છિંદ ॥૧૭૮॥માહરા૦

નૃપ કહઇ કાંઇ કારણ હુસ્યઇ, મત જગવો એહનઇ કોઇ;
આપ જાગઇ તવ આણયો,
સાત રાતિ સાત રાતિ તે સૂતો સોઇ ॥૧૭૯॥માહરા૦

જાગ્યો પછઇ ગયો નૃપ કન્હઇં, નૃપ પૂછઇ હુઉ કુણ હેત;
અભય છઇ તુજનઇ સવિ કહે,
તેણઇ માંડીનઇ માંડીનઇ કહ્યો તે સંકેત ॥૧૮૦॥માહરા૦

નૃપ સુપ્રસન્ન વિસર્જિઉ, તે દુખ સહિ ધરિ રહઇ સોઇ;
ભૂષ સહ્યાં જિમ ઢોર છઇ,
તિમ દુખ સહ્યાં દુખ સહ્યાં માણસ હોઇ ॥૧૮૧॥માહરા૦

રાણી કુસીલિણિ પરખવા, નૃપ હાથી કરાવઇ કિલિંચ;
રાણીનઇ કહઇ એ આરોહિઈ,
થઇ નગન થઈ નગન સ્વપનનો એ સંચ ॥૧૮૨॥માહરા૦

સરલ રાણી સવિ તિમ કરઇ, પતિ દેખત સી તસ લાજ;
વક્ર કહઇ હું એહથી બીહું,
કમલઇઅ કમલઇ હણઇ તે રાજ ॥૧૮૩॥ માહરા૦

લીલા કમલઇ સા હણી, પડી મૂર્છા ખાઈ હિઠિ;
નૃપ જાણઇ ઠોસઇ કહી,
તે એહજ એહજ દેખી પુઠિ ॥૧૮૪॥ માહરા૦

નૃપ હસિ કહઇ બીહઇ એહથી, ઇભ મત્ત ચઢી તિહાં જાઈ;
હરપઇ સાંકલ ઘાતથી,
મૂરછાઇ મૂરછાઇ કમલથી કાંઇ ॥૧૮૫॥ માહરા૦

કોપ્યો નૃપ કુંતારનઇ, તેડાવઇ હત્થિ સમેત;
રાણી બઇસારી તિહાં કહઇ,
ગિરિકૂટથી ગિરિકૂટથી પડો એ સંકેત ॥૧૮૬॥ માહરા૦

આધોરણ ગિરિ મસ્તકઇ, ઇભ ધારઇ ત્રિપદીઇ તેહ;
લોક પોકાર કરઇ ઘણું,
નૃપરત્ન ઇભરત્ન ન હણિઇ એહ ॥૧૮૭॥ માહરા૦

જન પોકારઈ નૃપ ઘણઇ, કહઇ તુમ્હે જાણો છિ મહોઉ;
માગી અભય દોઇનઇ કરી,
ઉતારઇ ઉતારઇ તિહાંથી સોઇ ॥૧૮૮॥ માહરા૦

રાણી કુંતાર નાસી ગયાં, દીધઇ દેસવટઇ ઇભ છોડિ;
સાંઝઇ ગામઇ ઇક પામિઉં,
સૂઇ સૂનઇ સૂઇ સૂનઇ દેવકુલિ જોડિ ॥૧૮૯॥ માહરા૦

અર્ધ રાત્રિ ઇક આવિઉ, તિહાં ગામથી નાઠો ચોર;
વાહરઇ દેઉલ વીંટિઉં,
આવ્યો ઉંઘઇ આવ્યો ઉંઘઇ મિંઠ જિહાં ઘોર ॥૧૯૦॥ માહરા૦

તે ફરસ્યો પણિ નવિ જગ્યો, જાગી રાણી કરવા લાગી વાત;
ભોગવઇ તો હું ઉગારિ લ્યું,
કહું ભરતા કહું ભરતા માહરો એ ખ્યાત ॥૧૯૧॥ માહરા૦

ચોર જાણઇ મઇં પામિઉં, એક સોનું બીજું સુગંધ;
કામિનિ તે નીચ ગામિની,
તેણઇ પડવજી પડવજી મનમથ અંધ ॥૧૯૨॥ માહરા૦

પઇઠા પ્રભાતઇ ગામના, તિહાં સુભટ ઉદ્યત તરવારિ;
કોધત પૂછઇ ત્રણમાં,
કુણ ચોર કુણ ચોર કહઇ તબ નારિ ॥૧૯૩॥ માહરા૦

ભાઇ અમ્હે ગ્રામાંતરઇ, જાતાં ઇહાં વસિયાં સાંઝિ;
એ માહરો ભરતાર છઇ,
ઇમ ચોરનઇ ચોરનઇ દાપઇ વાંઝિ ॥૧૯૪॥ માહરા૦

ગામડિયા મન ચિંતવઇ, જસ લચ્છી નારિ સુકંઠ;
તે તો ચોરી નવિ કરઇ,
પરિશેષઇ પરિશેષઇ ચોર કરઇ મિંઠ ॥૧૯૫॥ માહરા૦

શૂલ આરોપ્યો તે જેહનઇ, દેવઇ તેહનઇ માગઇ નીર;
કોઇ ન પાવઇ નૃપ ભયઇ,
નિજરબ્ય નિજરબ્ય ધરમ કરઇ ધીર ॥૧૯૬॥ માહરા૦

ચાલ્યો તે મારગ આવતો, શ્રાવક જિનદાસ ઉપાલ
નમો અરિહંતાણં કહે,
પાણી આણું પાણી આણું સુહે દુખ જાલ ॥૧૯૭॥માહરા૦

રાજ સુભટ અનુમતિ લેઈ, પાણી આણઇ ઇમ કહી તેહ;
લહિ આસા જલ આણતો,
દેવી ભણતો દેવી ભણતો તે મૂંકઇ દેહ ॥૧૯૮॥ માહરા૦

સીલ રહિત નવકાર નઇ, મહિમાઇ અમર હુઓ તેહ;
જઇવિ અકામહ નિર્જરા,
અવ્યક્ત અવ્યક્ત સમાધિ સી એહ ॥૧૯૯॥ માહરા૦

સમતી ચાલી ચોરસ્યું, નદી આવી વચિમાં એક;
ચોર કહઇ તટ ધરિ ફિરું,
તુજ વસ્ત્ર વસ્ત્રાદિક ભાર અનેક ॥૨૦૦॥ માહરા૦

શરથંભઇ લીણી રહે, મત બીહે આવું છું જાઇ;
ઇમ કહી તે સવિ લેઇ ગયો,
જે નવિ હુઈ નવિ હુઈ પતિની કહની તે થાઇ ॥૨૦૧॥ માહરા૦

જાતો દેવી તે ઇમ કહઇ, મુજનઇ મુંકી કાં જાઇ;
તે કહઇ નાગી એકલી,
તૂં રાષસી રાષસી બીહું મ ખાઇ ॥૨૦૨॥ માહરા૦

મીંઠ જીવ હવઇ દેવતા, દેષી તે વિકુર્વઇ સિયાલ;
માંસ પેશી મુખ તે ત્યજઇ,
ષાવા મીનનઇ મીનનઈ હુઉ વિકરાલ ॥૨૦૩॥ માહરા૦
પઇઠો મીન નદી જલઇ, સીંચાણો ત્યઇ તે મંસ;
સો કહઇ ચૂકો દોઇથી,
સ્યૂં જંબુક જંબુક જોઇ કુવંસ ॥૨૦૪॥ માહરા૦
તે કહઇ પતિ ત્યજિ જારનઇ, તૂં વંછી દોઇથી ચુક્ક;
નાગી જોવઇ સ્યું અરીપરી,
હતસીલ હતસીલ મુખિ તુજ થુક્ક ॥૨૦૫॥ માહરા૦
રૂપ દેખાવી તે નિજ કહઇ, જિન ધર્મઇ હુઉ હું દેવ;
પાપિણિ પાપ પખાલવા,
કરિ સુજસ કરિ સુજસ ધર્મની સેવ ॥૨૦૬॥ માહરા૦

દૂહા

ઇમ પ્રતિબોધી અમર તે, મેલ્હઇ સાધ્વી પાસિ;
લેઇ દીક્ષા શિક્ષા ગ્રહી, સૂધી ધર્મ અભ્યાસિ ॥૨૦૭॥

ઇસ્યા પ્રવૃત્તિ નિવૃત્તિકર, છઈ બહુવિધ દષ્ટંત;
ભલાં વિષયસુખ ભોગવો, સમજ્યું કીજઇ કંત ॥૨૦૮॥

અણ પામ્યાની લાલચિં, પામ્યું મુંકઇ જેહ;
જંબુક નૂપુર પંડિતા, વચન વિષય હોઇ તેહ ॥૨૦૯॥

જંબુ કહઇ હૂં નહી ઇસ્યો, રાગ ગહેલો નારિ;
વિદ્યુનમાલી જિમ હુઉ, તાસ કથા મન ધારિ ॥૨૧૦॥

ઢાલ ૯

[જવહરી સાચો રે અકબર શાહજી રે એ દેસી]

મોટો નગ વિતાઢય છઇ રે,
દોઇ ભગ્ત અગ્ધ ધરઇ પાખ રે;
નગ ખગના સ્યો આતરો રે,
લિપિભ્રમ હોઇ વચનની ધાંખ રે ॥૨૧૧॥

ચતુર વિચારો ચિત્તમાં રે,
છાડો વિષયનો રાગ રે;
જેહનઇ વિષયની વાસના રે,
તેહનઇ મારગનો નહી લાગ રે ॥૨૧૨॥ચતુ૦

ગગન વલ્લભપુર તિલક છઇ,
વર ઉત્તર શ્રેણિનઇ ભાલિ રે;
તરુણ વિદ્યાધર તિહાં હુઆ રે,
દોઇ મેઘરથ વિદ્યુનમાલિ રે ॥૨૧૩॥ચતુ૦

ચિંતઇ જઇઇ ભૂચર કન્હઇ રે,
નિજ વિદ્યા તિહાં સુમધાઇ રે;
નીચ કન્યા પરણી વિધિ રે,
બ્રહ્મવ્રત જો વરસ ધરાઇ રે ॥૨૧૪॥ચતુ૦

ગુરુ અનુમતિ માગી કરી રે,
આવ્યા તે વસંતપુર રંગિ રે;
ચંડાલારાધન કરઇ રે,
કહઇ કાઢયા આવ્યા ઇહાં રંગિ રે ॥૨૧૫॥ચતુ૦

તે કહઇ ઇહાં તુમ્હે રહો સુખિ રે,
 અમ્હે કન્યા આપુ દોઇ રે;
અમ્હ મરશું કારય કરો રે,
 તુમ્હનઇ કાંઇ ન કહસ્યઇ કોઇ રે ॥૨૧૬॥ ચતુર૦
અવિ કીધું જે ચંડાલઇ કહિઉં રે,
 દોઇ કન્યા તેહોનઇ દિદ્ધ રે;
કાણુ હેતુર વિદ્યા વિધિં રે,
 વિદ્યુનમાલી નઇ સિદ્ધ રે ॥૨૧૭॥ ચતુર૦
તેહ કુરૂપાસ્યુ રમઇ રે,
 તેણઇ સાધન કાંઇ ન કિદ્ધ રે;
ગૃહિણી ગર્ભવતી હુઈ રે,
 મેઘરથ વચ્ચઇ હુઉ સિદ્ધ રે ॥૨૧૮॥ ચતુર૦
વિદ્યુનમાલીનઇ તે કહઇ રે,
 ઘરિ જઇઇ ચડાલ કુલિ છંડિ રે;
પરિહરિસી એ માતંગિની રે,
 વિદ્યાધરીસ્યુ રતિ મંડિ રે ॥૨૧૯॥ ચતુર૦
લજ્જિત તે કહઇ પાપિ રે,
 મઇ ઉનમૂલિઉં વ્રતરૂખ રે;
વિદ્યાફલ કિહાંથી લહું રે,
 તૂં સિદ્ધ છઇ જા વરિ સુખ રે ॥૨૨૦॥ ચતુર૦
શંકિણિ ગર્ભવતી ત્યજું રે,
 કિમ આવું વિદ્યાઇ વિહીન રે;

વર્ષાંતઇ તૂં આવયે રે,
હૂં સાધિસિ વિદ્યાસુ લીન રે ॥૨૨૧॥ ચતુર૦
મેઘરથ એકાકી ઘરિ ગયો રે,
મુંકી તે ચંડાલીનો સંગ રે;
બંધુનઇ પૂછિઇ સવિ કહિઉં રે,
તે નાવ્યો કરિ વ્રતભંગ રે ॥૨૨૨॥ ચતુર૦
માતંગી કુરૂપા તે સુત જણઇ રે,
તે માનઇ વિદ્યાસિદ્ધિ સુખ રે;
ખેચરનાં સુખ તસ વીસર્યાં રે,
જિહાં લાગો તિહાં લાગો સુખ રે ॥૨૨૩॥ ચતુર૦
રમતી તે વિદ્યુનમાલીસ્યું રે,
ધરઇ બીજી વેલા ગર્ભ રે;
મેઘરથ વર્ષાતઇ આવિઉ રે,
તેહનઇ પીડઇ વિરહ સંદર્ભ રે ॥૨૨૪॥ ચતુર૦
કહઇ ભાઈ આવો વિતાઢ્યમાં રે,
વિલસો ખગસુખ વિખ્યાત રે;
વિદ્યુનમાલી વિલપો હસી રે,
કહઇ બાલવત્સા એ ભ્રાત રે ॥૨૨૫॥ ચતુર૦
ફિરિ ભારિણિ એ હું કિમ ત્યજું રે,
માહરું હૃદય ન એહવું કઠોર રે;
તૂં જા સમયાંતર આવયે રે,
તે ગયો જડસ્યું કિસ્યું જોર રે ॥૨૨૬॥ ચતુર૦

થયો બીજો સુત ચંડાલનું રે,
કુલ સ્વર્ગ અધિક ગણઇ તેહ રે;
સુતમૂત્ર તે ગંધોદક ભણઇ રે,
ચંડાલી તાડચો ધરઇ નેહ રે ॥૨૨૭॥ચતુર૦
ફિરિ આવી મેઘરથ ઇમ કહઇ રે,
તૂં મલિન કરઇ કાં વંસ રે;
મી રતિ ઇહાં માનસ ઉપનો રે,
ખેલઇ ખાલ જલિં નવિ હંસ રે ॥૨૨૮॥ચતુર૦
ફિરિ નવિ આવું ઇમ કહિ ગયો રે,
મેઘરથ નવિ ભ્રાતા બુદ્ધ રે;
રાજ્ય પાલી સુજ્મ વ્રત આદરઇ રે,
સુસ્થિત પામઇ તે શુદ્ધ રે ॥૨૨૯॥ચતુર૦

દૂહા

લહિઉ મેઘરથ બુદ્ધિધન, ઇમ સુખનો સંભાગ;
વિદ્યુનમાલી ભવ ભમિઉ, મહામોહ અંધકાર ॥૨૩૦॥

પદમસેના તૂં સાંભલે, હું નહી વિષયમાં લીન;
વિદ્યુનમાલી જિમ હુઉ, ભવસાયર જલ મીન ॥૨૩૧॥

બહુ અંતર વિષ વિષયમઇ, ઇક ખાયો દુખકાર;
ઇક ધ્યાયો હી દુખ દિઇ, પંડિત કરો વિચાર ॥૨૩૨॥

બહુ અંતર વિષ વિષયમઇ, વરણુ અધિક અધિકાત;
એક મરણ દિઇ વિષ વિષમ, વિષય મરણ બહુ જાત ॥૨૩૩॥

જંબૂ ભાવ દૂહા સુનત, છુહા તગ્ર મિટિ જાઇ;
છોટી તુકમઇ અગ્થ બહુ, લખિય અખી ન નિપાઇ ॥૨૩૪॥

જાનઇ મો તનમય હુઇ, દૂહા અરથ અનુમાન;
દૂહા પઢત તનમય હુઇ, હરિ ગંધર્વ સુજાન ॥૨૩૫॥

છોટી તુકમઇ અરથ બહુ, દૂહા કવિતકો રાય;
વિસ્તર પદ બલિ બલનકું, માનુ વામન કાય ॥૨૩૬॥

છોટી તુકમઇ અરથ બહુ, દૂહા કરઇ કવિ ગાય;
પંચાલી કે ચીર જિઉં, ભાવ વઢત વઢિ જાઇ ॥૨૩૭॥

इति श्री जंबूरासे नारीत्रयकथा तदुत्तरदानो नाम तृतीयोधिकारः।

# ચતુર્થ અધિકાર

દૂહા

ઉજમાલ થઇ સાંભલો, શ્રોતા સરસ કહાઇ;
કથા વૃથા તુમ્હે મત કરો, યથા તથા મનિ લાઇ ॥૧॥
જડ ઉષધ ગુરુ કાનનું, કરઇ વિદ્ય સુત જોઇ;
અવિચારઇ તિમ મત સુણો, રીઝિ વિચારઇ હોઇ ॥૨॥
સતકવિ અન્ય વચન તણો, જો નવિ જાણ્યો ફેર;
હંસ કાક સંશયં પતિત, કૂલીસ્યું હોઇ ભેર ॥૩॥
અક્ષર તેહજ, તેહજ પદ, કવિ રચના કાઇ અન્ય;
દગ ત્રિભાગ નાગરિ જુઇ, પામરી લોઅણ પુન્ન ॥૪॥
જિનવાણી કવિ ચાતુરી, રંજઇ સહૃદય ચિત્ત;
ઇષ્ટ વૈદ્ય ઉપદિષ્ટ તે, કુણુ નાદરઇ પવિત્ત ॥૫॥

ઢાલ ૧ ૭

[કપૂર હોઇ અતિ ઉજલું રે એ દેસી]

કનકસેના કહઇ કામિની રે, માનો વચન મુજ કંત;
શંખધમક પરિ મત હુયો રે, અતિશયકારી અત્યંત રે;
પિઉડા રાચો નારીસ્યુ રંગ;
તેહની વાત સુણી જઇ ચંગ, મન મેલૂંસ્યુ મ કરો ભંગ રે;
પિઉડા રાચો નારીસ્યુ રંગ ॥૬॥

શાલિગ્રામ એક કરસણી રે, હુઈ તે રાખઈ ક્ષેત્ર;
આ પ્રભાત દિન વિગમથી રે, લ્યઈ સંભાલિ સુનેત્ર રે ॥૭॥પિઉડા૦

મંચ ચઢિઉ ધમઇ શંખનઇ રે, નમવઇ ભક્ષક જીવ;
ચોર ગોધન લેઇ આવિયા રે, તિહાં સુણઇ નાદ અતીવ રે ॥૮॥પિઉડા૦

વાહર આવી જાણી તિણે રે, આગઇ સુણી શંખનાદ;
નાઠા ગોધન છોડિનઇ રે, દહદિસિ ગયા સવિષાદ રે ॥૯॥પિઉડા૦

ગોધન ચરતું આવિઉં રે, ક્ષેત્ર સમીપ પ્રભાતિ;
ગોધન લેઇ દિઇ ગ્રામનઇ રે, જાણઇ થાઇ મુજ ખ્યાતિ રે ॥૧૦॥પિઉડા૦

બીહતા મુજ શંખનાદથી રે, નાસી ગયા સવિ ચોર;
ગ્રામઇ પૂજ્યો તે નિતિ કરઇ રે, શંખનાદ નિસિ જોર રે ॥૧૧॥પિઉડા૦

ઇક દિન ચોર તે આવિયા રે, તેહ જ ક્ષેત્રનઇ પાસ;
ગોધન લેઇ અન્ય ગ્રામથી રે, સુણઇ શંખ સત્રાસ રે ॥૧૨॥પિઉડા૦

ધૈર્ય ધરી તે ઇમ કહઇ રે, પ્રથમ સુણ્યો ઇહાં જેહ;
શંખનો ધ્વનિ સુણિઇ તિસ્યો રે, તે દર મિંડક તેહ ॥૧૩॥પિઉડા૦

જીવ થકી પેત્ર રાખવા રે, કોઇ વજાવઇ છઇ શંખ;
ધિગ આપણ વંચિયા પુરા રે, વાહરની જૂઠી ધંખ રે ॥૧૪॥પિઉડા૦

ઘસતા હાથ તે બહુ પરિ રે, રૂ જિમ વાટિ કરંત;
ગોસ્તન નઇ જિમ વાછડા રે, પીડતા હોઠ નઇ દંત રે ॥૧૫॥પિઉડા૦

વિકટ તે લકુટ ઉપાડતા રે, ગજ જિમ શુંડા દંડ;
ક્ષેત્રમાહિં જિમ વૃષ ગયા રે, પાડતા ધાન પ્રચંડ રે ॥૧૬॥પિઉડા૦

શંખશબ્દ અનુસારથી જી, ચોર જઈ તોડી મંચ;
શંખધમક પાડી ભુંઇજી, કરઇ તમ વિષમ પ્રપંચ રે ॥૧૭॥પિઉડા૦
તાડચો મૂઢા પરિ લાકડે રે, અંગુલિ દિઇ મુખિ પંચ;
દીઠો તદા તે તેહવો રે, કરતો ભોજન સંચ રે ॥૧૮॥પિઉડા૦
કરજા ભીડી બાંધ્યો લખ્યો રે, બદ્ધાજલિ નતિ હેત;
ક્ષેત્રપાલ ક્ષેત્ર પાલસ્યો રે, મૂડચો નાગો કરી પ્રેત રે॥૧૯॥પિઉડા૦
ગોપ પ્રભાતઇ તિહાં મિલ્યા રે, પૂછઇ દેષી તે હવાલ;
શંખધમક કહઇ સાંભલો રે, અતિશય ફલ એ લાલરે॥૨૦॥પિઉડા૦
ધમો રે ધમો નવિ અતિધમોરે, અતિ ધમ્યુ નાવઇ કામિ;
જે અરજિઉં પહલાં ધમિઇ તે,
અતિધમિઇ ન ગ્હિઉ ઠામિ ॥૨૧॥પિઉડા૦
મધ્ય વૃત્તિ તેણઇ ચાલઇ રે, કાંઈ ન કીજઇ અત્યંત;
સુજસ વિલાસ જો અભિલષો રે,માનો વચન ગુણવંતરે॥૨૨॥પિઉડા૦

દૂહા

જંબુ અંબુ શીતલ વચન, વદઇ ન જૂઠું થાપિ;
કનકસેના બંધન તણો, ન છું અજાણ કદાપિ ॥૨૩॥
બંધ મોક્ષ ગતિ નવિ લહઇ, કરઇ ક્રિયા અજ્ઞાન;
શ્રમ કરતો પણિ નવિ ત્યજઇ, તેહ પ્રથમ ગુણઠાન ॥૨૪॥
બંધ ન જાણ્યા વિનુ ક્રિયા, ઘરમાંહિ જ રજક્ષેત્ર;
જ્ઞાન ક્રિયા સમ પરિણતિ, સુગતિ ભાવ નિર્લેપ ॥૨૫॥
પ્રકૃતિ દિદક્ષા વાસના, અંતર મલ ભવબીજ;
કર્મ અવિદ્યા સકલ એ, બંધન ઉદિત ભણીજ ॥૨૬॥

પરિણામી જિઅ યોગ્યતા, ચિત્ર બંધન જે સાચ;
તો સઘલી ક્રિરિયા સફલ, નહી તો મોરનો નાચ ॥૨૭॥

જ્ઞાન વિના બ્યવહાર કો, કહા બનાવત નાચ;
રતન કહો કોઉ કાચકું, અંત કાચ સો કાચ ॥૨૮॥

બંધ મોક્ષ જાનઇ નહી, આઠ ન જાનઈ દોષ;
ક્રિરિયા માની તે કરઇ, આર્ત્ત ધ્યાન કો પોષ ॥૨૯॥

અંતર વાત એ જ્ઞાનની, બાહિર પણિ સુણિ સુદ્ધિ;
વાનર પરિ દુખ પામિઇ, અલહત બંધન શુદ્ધિ ॥૩૦॥

ઢાલ ૨

[સુણપો સીમધર સ્વામી એ દેસી]

ગિરિ વંધ્ય હુઉ કપિ એક, બહુ યૂથ ધણી બલ છેક;
માનુ વંધ્યાચલનો કુમાર, કરઈ યૂથસ્યું ગહન વિહાર ॥૩૧॥

વાનરીસ્યું રમઇ તે એક, ન સહઈ બીજાની ટેક;
ઇમ નવરસ રંગઇ મૂઢો, વિલસત હુઉ અનુક્રમિ બૂઢો ॥૩૨॥

ઇક દિન ઇક વાનર આવઇ, વાનરી રમવા મતિ ભાવઇ;
ન ગણઇ તે મનમથ માતો, બૂઢા નઇ તરુણ અતિ તાતો ॥૩૩॥

કાઇકનું વદન તે ચુંબઇ, કાઇકસ્યું રતરસ ઝૂંબઇ;
વિકિરઇ કેતકિરજ કાસ્યું, ગુંજાહાર ધરી કરઇ હાસ્યું ॥૩૪॥

બીલ પત્ર બીડી કરી આપઇ, હીંચોલઇ કાઇક થાપઈ;
વાનરીસ્યું રમત નિશંક, યૂથપતિ તિણિ ગણિઉ રંક ॥૩૫॥

ઉચ્ચ શૃંગ થકો તિહાં આવઇ, યૂથપતિ તે સાહમો ધાવઇ;
હણઇતેહનઇપાહણનઇગોલઇ,કોધઇનિજપુચ્છવિલોલઇ ॥૩૬॥
કપિ સિંહ તે પાહણઇ માર્યો, ઘુરઘુરત ધાયો મદ ધાર્યો;
દુરિદય પણિસરિદય રીતિ,દોઇ મિલિયા ન ટલિયા ભીતિ॥૩૭॥
રદઅગ્રઇં ત્રટત્રટ કરતા, ચટચટ નખ અગ્ર પ્રહરતા;
અંગિં વહઇ રૂધિર વિલોલ, પહર્યો માનું રાતો ચોલ ॥૩૮॥
ક્ષણ બંધઇ નઇ ક્ષણ મુક્તિ, ઝૂઝયા તે નવનવ યુક્તિ;
વેગિં વેગિં ઊસરઇ વૃદ્ધ, મંદમંદ હુકઇ નખ વિદ્ધ ॥૩૯॥
યુવ કપિ લેઇ પત્થર દોડઇ, કપિ વૃદ્ધનું મસ્તક ફોડઇ;
ગયો નાસી દેખઇ ઇક ઠામઇં, સિલાજત તે તરસ્યો ઘામઇં॥૪૦॥
જલબુદ્ધિ તિહાં મુખ થાપ્યુ,રહિઉં વલગું જાણે કોરીઆપ્યુ;
શિલાજતથી મુખ ઉદ્ધરવા, બાહુ ઘાલઇ તે જડ મરવા ॥૪૧॥
તે વલગા ઇમ દોઇ ચરણ, તે વાનર પામ્યો મરણ;
પદ કર અબદ્ધ શ્રમ કરતો, તો તિહાંથી મુખ ઉદ્ધરતો ॥૪૨॥
ઇમ રસના રસ માંહિ લગન, નારી શૈલેયસ્યું મગન;
પાંચઇ ઇંદ્રિયઇં વિલસઇ દેહી, જે નવિ હુઇં ધરમ સનેહી ॥૪૩॥
હૂં કિમ વિણસું બ્રહ્મચારી, બંધન ગતિમઇ નિરધારી;
થઇ બ્રહ્મ સુધા છઇ ચાષી, હૂં જાણું સુજસ ગુણ રાષી ॥૪૪॥

દૂહા

હવઇ નિજ કર જોડી કહઇ, નભસેના શુચિ બોલ;
રહો પામ્યઇ સંતોષ કરિ, મન ધરિ અચલ અડોલ ॥૪૫॥

પરિણુત વય વ્રત આદરો, હવણાં ગૃહિ વ્રત લાગ;
કિમ અણપહર્યઇ પહરણુઇ, સોહઇ અભિનવ પાગ ॥૪૬॥

ચક્રવર્ત્તિ ભોજન તણી, ઇચ્છા કર્યઇ સ્યુ હોઇ;
ઘર સંપતિ સરખઇ સુખઇં, વર્ત્તઇ દુખી ન સોઇ ॥૪૭॥

જિમ થવિરા અતિ લોભથી, આપ હી આપ વિણઠ્ઠ;
તિમ અતિ ઇચ્છા મત કરો, સુણો સંબંધ તે ઇઠ્ઠ ॥૪૮॥

ઢાલ ૩'

[બિરલઇ ભાર ઘણો છઇ રાજિ, વાતાં કેમ કરો છો?–એ દેશી]

એક ગામિ સખિઊ હુઈ થવિરા, બુદ્ધિ સિદ્ધિ દોઈ નામઇં;
અતિ દુખિણી તિહાં બુદ્ધિ, આરાધઇ યક્ષ તે ભોલક નામઇ ॥૪૯॥

માનો વચન અમ્હારો રાજિ, અધિકો લોભ ન કીજઇ;
અમ્હથી મુક્તિવધૂ સી અધિકી, સિદ્ધ અનંતે રમીજઇ માનો૦

ગામ બાહિર છઇ સાધિષ્ટાયક, નિત દેઉલ તસ પૂજઇં;
પૂજીનઇ નિવેદ્ય ઢોઇ વલિ, વિનય વિશેષ પ્રયુજઇ ॥૫૦॥ માનો૦

તુઠો યક્ષ કહઇ સ્યૂં માગઇ, સા કહઇ જિણિ સુખ જીવું;
યક્ષ કહઇ દીનાર તૂં પામિસિ, પાઇ તલિ મઇ છઇ દેવું ॥૫૧॥ માનો૦

હેમ દીનાર તે દિનિ દિનિ લહતી, બુદ્ધિ શુદ્ધિ ગુણ પોસી;
જનપદ લોક સગાસઘલાથી, આપ અધિક હુઈ ડોસી
॥૫૨॥ માનો૦

સુહણઇ પણિ જેણીઇ નવિ દીઠા, વેસ વિભૂષણ સાર;
હુઈ પહરતી તે નવનવલા, રાણી જેમ ઉદાર
॥૫૩॥ માનો૦

પહલાં જેહની કદિઇ ન પૂગી, આછણની પણિ આસ;
હુઈ હજાર ધેનુ ઘરિ તેહનઇ, દેષઇ લોક તમાસ
॥૫૪॥ માનો૦

તૃણ કુટીર જીરણ જે રહતી, જનમ થકી પણિ દુહલઇ;
તે પુહુઢતી હુઈ સુખ શય્યા, સાત ભૂંમિઇ મહલઇ
॥૫૫॥ માનો૦

જે જીવતી હુતી પરઘરમાં, છાણ પુંજે બહુ કરતી;
હુઈ સેવતી તેહનઇ દાસી, કર સિત ચામર ધરતી
॥૫૬॥ માનો૦

હુઈ ગ્રાસ ચિંતાઇ જે દુખિણી, માંડયા સત્રૂકાર;
તેણીઇ પોખ્યા યાચક સઘલા, વિરચી દીનોદ્ધાર
॥૫૭॥ માનો૦

અશન ઉત્તર જેણીઇ નવિ પામ્યો, પૂગીનો પણિ કટકો;
દીસઇ તસ મુખિ મૃગમદ વાસિત, લાલ તંબોલઇ લટકો
॥૫૮॥ માનો૦

કાંસા ભાજન સાંસા જિમતી, ભાજન માટી વાલઇ;
શાક પાક રસવતિ હુઈ રસતી, સા નવસોવન થાલઇ
॥૫૯॥ માનો૦

સિદ્ધિ બુદ્ધિની દેખી તે રિદ્ધિ, ચિંતઇ મત્સર ધરતી;
એ સંપદ કિહાંથી એ પામી, પૂછું ચાટુ ઉચ્ચરતી
॥૬૦॥ માનો૦

ઇમ ચિંતી સા ગઈ બુદ્ધિ પાસઇ, તેણીઇ આદર દીધો;
પૂછઇ રિદ્ધિ કિહાંથી એ ભગિની, મંત્રરાજ કોઇ સીધો
॥૬૧॥ માનો૦

રાજ પ્રસાદ કંઇ દેવતા તૂઠી, કઇ નિધાન તઇ લાધું;
તુજ ધનથી માહરાં ગયાં દુખડાં, મો મન તોસું બાંધું
॥૬૨॥ માનો૦

તાસ ભાવ અણુલહતી ભાખઇ, બુદ્ધિ મઇ યક્ષ આરાધ્યો;
ચિંતઇ સિદ્ધિ ઉપાય એ લાધ્યો, હુસ્યઇ વિશેષઇ વાધ્યો
॥૬૩॥ માનો૦

સિદ્ધિ તે બુદ્ધિ દેખાડી રીતિ, લોલક યક્ષ આરાધઇ;
દેઉલનાં સોપાન તે ધોલી, રચના બહુવિધ સાધઇ
॥૬૪॥ માનો૦

યખ અંગણિ સાથિયડા પૂરઇ, ભગતિ કરઇ બહુ ભાતિં;
પાણી આણી યખ ન્હવરાવઇ, આલસ ન કરઇ જાતિં
॥૬૫॥ માનો૦

બિલ્વપત્ર તુલસી કરવીરઇ, કુહુડાદિક બહુ ફૂલઇ;
પૂજઇ યક્ષ તે ત્રિહું સંધ્યાઇં, નિજ આનીત અમૂલઇ
॥૬૬॥ માનો૦

એક ભક્ત ઉપવાસાદિક પર રહઇ, નિતિ સા યષ ઠામઇં;
તૂઠા યક્ષ પ્રતિ તે માગઇ બિમણું જે બુદ્ધિ પામઇં
॥૬૭॥ માનો૦

ભલું કહી બોલક યષ પુહુતા, સિદ્ધિ બુદ્ધિથી વાધી;
બુદ્ધિ પણિ બિમણો આરાધ્યો, સ્પર્ધા ઇમ દૃઢ બાધી
॥૬૮॥ માનો૦

સિદ્ધિ ચિંતઇ જે જે હૂં માગું, બિમણું બુદ્ધિ તે માગઇ;
એહનઇ વિરુઉ હોઇ તે માગું, જુગ લગિ પાડું ઠાગઇ
॥૬૯॥ માનો૦

ઇમ ચિંતી યષ પાંતે માગઇ, કરિ તૂં દગ એક કાણી;
તે તિમ થઈ બિમણું બુદ્ધિ માગઇ, દગ દોઇ તાસ ગમાણી
॥૭૦॥ માનો૦

મનુજ ભોગ પામી અતિ ઇચ્છા, ધરસ્યો તો ઇમ થાસ્યઇ;
સંતોષઇ રહસ્યો તો સ્વામી, સુજસ વિલાસ ગવાસ્યઇ
॥૭૧॥ માનો૦

દૂહા

કંબુ કંઠ જંબૂ વદઇ, 'એ સવિ આલ મ જંપ;
ભવસુખથી હૂં ઊભગો, એક મુકતિની ઘંપ ॥૭૨॥

મોટા મોટી હુંસિ હુઇ, લગઇ નઆણુ અનુકલ;
અંસ ભિત્તિ ગજ કિમ ઘસઇ, અલ્પ ખંધ તરુ મૂલ ॥૭૩॥

હંસ ન ખેલઇ ખાલ જલિં, ગંગા ઝીલણ હાર;
જેણિં ચાખ્યુ પીયૂષ તે, ઇચ્છઇ જલ કિમ ખાર ॥૭૪॥

પૂગઇ ફલ સહકારની, આંબિલિઇં કિમ ઢૂંસિ;
ઢુંબરિ વલિ વરકરની, ઠાહું ભરિઉં હુંસિ ॥૭૫॥

કોડીઇ કિમ કોડિની, મણીની પાહણઇ કેમ;
ઇચ્છા પ્રગઈ ભવસુખઇ, શિવની મુઝ નવિ તેમ ॥૭૬॥

સોજાનું જિમ જાડપણ, વધ્યનું મંડન જેમ;
ભવ ઉનમાદ વિષય વિષમ, ભાસઇ મુજ મન તેમ ॥૭૭॥

મીઠું લાગઇ તેલ તસ, ઘૃત નવિ દીઠું જેણ;
ભવસુખ તિમ રાચઇ ન કો, શિવસુખ સંભરણેણ ॥૭૮॥

દુખથી વિરચઇ જન સકલ, સુખથી વિરચઇ બુદ્ધ;
સુખદુખ સરખાં લેખવઇ, ભવનાં તે મુનિ શુદ્ધ ॥૭૯॥

ઈંત સુરપતિ સુરનર મહિત ઉત તિરયંચ અજાન;
પુણ્ય પાપ ફલ તિહાં નહી, નિશ્ચય ભેદ નિદાન ॥૮૦॥

હય જિમ દેવાણુપ્પિએ, જાતિવંત ગુણવાસ;
ઉતપથ ગામી તિમ ન હું, સુણિ તસ કથા વિલાસ ॥૮૧॥

ઢાલ ૪

[માહરી સહી રે સમાણી એ દેસી]

જિતશત્રુ નામ વસંતપુર રાજા,
હુઉ જગિ જસ ગુણ તાજા રે,
સુણો સજ્જન વાણી,
સેઠ તાસ જિનદાસ સોભાગી,
ધર્મઇ જસ મતિ લાગી રે,
સુણો સજ્જન વાણી ॥૮૨॥
સજ્જન વાણી તે અમિય સમાણી,
પિઉ ગટ ગટ ભવિ પ્રાણી રે ॥૮૩॥ સુ૦
ઇક દિન અશ્વપાલ અશ્વ લાવઇ,
નૃપનઇ સઉવ દિષાવઇ રે,
નૃપ કહઇ એહમા જે ગુણ ધારી,
તે કહો ચિત્તિ વિચારી રે ॥૮૪॥ સુ૦
કહઇ વૃત્ત ખુર મધિ સુબદ્ધો,
જઘ ધુરતર શુદ્ધો રે,
જાનુ જઘ મુખકૃશ કોટિ ઉંચો,
કેસર લઘ પ્રપચો રે ॥૮૫॥ સુ૦
સ્નિગ્ધ રોમ નીસાસ સુગધી,
પચભદ્ર પૃથુ ખધી રે,
દશ આવર્ત્ત શુભઇ સોહતો,
લઘુ શ્રુતિ મનમોહંતો રે ॥૮૬॥ સુ૦

એહ કિશોર સ્વામીની પોષઇ,
લષમી રહિત છઇ દોષઇ રે;
ગુણ જાણી નૃપ પણિ તે અર્ચઇ,
કેસર નીરઇ ચર્ચઇ રે ॥૮૭॥ સુ૦
પુષ્પઇ વસ્રઇ તે પૂજાવઇ,
લવણ ઉતાર કરાવઇ રે;
અશ્વરત્ન રાપો નૃપ જંપઇ,
સેઠિ રત્નનઇ સુંપઇ રે ॥૮૮॥ સુ૦
કર્યો આદેશ પ્રમાણ તે સેઠિં,
તે નવિ કોઇથી હેઠિં રે;
નિજ ઘરિ આણ્યો ગુણનિધિ વાજી,
દીધી વસતિ સુખ તાજી રે ॥૮૯॥ સુ૦
કોમલ વેલુ તિહાં પથરાવઇ,
આણી હરિયાં જવસ ચરાવઇરે;
ધરિ સુખ રજ્જુ અકંટક દેશઇ,
ખેલાવઇ સુનિવેશઇ રે ॥૯૦॥ સુ૦
આપ ન્હાયઇ તબ હય ન્હવરાવઇ,
પાણી સુગંધ અણાવઇ રે;
આપ આરોહીનઇ સરવર જાવઇ,
પ્રતિદિન પાણી પિયાવઇ રે ॥૯૧॥ સુ૦
સરવર ગૃહ અંતર શિવ મંદિર,
એક છઇ જિનવર મંદિર રે;

હય આરૂઢ ત્રિણિ પ્રદક્ષિણ
કરઇ તિહાં મેંડિ વિચક્ષણ રે ॥૯૨॥ સુ૦
તે હયનઇ તેણિ પરિ અભ્યાસઇ,
મીપવઇ મેંડિ વિલાસઇ રે:
વિણુ સુર ઘર જિન મંદિર ઠાઇ,
જિમ અન્યત્ર ન જાઇ રે ॥૯૩॥ સુ૦
જિમ કિશોર વાધઇ તિમ લચ્છી,
નૃપ ઘરિ વાધઇ અચ્છી રે;
તસ પ્રભાવિ સઘલા ગય ગણા,
માનઇ નૃપની આણ રે ॥૯૪॥ સુ૦
એવા ઉભગા નૃપ તે ચિંતઇ,
અમ્હે જીત્યા હય તંતઇ રે;
હરવો કહઇ હણવો એ મંત્રી,
કહઇ ઇક સામંત મંત્રી રે ॥૯૫॥ સુ૦
હૂં ઉપાય કરું સ્યો છઇ દોહિલો;
સામંત કહઇ જા વહલો રે:
જિન મુનિ વંદઇ વસંતપુરિ આઇ,
હુઓ તે શ્રાવક ભાથી રે ॥૯૬॥ સુ૦
દેહરાસર જિનદાસનુ વંદઇ,
શ્રાવક વંદી આનંદઇ રે;
સાહમી ભગતિ મેંડિ તે પૃછઇ,
કિહાંથી આવ્યા સ્યૂં છઇ રે ॥૯૭॥ સુ૦

તે કહઇ હું છું ભવવઇરાગી,
ગૃહસુખ છોડું ત્યાગી રે;
તીર્થયાત્રા કરી મન ઉલ્લાસઇ,
વ્રત લિઉં સદ્ગુરુ પાસઇ રે ॥૯૮॥ સુ૦

કહઇ જિનદાસ થયુ એ વારૂ,
સાહમી મિલિયા તારૂ રે;
ધર્મ ગોઠિ સુખ આપણ લહસ્યું,
મરણઇ ભીલઇ રહસ્યું રે ॥૯૯॥ સુ૦

વારૂ કહઇ તે તિણિ ન્હવરાવ્યો,
એહિં બંધ પરિ ભાવ્યો રે;
કસ્તૂરી પંકઇ કચ અર્ચઇ,
અંગિં ચંદન ચર્ચઇ રે ॥૧૦૦॥ સુ૦

ધર્મબુદ્ધિ કસ્તૂરી વાસઇ,
વસ્ત્ર પહરાવીઉ પાસઇ રે;
હંસ રોમાસનિ તે બઇસાવઇ,
રસવતી વિવિધ જિમાવઇ રે ॥૧૦૧॥ સુ૦

ભોજન કરી તે શ્રાવક દંભી,
ધર્મકથા આરંભી રે;
મન જિનદાસ તણો રીઝાવઇ,
કપટ પાર કુણ પાવઇ રે ॥૧૦૨॥ સુ૦

એહવઇ એક સગો તિહાં આવઇ,
કહેઇ શુભ મહ પ્રસ્તાવઇ રે;

અહોરાત્ર મુજ ઘરિ તુમ્હે રહવું,
કાલિ ન પાછું કહવું રે ॥૧૦૩॥ સુ૦
હા કહી તેણઇ સ્વજન શ્રાદ્ધ વિસર્જિઉ,
કપટ શ્રાવક આવર્જિઉ રે;
કાલિ તુમ્હે હુયો ઘર રખવાલા,
નહી છો અંતરવાલા રે ॥૧૦૪॥ સુ૦
તિણિ તિમ માન્યઇ ગયો જિણદાસો,
જિહાં થાઈ છઇ ઉત્સવ પાસો રે;
લેઈ અશ્વ રજનીઈ નાઠો,
શ્રાવક કપટઇ કાઠો રે ॥૧૦૫॥ સુ૦
સરજાઇ ચૈત્ય પ્રદક્ષિણ દેઈ,
હય નવિ માર ગણેઈ રે;
સ રથી ફરતો ચૈત્યઇ આવઇ,
તિહાંથી ઘર ભણી ધાવઇ રે ॥૧૦૬॥ સુ૦
ઇમ કરતાં સવિ રાત્રિ વિહાણી,
નાઠો દુષ્ટ અન્નાણી રે;
પ્રાત આવત જિનદાસ સુણેઈ,
હય નિશિ કષ્ટ સહેઇ રે ॥૧૦૭॥ સુ૦
હય દીઠો નઇ ધર્મઇ ધગ્યો,
હર્ષ વિષાદઇ તે ભગ્યો રે;
આલિંગઇ હય હિત ઉલ્લેખઇ,
રાખઇ વયથી વિશેષઇ રે ॥૧૦૮॥

પ્રેર્યો જે ઉનમાર્ગ ન જાઇ,
તે અતિ વાન્હો થાઇ રે;
સેવનીક હુંણિ મેહિં નઇ વાજી,
સુજસ સુમાર્ગ સમાજી રે ॥૧૦૯॥ સુ૦

દૂહા

જંબુ કહઇ તે અશ્વ પરિ, હું નહી ઉતપથ ત્યાગ;
દીઠો માર્ગ ન છાડસ્યુ, જે શિવસુખ દાતાગ ॥૧૧૦॥

દીઠાથી નિર્વેદ જે, તે અશુભ મતિ દિઠ્ઠ,
યોગદષ્ટિ જે દેખિઇ, તે અનુભવ રસ મિઠ ॥૧૧૧॥

સજ્જન સીષઇ દિઠ જે, લહી અવંચક યોગ,
તેહજ દિઠ પ્રમાણ છઇ, અવર વિપર્યય ભોગ ॥૧૧૨॥

મઇ તો સદગુરુથી લહિઉં, અંજન આતમ નાણ,
દીઠો મારગ કિમ કરુ, અણ દીઠઇ પ્રયાણ ॥૧૧૩॥

ઢાલ ૫

[છોટી છોટી તૂતિયા રે, લાલા સીંગ સરખા સાત રે,
કોઈ અમર ભમર લટકાલો ભોગી,
ભરરહદો હિંડાડો આછો લાગઇ—એ દેસી]

કનકશ્રી વાણી વદઇ રે લાલા,
મુજ મન તુજ શુણુ લીન રે;
કાઇ સયણુ નયણુ લટકાલા,
ભોગી ભમન તેગી યુવાની નીકી લાગઇ;

નીકી લાગઇ રે કેસરિયા રસ જાગઇ,
રસ જાગઇ રે મોહનિઆ દુખ ભાગઇ;
ભોગી ભમરા મન મ ધરો તુમ્હે ઊગ્સ્યુ રે,
અમ્હે છૂં ચરણ અધીન રે;
કાંઇ સયણ નયણ લટકાલાં ॥૧૧૪॥

ભોગ લહ્યા ભલા ભોગવો રે લાલા,
યૌવન લહરિં જાઇ રે કાંઇ
ચૂકઇ નર અવસર બન્યઇ રે લાલા,
કુણનઇ અણુપિ ન થાઇ રે કાંઇ૦ ॥૧૧૫॥

આવ્યુ તે નવિ છાંડસ્યો રે લાલા,
કરસ્યો જાણ્યુ આપ રે, કાંઇ૦
ગ્રામકૂટ સુતની પરિં રે લાલા,
તો પડસ્યો સંતાપ રે, કાંઇ૦ ॥૧૧૬॥

ગ્રામકૂટ સુત ઇક હુઓ રે લાલા,
તાત રહિત દુખવંત રે, કાંઇ૦
રોદની માતા તસ કહઇ રે લાલા,
તૂં ન્યુ રહઇ નિશ્ચિંત રે, કાંઇ૦ ॥૧૧૭॥

વ્યવસાયઇ તાહરો પિતા રે લાલ,
કરતો ઘરની સાર રે, કાંઇ૦
મુજ દારિદ્રયઇ ઉદર ભરઇ રે લાલા,
તુજ તો નહીં વ્યાપાર રે, કાંઇ૦ ॥૧૧૮॥

તે કહઇ અતિ ઉદ્યમ કરું રે લાલા,
તાત પરિં હવઇ માત રે, કાંઇ૦
સ્યુ અસાધ્ય છઇ પુરુષનઇ રે લાલા,
જે ઉદ્યમ અવદાત રે, કાંઇ૦ ॥૧૧૯॥

ગ્રામ સભામાંહિં એકદા રે લાલા,
બઇઠો તે દેપંત રે, કાંઇ૦
ભામહ ખર નાસી ગયો રે લાલા,
ત્રોડી બંધન તંત રે; કાંઇ૦ ॥૧૨૦॥

ભામહ નવિઅ ઝાલી સકઇ રે લાલા,
કહઇ કોઇ આવે લોક રે; કાંઇ૦
ગ્રામકૂટ સુત તિહાં ગયો રે લાલા,
જાણ્યુ પામિસિ રોક રે; કાંઇ૦ ॥૧૨૧॥

ફલ જિમ બીંટઇ ઝાલિયું રે લાલા,
તિમ તેણિ ઝાલ્યો પુચ્છિ રે; કાંઇ૦
જન વાર્યો પણિ નવિ રહઇ રે લાલા,
ખર લાતિં પડ્યો પુઠિ રે; કાંઇ૦ ॥૧૨૨॥

તિમ જો પિઉ હઠ નવિ ત્યજો રે લાલા,
ફલ લહસ્યો તે રીતિ રે, કાંઇ૦
સજ્જન બોલ જો માનસ્યો રે લાલા,
લહસ્યો સુજસ પ્રતીતિ રે, કાંઇ૦ ॥૧૨૩॥

દૂહા

હસિત પ્રભા ધવલિત દિસા ભાગ કહઇ તવ જંબુ;
હૂં નિજ કારય સજ્જ છું, રાષી જાણું અંબુ ॥૧૨૪॥

ચૌદ જાણુઇ તેહનઇ ચ્યારનું, કહવું ભોળી કુંણ;
જેહનઇ નિજ મન સાષિઉં, સ્યા જોવા તસ સુંણ ॥૧૨૫॥

હૂં નિજ કારય સજ્જ છું, વંછું છું ઇક સુખ;
સોલ્લક પરિ નિજ કારયઇ, ગહિલો પામઇ દુખ ॥૧૨૬॥

ઢાલ ૬

[સ્વામી સીમંધર વીનતી એ દેસી]

ભુકિત પાલનઇ પ્રિય એકનઈ, ઘોડી છઇ પુત્રિકા પ્રાય રે;
તે દિઇ સોલ્લક પુરુષનઇ, સારસંભાલ જિમ થાઇ રે
॥૧૨૭॥

સાંભલો વચન જંબૂ કહઇ, મન દહઇ અશુભ કૃતકર્મ રે
નર સહઇ વંચના ફ્લ સવે, નવિ લહઇ જેહ શ્રુતમર્મ રે
॥૧૨૮॥ સાંભલો૦

મીઠડું મીઠડું ભોજ્ય જે, ઘોડીનઇ થોડું તે દેઇ રે;
આપ સંવિ ષાઇ ખીજું તિણુઇં, કરમ અભિયોગ અરજેઈ રે
॥૧૨૯॥ સાંભલો૦

વંચના કર્મથી તે મિરી, ક્રિયિ તિર્યંચ ગતિ યંત્ર રે;
ક્ષિતિપ્રતિષ્ઠઇ હુઊ બંભણો, સોમશ્રી સોમદત્ત પુત્ર રે
॥૧૩૦॥ સાંભલો૦

અવંતી પણિ બહુ ભવ ભમી, તેહ જ નગરિં હુંઈ વેસ રે;
પુત્રિકા કામ પતાકિકા, વેસની સુભગ સન્નિવેશ રે
॥૧૩૧॥ સાંભલે૦

માતપિતાઇ બહુ લાલિઉ, બહુઃ હુઉ યોવનવંત રે;
પુત્રિકા પણિ તે ગણિકા તણી, યૌવનઇ સુભગ અત્યંત રે
॥૧૩૨॥ સાંભલે૦

યૌવન રૂપનું તેહનઇ, ભૂષ્ય ભૂષણપણુ તુલ્ય રે;
સ્મિત સુભગતાંઇ વિધુચ્છવિ હમી, અનુપમ વદન અમૂલ્ય રે
॥૧૩૩॥ સાંભલે૦

ઉરવસી જાસ રૂપઇ હમી, મનિ વમી ગતિ તિસી નિવ રે;
લાછિ પણિ લાજતી રડવડી, પડવડી તે ઘડી દિવ રે
॥૧૩૪॥ સાંભલે૦

મદન ગુણ ઊરડી ગોરડી, ચોગ્ડી તરુણ મન તેહ રે;
કામી પગ બંધન દોરડી, લવણિમાલિંગિત દેહ રે
॥૧૩૫॥ સાંભલે૦

ગામના તરુણ જન તેહના, હુઆ તે આસક્ત ધનવંત રે;
માલતી જિમ ભમરા નવિ ત્યજઇ, તેહનું પાસ સેવંત રે
॥૧૩૬॥ સાંભલે૦

તેહ પણિ દ્વિજ તનય તેહનું, નવિ ત્યજઇ રાગ વશ દ્વાર રે;
શુનક પરિ તે રહઇ તિહાં, સદા સર્વહર કામ નિર્ધાર રે
॥૧૩૭॥ સાંભલે૦

નૃપ સચિવ ઇભ્ય સુત પ્રમુખસ્યું, ખેલતી નવિ ગણઇ તેહ રે;
તો હિ પણિ તે રહિઓ જીવતો, નિરખતો તાસ ઘુતિ દેહ રે
॥૧૩૮॥ સાંભલો૦

તેહ નિર્ધન ભણી નવિ દિઇ, નજરિ ગણિકા સુતા સાર રે;
તોઇ કરઇ ચાકરી આકરી, ચિત્તિ પીડઇ સબલ માર રે
॥૧૩૯॥ સાંભલો૦

તાસ જલભરણ, કણપેષણું, કીધ સારથ્ય, કૃષિકર્મ રે;
ભૂખ, તૃષ, શીત, આતપ ખમ્યા, તાડના તર્જના મર્મ રે
॥૧૪૦॥ સાંભલો૦

તિમ તુમ્હે છો વછેરી ખરી, કિમ કરી કોઇ ધરો ચિત્ત રે;
કર્મ અભિયોગ હું કિમ કરું, સુજસ સુખ વંછતો નિત્તિ રે
॥૧૪૧॥ સાંભલો૦

દૂહા

કમલવતી વલતું કહઇ, સુણિ કમલાનન નાહ;
તૂં માસાહસ પંખિ પરિ, સાહસ મકરિ ઉછાહ ॥૧૪૨॥

મોટઇ સાર્થિ ચાલિઓ, દેશંતર નર એક;
ઇક અટવી વચિ ઉતર્યો, સાથ આવાસ વિવેક ॥૧૪૩॥

તૃણ કાષ્ઠાદિક આણવા, નર એકલો તે જાઇ;
સૂતો દીઠો વાઘ તિણિ, વન ગહ્વર ગહરાઇ ॥૧૪૪॥

ઇક પંખી તસ દંતગત, લેઈ માંસના ખંડ;
'મા સાહસ' ઇમ બોલતો, તરુઅર ચટઇ ઉદ્દંડ ॥૧૪૫॥

બોલઇ 'મા સાહસ' સુખિ, ષાઇ વાઘમુખ મંસ;
કહણી કરણી એ કિસી, બોલ્યો નર અવતંસ ॥૧૪૬॥

તિમ તુમ્હે ભવસુખ છાંડતા, ઇચ્છા ધરત અદિઠ;
તપ રસિઆ તેહવા સહી, સુજસ બોલ સુણ મિઠ્ઠ ॥૧૪૭॥

ઢાલ ૭

[સુરતિ મંડન પાસ જિણિંદા એ દેસી]

જંબુ કહઇ તુમ્હ વયણિ ન મૂંઝું,
ભાવશત્રુ સાહમો હુઇ ઝૂઝું;
સાંભલો મોરી મીઠડી વાણી,
લાગસ્યઇ રસ અમિય સમાણી;
ત્રણ મિત્રની જાણી મઇ વાત,
ન કરું કદિઇ સ્વારથ ઘાત ॥૧૪૮॥ સાંભલો૦

ક્ષિતિ પ્રતિષ્ઠ નગરઇ હુઓ રાય,
જિતશત્રુ જગિ જસ સુગુણ ગવાઇ;
તાસ પુરોહિત સવિ અધિકારી,
સોમદત્ત નામઇ સુવિચારી ॥૧૪૯॥ સાંભલો૦

નિત્યમિત્ર તેહનો હુઓ એક,
ખાનપાનાદિક મિલિત વિવેક;
પર્વનમિત્ર બીજો તે કહીજઇ,
ઉત્સવ આવ્યઇ જે માનીજઇ ॥૧૫૦॥ સાંભલો૦

ત્રીજો પ્રણામમિત્ર હુઉ તાસ,
  દર્શન આલાપઇ જ વિશ્વાસ;
ઇક દિન રૂઠો તેહનઇ ભૂપ,
  લહિ અપરાધ હુઉ યમરૂપ ॥૧૫૧॥ સાંભલો૦

નૃપ આશય જાણી તે જાઇ,
  રાતિ નિત્યમિત્ર ઘરિ ઠાઇ;
કહઇ દીન હુઇ રાજા રૂઠો,
  તુજ ઘરથી કિહાં જાઉં અપૂઠો ॥૧૫૨॥ સાંભલો૦

છાનો મુજ ઘરિ રાખી વિચાલઇ,
  મિત્ર પરીક્ષા આપત કાલિ;
અવસર પામિઇ જે કામિ ન આવઇ,
  મિત્રાઈ કુણુ મૂલિ વિકાવઇ ॥૧૫૩॥ સાંભલો૦

નિત્યમિત્ર કહઇ મૈત્રી નાઠી,
  રાજભયઇ તે ન રહી કાઠી;
એક કાજિ કુણ કુટુંબ વિણાસઇ,
  બલતી ગાડર નાણું પાસઇ ॥૧૫૪॥ સાંભલો૦

ઇકખુ ફૂલ જિમ વિફલ વખાણો,
  રાજભયઇ મૈત્રી તિમ જાણો;
ફલ મૈત્રીનું સ્વારથ સિદ્ધી,
  ફોક કરઇ તે કવણ કુબુદ્ધી ॥૧૫૫॥ સાંભલો૦

ઇમ કહિ નિત્યમિત્ર અપમાન્યો,
  પર્વમિત્ર ઘરિ ગયો તે છાનો;

રાજકોપનો કહિઓ રે ઉદંત,
  જાણેવા તસ આશય તંત ॥૧૫૬॥ સાંભલો૦
પર્વમિત્ર નીરણિઓ થાવા,
  દાખઇ સેવાભાવ તે ચાવા;
કહઇ તુમ્હે પર્વ અનેક અછેહઇ,
  વેચાતો લીધો હૂં નેહઇ ॥૧૫૭॥ સાંભલો૦
જો હું તાહરું વ્યસન ન ભાજું,
  તો અકુલીનપણઇ જગિ લાજું;
પણિ તુજ કાજિ સુજ દુખ સહતાં,
  ઘર કુટુંબ સવિ જાઇ વહતાં ॥૧૫૮॥ સાંભલો૦
પ્યારો તૂં નઇ કુટુંબ પણિ પ્યારું,
  દ્વિધા ચિત્ત હું કેમ નિવારું;
ઇહાં વ્યાઘ્ર ઇહાં મોટી પાઇ,
  સંકટ આવિ પડિઓ એ ભાઇ ॥૧૫૯॥ સાંભલો૦
હૂં છું સકીટ પલાશની રીતિ,
  રૂંધ્યો બાલ કુટુંબક પ્રીતિ
તેહનઇ અનુકંપા પરિણામઇ
  સ્વાસ્તિ હુયા જાઓ બીજઇ ઠામિં; ॥૧૬૦॥ સાંભલો૦
નિરાકરિઓ ઇમ તેણિ સતકારઇ,
  ચિંતઇ સોમદત્ત ચિત્ત મઝારઇ;
કર સહસ્ર અવલંબન થાવઇ,
  રવિનઇ અસ્તદશા જબ આવઇ ॥૧૬૧॥ સાંભલો૦

સંકટ આવ્યઇ રાહુનઇ ગ્રાસઇ
કલા સકલ વિધુ કેમ્હી નાસઇ;
વિદ્યાવૃંદઇ નવિ ઉગાર્યો,
દુરદૈવઇ દશ મસ્તક હાર્યો ॥૧૬૨॥ સાંભલો૦

જે બિહુનઇ ઉપકાર મઇ કીધો,
તેહોનો તો પરિણામ એ લીધો;
ઇક પદ એક ન સાથઇ આવ્યો,
બીજઇ ચત્વરતાંઇ વોળાવ્યો ॥૧૬૩॥ સાંભલો૦

હવઇ કહો કુણનઇ પાસઇ જાસ્યુ,
અતિથિ પ્રણામમિત્રના થાસ્યુ;
વચન માત્રના હુતા રે વિલાસા,
તેહની પણિ સી સબલી આસા ॥૧૬૪॥ સાંભલો૦

અથવા એ સી સુજનઇ ચિંતા,
તે પણિ મિત્ર લગારિક હુંતાઃ
કોઇ નઇ કોઇથી હોઇ ઉપકાર,
તેહનો પણિ જોઉં કવણ પ્રકાર ॥૧૬૫॥ સાંભલો૦

આવ્યો સોમદત્ત ઇમ ચિંતી,
ઘરિ પ્રણામમિત્રનઇ નિભરંતી;
ઉઠયો કૃતઅંજલિ તે પૂછઇ,
સ્વાગત કહો કારણ મુજ સ્યૂં છઇ ॥૧૬૬॥ સાંભલો૦

કહઇ પુરોહિત ગજવૃત્તાંત;
છાંડું સીમ સાહય કરી તંત;

મીઠડા બોલનો હું છું રિણિઉ,
કરું સહાય્ય કહઇ તે ગુણિઉ ॥૧૬૭॥ સાંભલો૦
સંતનઇ સપ્તપદી હુઇ મિત્રી,
કરુ હવઇ હૂં તેહ પવિત્રી;
પૂંઠિ રયો છું હૂં છું મત બીહે,
વિરુઉ ન થાવા દિઉં કોઈ દીહે ॥૧૬૮॥ સાંભલો૦
પુટઇ બાંધી બાણનો ભાથો,
ચાપ અધિજય કરી ચલ્યો સાથો;
પ્રણામમિત્ર પુરોહિત કેડઇ,
રહતો સઘલાં વિઘન વિહેડઇ ॥૧૬૯॥ સાંભલો૦
તે સાથિ ગયો ઇચ્છિત ઠામઇ,
સોમદત્ત તિહાં બહુ સુખ પામઇ;
ઇહાં ઉપનય ભાષઇ ભગવંત,
સોમદત્ત તે જીવજ તંત ॥૧૭૦॥ સાંભલો૦
નિત્યમિત્ર તે દેહ કહાવઇ,
નિતિ પાલ્યો પણિ સાથિ નાવઇ;
પર્વમિત્ર તે બંધવ મિલિયા,
સ્મશાન ચત્વર જઈ પાછા વલિયા ॥૧૭૧॥ સાંભલો૦
પ્રણામમિત્ર સરપો ઇક ધર્મ,
સાથિં આવઇ નઇ આપઇ શર્મ;
દાખિણિ પણિ કીધો તે મીઠો,
સુજસ વિલાસ કરંતો દીઠો ॥૧૭૨॥ સાંભલો૦

દૂહા

તિણિ કારણિ પરલોક હિત, ધર્મ ન છંડુ જાણ;
નવિ મંડું રતિ વિષયસ્યું, ધર્મ તે ત્રિભુવન ત્રાણ ॥૧૭૩॥

વિશ્વાધાર વસુંધરા, રહઇ જેહનઇ આધારિ;
નિરાલંબ આધાર વિણ, ધર્મ તે હિત નિરધારિ ॥૧૭૪॥

ત્રીછો અગનિ ન જે બલઇ, ઉરધ વાય ન વાય;
ધાવા પૃથિવી નવિ પતઇ, તે સવિ ધર્મ ઉપાય ॥૧૭૫॥

જલધિ મહી રેલઇ નહી, આસાસઇ જે મેહ;
તે પ્રભાવ સવિ ધર્મનો, જાણો અતુલ અછેહ ॥૧૭૬॥

ઉગઇ સૂરય ચન્દ્રમા, કરઇ વિશ્વ ઉપકાર;
ઋતુ ગતિ જગ થિતિ જે ચલઇ, ધર્મ નિયોગ તે સાર ॥૧૭૭॥

પડતો રાષઇ તાત પરિ, અખઇ મિત્ર પરિ મગ્ગ;
પોષઇ નિજ માતા પરિં, ધર્મ તે અચલ અભગ્ગ ॥૧૭૮॥

चतुर्थोऽधिकारः ।

## પાંચમો અધિકાર

### દૂહા

આગઇ હવઇ મુણિઇ કથા, પૂરણ તે દિઇ પ્રેમ;
અરધ કથા તો મન દહઇ, અરધ દગધ નય જેમ ॥૧॥

મુગધા પ્રૌઢા પરિ હુઇ, અથવા સવિ સુવિલાસ;
હૃદયંગમ પતિ સમ મિલઇ, જો કવિ ઉચિત અભ્યાસ ॥૨॥

તર્કિવિષમ પણિ સુકવિનું વયણ, સાહિત્યઇ સુકુમાર;
અરિ ગજ ગંજન પણિ દયિત, નારી મૃદુ ઉપચાર ॥૩॥

કરઇ સુકવિ પદયોજના, તે વાણી વ્યાપાર;
શોભા તેહનઇ હાથિ છઇ, તે મોટો આધાર ॥૪॥

### ઢાલ ૧

[ધણરા ઢોલા એ દેસી]

હવઇ જયમિગિ વાણી વદઇ રે.
        સુણિ પિઉ માયઇ સિદ્ધિ, ગુણરા ગ્નાતા;
નાગશ્રી પરિ સ્યૂં કહઇ રે,
        કૂટ કથા અપ્રસિદ્ધ, રંગરા રાતા.
આવો આવો રે સુગુણ સંગ કીજઇ;
        નરભવનો તે લાહો લીજઇ;
        પ્રેમપ્યાલા ગટગટ પીજઇ;

દુખદોહગ દૂર ગમીજઇ;
યોવન સમય છઇ જોર, ગુણરા જ્ઞાતા ॥૫॥

પુર રમણીય તણો ધણી રે, હુઉ કથાપ્રિય ભૂપ; ગુણરા૦
વારઇ વારઇ તે કથા સુણઇ રે, નાગર મુખથી અનૂપ; રંગરા૦ ॥૬॥

તે પુરિ એક દરિદ્રી હુઉ રે, કણ આજીવી વિપ્ર; ગુણરા૦
તેહ નિરક્ષર મુરખનો રે, વારો આવ્યો ક્ષિપ્ર; રંગરા૦ ॥૭॥

શ્રી તેહનઇ કહવી કથા રે, જીભ ખલાઇ નામિ; ગુણરા૦
તે ચિંતઇ મુજ સ્યું હુસ્યઇ રે, રખે દિઇ કારા ઠામિ; રંગરા૦ ॥૮॥

બેટી પૂછઇ કુંઆરડી રે, દેખી ચિંતા ગ્લાન; ગુણરા૦
હેતુ કહ્યો તવ સા કહઇ રે, જાઉં હૂં તુજ ઠાન; રંગરા૦ ॥૯॥

ન્હાઈ તે ગઈ નૃપ કન્હઇ રે, પહરી ધોલાં ચીર; ગુણરા૦
આશીસ દેઈ કહઇ કથા રે, સુણિઇ સાહસ ધીર; રંગરા૦॥૧૦॥

તેહની તેહવી અક્ષોભતા રે, વિસ્મિત રાજા દેખિ; ગુણરા૦
કાંન માંડઇ સુણવા કથા રે, બીજી વાત ઉવેખિ; રંગરા૦॥૧૧॥

તે માંડઇ કહવી કથા રે, એહ જ પુરિ છઇ એક; ગુણરા૦
નાગશર્મા અગ્નિહોત્રિઉ રે, ધરઇ કણ ભિક્ષા ટેક; રંગરા૦॥૧૨॥

સોમશ્રી તેહની પ્રિયા રે, તેહની પુત્રી હૂં એહ; ગુણરા૦
નાગશ્રી નામઇ ભલી રે, પામી યૌવન સસનેહ; રંગરા૦॥૧૩॥

હૂં ઇક ચટ્ટ દ્વિજ પુત્રનઇ રે, દીધી માતપિતાઇ; ગુણરા૦
મુંકી ગયાં ઘરિ એકલી રે, પામી પ્રયોજન કાંઇ; રંગરા૦॥૧૪॥

એહવઇં તે દ્વિજસુત આવિઉ રે, એકાકિણિ મુજ ગેહ; ગુણરા૦
સામગ્રી અણ પુહુચતઇ રે, સાચવવું તે નેહિ; રંગરા૦॥૧૫॥

સ્નાન અશન વિધિ સાચવી રે, દીધી પાટ તે એક; ગુણરા૦
સર્વસ્વ જ ઘરનુ હૂઉં રે, કીધો ઉચિત વિવેક; રંગરા૦॥૧૬॥

ભૂંઇ સૂઈ કિમ સકું રે, ફિરઇ બહુલી જિહાં સાપ; ગુણરા૦
એક શય્યાઇ સતી થિરમના રે, તેહનઇ હુઉ સ્મરવ્યાપ; રંગરા૦॥૧૭॥

વિષય નિશેધઇ લાજથી રે, ક્ષોભથી મુઉ દ્વિજ તેહ; ગુણરા૦
શૂલ રોગઇ મઇ ચીંતવ્યુ રે, મુજ દોષઇ મુઉ એહ; રંગરા૦॥૧૮॥

કહું વાત કુણ આગલિ રે, કરસ્યઇ કવણ ઉપાય; ગુણરા૦
ખંડ કરી ઘાલ્યો ખાડમાં રે, તિમ કરિઉ જિમ ન જણાઇ; રંગરા૦॥૧૯॥

ધૂપ પુષ્પની વાસના રે, દીધી મહી મહકાઇ; ગુણરા૦
માતપિતા પણિ આવિયાં રે, સહૂનઇ ઠામ સુહાઇ; રંગરા૦॥૨૦॥

રાજા પૂછઇ કુમારિકા રે, કહિઉ તે જાૂઠ કઇ સાચ; ગુણરા૦
સા કહઇ જિમ સઘલી કથા રે, સાંભલો તિમ એ નાચ; રંગરા૦॥૨૧॥

ઇમ નૃપનઇ વિસ્મય કરિઉ રે, નાગશ્રીઇં કહી વાત; ગુણરા૦
ભોલવો પિઉ તુમ્હે અમ્હ તથા રે, સુજસ કહી અવદાત; રંગરા૦॥૨૨॥

દૂહા

જંબુ કહઇ સુણો સવિ પ્રિયા, ન છું વિષય રસલીન
જિમ લલિતાંગ કુમર હુઉ, ભવસાયર જલ મીન ॥૨૩॥

ચોપઈ

નગર વસંતપુર છઇ અતિ વડું, આખંડલ પુર હુઇ તેવડું;
આણાઇ વજ્રાયુધ જિસ્યો, ભૂપ શતાયુધ નય ઉલ્લસ્યો
॥૨૪॥

લલિતાદેવી લલિતાકાર, તેહની હુઈ સુંદર શૃંગાર;
કામધામ લીલા ઉદ્દામ, સકલ કલા કેરો વિશ્રામ
॥૨૫॥

સહસ નેત્રનું પણિ મન હરઇ, નેત્ર ત્રિભાગ પ્રસાદ જુ કરઇ;
કલા ચોસઠિ તસ અંગિ વસઇ, ચ્યાર ચંદ સેવઇ તે મિસઇ
॥૨૬॥

મત્ત વારણઇ ચઢિ અન્યદા, નયન વિનોદ કરેવા મુદા;
દેખઇ હેઠિ સંચરતો લોક, દીઠો એક યુવાન અશોક
॥૨૭॥

ધમ્મિલ્લઇ મસ્તક દ્રિક ધાર, મૃગમદ પંકિલ મુંછિ ઉદાર;
જાણે મદ ઝરતો હાથિણિ, લીલાઇ ધનપતિ સાથિણિ
॥૨૮॥

વૃષભ ખંધ ઉર વિકટ વિશાલ, ચરણ પાણિ પંકજ સુકુમાલ;
ગ્રીવા કર ચરણે વિન્યસ્ત, કંચન ભૂષણ અતિહિ પ્રશસ્ત
॥૨૯॥

નવ કર્પૂર સહિત તંબોલ, અરુણિત મુખ સૌરભ રંગરોલ;
ભાલતિલક માનું મદન પતાક, અંગરાગ છલ લવણિમ પાક
॥૩૦॥

ધૂપાયિત અંશુક આમોદ, મેદુર મારગ વિહિત વિનોદ;
પ્રથમ અનંગ અદશ્ય નીમડ્યો, શ્રીસુત મનુ બીજો વિધિ ઘડિઓ
॥૩૧॥

શંકર ભાલ હુતાશનિ કાય, સ્મર હોમઇ તિણિ એ ભવ થાઇ;
ઐ ઐ નવિ ઉપમા સંભવઇ, તે દેપી લલિતા ચિંતવઇ
॥૩૨॥

તબ તેહનઇ સ્મર શાસન પાઠ, સાત્વિક ભાવ પ્રકટ હુઆ આઠ;
જાણઇ દિઉં આલિંગન ઘણું, નારી જનમ સફલ તો ગણું
॥૩૩॥

સહસ સંદેસો લાખઇ લેખ, પ્રેમ સંભાષણ કોડિ વિશેષ;
નિર્ભર આલિંગન તે અમૂલ, જાણિઇ જેહવું સુરતરુ ફૂલ
॥૩૪॥

પંખિણિ હોઉં તો ઉડી મિલું, સ્વયં દૂતી હુઈ હેજિં હિલું;
સરજી હુતી જો મુક્તામાલ, લાગી કંઠ રહત સુકુમાલ
॥૩૫॥

વેદ જડા વિધિ સ્યુ પાંતરઇ, સુભગ કિસ્યું રાષઇ આંતરઇ;
જોડઇ સુજોડું જો કરતાર, વિસારું તો નવિ ઉપકાર
॥૩૬॥

કાયા શુભ છાયા તો રહઇ, રાગસુ જોડઇ જો ગહગહઇ;
ચંદા વિણુ નિસ હુઇ સામલી, નિસ વિણુ વિદ્યુતનું રુચિ ગ્રામલી
॥૩૭॥

ચતુર ચેટિકા જાણુઇ ભાવ, કહઇ સ્વામિનિ એ ઉચિત બનાવ;
એહ તરુણ સ્યુ તુજ ચિત રમઇ, ચન્દ્ર કુમુદિની પરિ તે ગમઇ ॥૩૮॥

ઘન દેષીનઇ નાચઇ મોર, દેષી આનંદઇ ચંદ ચકોર;
ચતુર દેષી ચતુરા ઉલ્લસઇ, નિજ સ્વભાવથી કહો કુણ ષસઇ ॥૩૯॥

લલિતા કહઇ તુજ છઇ મન જ્ઞાન, તો જીવું જો એ મિલઇ યુવાન;
મન હરિ લીધું સૂની કરી, કરિનઇ ખબરિ એહની તૂં ખરી ॥૪૦॥

કુણ એ કુણનો સુત કિહાં રહઇ, માહરુ રિદય મદન અતિ દહઇ
મેલવી એહનઇ તાપ ગમાવિ, પહલાં ખબરિ સકલ જઇ લ્યાવિ ॥૪૧॥

ખબરિ લેઇ આવી ચેટિકા, વિનવઇ ધૈરયની પેઠિકા;
એહજ નગરનો વાસી એહ, નામઇ છઇ લલિતાંગ સુદેહ ॥૪૨॥

સાર્થવાહ સમુદ્રપ્રિય નામ, તેહનો સુત ગુણગણ અભિરામ;
બહુતરિ કલા એ ભણિઉ કુલીન, તરુણ સુકામિ તુજ મન લીન ॥૪૩॥

ઇહાં લીનુ મુજ મન સોહિઇ, હાર શ્રેણિ જિમ તરુણી હિયઇ;
હેમમુદ્રિકા રતનઇ જડી, તસ જોગિં સોહિ મિ પડવડી ॥૪૪॥

નારી માંહિ તૂં ગુણવંત, પુરુષ સોભાગી તે અત્યંત;
બિહુ સંયોગ કહઇ તો કરું, સા કહઇ વચન કરો નિજ ખરું ॥૪૫॥

ઇમ કહિ રાણી દિઇ કરિ લેખ, પ્રેમઅંકુર અંભોદ વિશેષ;
શ્લોક લિખ્યો તેહમાં છઇ એક, જેહથી જાગઇ મનમથ ટેક ॥૪૬॥

દાસી તે દિઇ લલિતાંગનઇ, કહઇ મુખ વાચિક બઇસી કન્હઇ;
ચટુ ઉપચાર થયો તે પુસી, વાંચઇ લેખ રિદય ઉલ્લસી ॥૪૭॥

यदा दृष्टोऽसि सुभग तदाद्यपि वराक्यहम्।
पश्यामि त्वन्मयं सर्वं योगेनानुगृहाण माम्॥४८॥

વાંચી શ્લોક તે ચેટી પ્રતિં, કહઇ મુઝ મત છઇ તેહનઇ ભતઇ;
પણિ કિહાં સા અંતેઉર વાસ, વણિગ્ માત્ર હું કિહાં વડ આસ ॥૪૯॥

મેરુ શિખરિ છઇ જે સુરલતા, તે ફરસઇ કુણ ભૂમિ છતા;
ઇમ મઇ નૃપરમણીનો ભોગ, કિમ પામીજઇ શુભ સંયોગ ॥૫૦॥

હૂંસિ કરે હિયડા તેહવી, જે પરિ હુઇ ધૃતિ રતિ નવનવી;
જે દુરલભ જન દૂર ચંદેસ, તેહ તેહનો આપ કિલેસ ॥૫૧॥

ચન્દ્ર મંડલિ છઇ સારી સુધા, વસુધાગત વંછઇ તે સુધા;
નર નઇનવિ લાગઇ પાડુઆ, પણિ કિમ જિમઇ સ્વરગ લાડુઆ
॥૫૨॥

દાસી કહઇ જે હુઇ અસહાય, તેહનઇ દુઃકર વિકટ ઉપાય;
ચિંતા તૂં મત કરયે કદા, હૂં સહાય છું તાહરઇ સદા
॥૫૩॥

તુજનઇ અંતેઉરિ આણેસિ, કોઇ નહી જાણઇ તિમજ ઠવેસિ;
ફૂલ માંહિ રહિઊ જિમ સંચ રે, તેડયો આવે ભય મત કરે
॥૫૪॥

જઇ ચેટીઇ તે કાંહઊ ઉદંત, રાણી પામી હર્ષ અનંત;
સા ચિંતઇ તસ સંગમ સદા, કૌમુદી મહ આવ્યો અન્યદા
॥૫૫॥

દુગ્ધ શુદ્ધ સરવર ભર નીર, ક્ષેત્ર ફલ્યાં નઇ સુરભિ સમીર;
નગર બાહ્ય ભૂમિ તબ જાઇ, આખેટક લીલાઇ રાય
॥૫૬॥

નૃપ ઘર દેષિ વિજન ઉત્તુંગ, દાસી આણઇ તે લલિતંગ;
નવી યક્ષ પ્રતિમાનઇ મિસઇ, લલિતા ચિત્ત વિનોદન તિસઇ
॥૫૭॥

લલિતા નઇ લલિતાંગ તે મિલ્યાં, મનનાં વંછિત સઘલાં ફલ્યાં;
આલિંગન દિઇ માહોમાહિં, વલ્લિ-વૃક્ષ પરિ અધિક ઉચ્છાહિં
॥૫૮॥

અનુમાનાદિ કલા કોવિદા, સોવિદલ્લ તે જાણઇ તદા;
અંતેઉરિ પર પુરુષ પ્રવેશ, હુઊ છઇ, નહિ શંકા લવલેશ
॥૫૯॥

લૂટાણા આપણ છું એમ, તે ચિંતતાં પૂરણ પ્રેમ;
પૂરી આખેટક અભ્યાસ, રાજા આવ્યો લીલ વિલાસ
॥૬૦॥

તેણે ભૂમીપતિ વીનવ્યો, અંતેઉરિ છઇ પરનર ઠવ્યો;
અંતેઉરિ તસ્કર પરિ જાઇ, અણુહાણે પાએ તવ રાય
॥૬૧॥

દ્વાર દત્ત દગ દેષઇ સાઈ, દાસી દૂરથી આવત રાય;
રાણીનઇ કહઇ બિહુ મિલિ હવઇ, ઉપરથી બાહિર પરિઠવઇ
॥૬૨॥

ઘરિ પાછલિ તે કૂપઇ પડિઊ, ગુફામાહિ કૌશિક જિમ નડિઊ;
અશુચિ નરકવાસઈ દુખ સહિઊ, પૂરવ સુખ સંભારત રહિઊ
॥૬૩॥

ચિંતાઈ જો ઇહાંથી નીકલું, એહવા ભોગમાં તો નવિ કલું;
દીઠો ભોગનો એહ ઉદર્ક, કરું કુસીલનો નવિ સંપર્ક
॥૬૪॥

રાણી દાસી કૂપઇ નિત્ય, નાંખઇ અઇઠિ અનુકંપા નિમિત્ત;
શુનક પરિં તિણિ જીવઇ તેહ, હી હી કર્મ વિપાક અછેહ
॥૬૫॥

વરષા આવઇ ખલખલ ખાલ, વહ્યા મંદિરના અતિ અસરાલ;
કૂપ ભરાણુઇ તે જલિ વહ્યો, વપ્ર દ્વાર બાહિર જઈ રહ્યો
॥૬૬॥

તૂંબી ફલ પરિ પરિખા નીર, નાંખ્યો ઉલાલી પરિષા તીર;
નીરઇ પીડયો મૂર્ચ્છા લહઇ, શબ પરિ પડિઉ બહુ દુખ સહઇ
॥૬૭॥

આવી ધાવિ તસ પુણિયં તિહાં, જાણે કુલદેવી ગહગહ્યાં;
દીઠો આણ્યો તિણિ ગોપવી, પામી હરષ નિજ મંદિરિ ઠવી
॥૬૮॥

પાલી તો તે કુટંબઇ ખરઇ, સ્નાન અભ્યંગ અશન આસિરઇ;
છિન્ન રૂઢ શાખી પરિ તેહ, હિરિય નવો હુઉ સુંદર દેહ
॥૬૯॥

ઈહાં ઉપનય લલિતાંગ સમાન, ધરઇ કામ ભોગઇ બહુમાન;
જીવ તે સર્વ શરીરી તણો, ભવ અભિનંદી લક્ષણ સુણો
॥૭૦॥

ક્ષુદ્ર લોભરત સકલ અધીન, મત્સર ભયયુત શઠ અતિ દીન;
નિષ્ફલ આરંભી અજ્ઞાન, ભવઅભિનંદી હુઇ સ નિદાન
॥૭૧॥

શ્લોક :

क्षुद्रो लोभरतिर्दीनो मत्सरी भयवान् शठः।
अज्ञो भवाभिनंदी स्यान्निष्फलारंभ संगतः॥७२॥

કામ ભોગ સુખ મીઠા ધુરિં, પરિણામઈ દારુણ પરિ પરિં;
તે તો લલિતા દેવી રૂપ, ગર્ભવાસ જાણો ભવકૂપ ॥૭૩॥

અશનાદિક માત્રાઇ કરી, ગર્ભ પોષણ કેલા ઉચ્ચરી;
અશુચિ કૂપથી ખાલિં જેહ, યોનિં ગર્ભ નીકલવું તેહ; ॥૭૪॥

કોટ બાહિર પરિખા ઉત્સંગ, જેહ પતન તસ જાણો રંગ;
નિપતન યતન સૂતિકા ઘરિં, ગર્ભવાસથી હોઇ બહુ પરિં ॥૭૫॥

પરિઘા તીરઇ મૂર્ચ્છા કહી, કોશ બાહિર નીકલવઇ ગ્રહી;
કર્મ તણી પરિણુતિ તે ધાવિ, પોષ્યો પૂર્વ ભવ સરપઇ ભાવિ ॥૭૬॥

કહો ફિરિ તે કહિઇ લલિતાંગ, કરઇ દેવી લલિતાનો સંગ;
તો કિમ જનમ વિપાકનો જાણ, કરુ વિષય સુખ હૂં સુપ્રમાણ ॥૭૭॥

દેખિ વિપાક જે પાલઇ શીલ, તે સજ્જન આચાર સલીલ;
ધરઇ શીલ જે વચન અસંગ, તે તો યોગ સુજસનો રંગ ॥૭૮॥

ઢાલ ૨

[વહુઅર વીનવઈ હો, અલગી રહિય ફહાસ,
મહર કરીનઇ સામહો કાંઈ, સહુડીની અરદાસ;
માહરા વાલમ રૂઠા કુન ગુણાહી –એ દેસી]

આઠઇ વહુઅર વીનવઇ રે, હવઇ પામી પ્રતિબોધ;
લારાં મ્હાંનઇ લીજિઇ રે, થે છો વડવર જોધ;
મ્હાંકા વાલંભ છાંડયા કિઉં જવાસી,
આપણકા કિણિ છોડો હો,
અવરાંસ્યુ રતિ જોડો હો,
છાંડયાં કિઉં જવાસી ॥૮૨॥

થે સિદ્ધ તો મ્હે સિદ્ધિ છાં રે, હર તો મૂરતિ આઠ;
થે અંબર મ્હે દિસિ ભલી રે, વાસ જો ચંદન કાઠ
॥૮૩॥ મ્હાંકા૦

થે ચાંદા મ્હે ચાંદણી રે, થે તરુઆરિ મ્હે વેલિ,
સૂકાં પણિ મુંકાં નહી રે, લાગી રહું રંગ રેલિ
॥૮૪॥ મ્હાંકા૦

થે વન તો મ્હે કેતકી રે, થે દીપક મ્હે જ્યોતિ;
થે યોગી મ્હે ભૂતિ છાં રે, અધિકારી તો હોતિ
॥૮૫॥ મ્હાંકા૦

થે આંબા મ્હે માંજરી રે, થે પંકજ મ્હે બાગ;
થે સૂર્ય મ્હે પદ્મિની રે, થે રસ તો મ્હે રંગ
॥૮૬॥ મ્હાંકા૦

થે ધરણીધર મ્હે ધરા રે, પેત્ર ફળ્યા તો વાડિ;
થે પુણ્ય તો મ્હે વાસના રે, ભાગ્ય તો રેખા નલાડિ
॥૮૭॥ મ્હાંકા૦

થે સાયર તો મ્હે નદી રે, થે ઘન તો મ્હે વીજ;
શત શાખાઇ વિસ્તર્યો રે, થે વડ તો મ્હે બીજ
॥૮૮॥ મ્હાંકા૦

થે કંચન મ્હે વર્ણિકા રે, નંગ તો મુદ્રા સાર;
થે ચંપક મ્હે પાંખડી રે, મણિ આ જો થે હાર
॥૮૯॥ મ્હાંકા૦

જો પ્રાસાદ તો વેદિકા રે, સૌધ તો ધ્વજ લહકંત;
દ્વીપ હુતાં જગતી હુસ્યાં રે, મેલ જ્યુ રસના દંત
॥૯૦॥ મ્હાંકા૦

જો સંયમ તો ધારણા રે, જો રૂપી તો રૂપ;
સાકારઇ સાકારતા રે, અનુભવમાંહિ અનૂપ
॥૯૧॥ મ્હાંકા૦

અંતરયામી જાણસ્યઇ રે, અંતરંગ રસ ગોઠિ;
દૃષ્ટાંતઇ જે ભાષવું રે, હઇઇ તે આવઇ હોઠિ
॥૯૨॥ મ્હાંકા૦

સંયમ લેતાં સાથ છે રે, પ્રથમ દશાઇ સરાગ;
ધર્મ સંન્યાસિ પ્રકટ હુસ્યઇ રે, ઇમ તેહનો પણિ ત્યાગ
॥૯૩॥ મ્હાંકા૦

કેતા કહિઇ બોલડા રે, તુમ્હે છો ચતુર સુજાણ,
છેહ મ દેયો આહળા રે, સુજસ વિલાસ પ્રમાણ
॥૯૪॥ મ્હાહા૦

દૂહા

માતપિતા સસરા સગા, હવઇ પામ્યા પ્રતિબોધ;
જંબૂ પ્રતિ કહઇ તૂ ભલઇ, પામ્યો આતમ શોધ ॥૯૫॥
અમ્હનઇ પણિ દીક્ષા હુયો, આદર્યુ તુમ્હ સાથ;
ધીર સખા જો સાથિ હુઇ, અગ્નિ્યુ દીજઇ બાથ ॥૯૬॥

ઢાલ ૩

[ચદન કાઠરો હલિરો તાવરો કાઈ કસ્તૂરી
ખાત નખાવરો રે ગોરીરા વાલમા,
હૂં ભરિ પાઉં - પિઉ રગ પ્યાલ - એ દેસી]

સંયમ સીલરા શકટ જોત્રાવયો, પુણ્ય ક્રયાણા ભરાવયો,
વ્યાપારી જન સાથિ બુલાવયો, ભવ અટવી વોલાવયો રે
॥૯૭॥

જ્ઞાનીરા સાથમા તૂ અમ્હ સાહે રે લારહી લેવા

સાર્થવાહ તુમ્હે નામ ધરાવયો, ભાવના પેટી ભરાવયો,
ભાગો ભાગઇ લાભ કરાવયો, યોગ્ગી ભીતિ વગાવયો રે
॥૯૮॥ જ્ઞાનીરા૦

ચારિત્ર ધર્મરા સુભટ રખાવયો, સાથરા જનનઇ સિખાવયો,
વિષમ વિષય ફલ ભોગ દિખાવયો, અનુભવ અમૃત ચખાવયો રે
॥૯૯॥ જ્ઞાનીરા૦

અધ્યાતમરા ડેરા દેવરાવયો, વઇરાગરી વાડિ બનાવયો,
ધ્યાન સંગીતગ ખેલા ખેલાવયો, રંગમઇ રંગ જનાવયો રે
॥૧૦૦॥ જ્ઞાનીરા૦

જંગલમઇ પુણિ મંગલ ત્યાવયો, પ્રણિધિ પ્રવૃત્તિ વિભાવયો;
વિઘનજયઇ સવિ વિઘન ટલાવયો, સિદ્ધિ સંપદ પાવયો રે
॥૧૦૧॥ જ્ઞાનીરા૦

જે જસ ન હુઇ તે તસ આપયો, અરથીની આપદા કાપયો;
નિજ કીરતિ ભરઇ ત્રિભુવન વ્યાપયો, અપ્પા ગુણમાંહિ થાપયો રે
॥૧૦૨॥ જ્ઞાનીરા૦

ગણધર પદ વિનિયોગ સંભારયો, મુકતિ પાટણમાં પધારયો;
સાર્થવાહ પદ સુજસ વધારયો, વીનતી એ અવધારયો રે
॥૧૦૩॥ જ્ઞાનીરા૦

દૂહા

માતપિતા પૂછી નતઇ તુજ સહાય સુપવિત્ત;
થાઇસિ હું ઉતાવલો, પ્રભવ કહઇ સુણિ મિત્ત ॥૧૦૪॥

ઢાલ ૪

[ચારિત્રનો યપ કરયો સદા સાધ ચારિત્ર રસાયણ છઇ જે-એ દેસી]

જંબૂ ભાખઇ સુણયો સાચા મિત્ત, ચારિત્ર તે જગતારૂ છઇ જે;
ધર્મઇ ઢીલ ન કીજઇ સાચા મિત્ત, વિલંબ તે ન વારૂ છઇ જે
॥૧૦૫॥

કીધું ગાંઠિં બાંધ્યું સાચા મિત્ત, ઉધારોનો સાંસો છઇ જો;
કાલિ તણો દિન ભરવો સાચા મિત્ત, અણદાતાનો ફાંસો છઇ જો
॥૧૦૬॥

તીત અનાગત અર્થ જે સાચા મિત્ત, જ્ઞાની તે ન પ્રમાણઇ છઇ જો;
વર્તમાન યોગઇ જે સાચા મિત્ત, તેહ જ ચિત્તિ આણઇ છઇ જો
॥૧૦૭॥

નય ઋજુ સૂત્રઇ ઇણિપરિસાચામિત્ર,આતમગુણઅજુઆલઇછઇજો
અધ્યાતમ જલિ ઝીલઇ સાચા મિત્ર, પાતકલાં પખાલઇ છઇ જો
॥૧૦૮॥

ચઢતઇ ભાવઇ આવઇ સાચા મિત્ર, શ્રદ્ધા તે વખાણી છઇ જો;
ધર્મ્યું સોનૂં વાઇ જાઇ સાચા મિત્ર, ધર્મઇ શ્રદ્ધા ભાજઇ છઇ જો
॥૧૦૯॥

જાવજીવ તે પાલઇ સાચા મિત્ર, એહવી જિનવાણી છઇ જો;
દડવડિ ધર્મઇ જૂતઇ સાચા મિત્ર, જિનશાસનિ તે રાજઇ છઇ જો;
॥૧૧૦॥

બંદીખાણઇ પડિઉ સાચા મિત્ર, લગન ન જોસ ન જોવઇ છઇ જો;
સંધિ જે વેલા પામઇ સાચા મિત્ર, નીસરવું તવ હોવઇ છઇ જો
॥૧૧૧॥

કરવા માંડયું કીધું સાચા મિત્ર, તે એહજ ભાવઇ લાગઇ છઇ જો;
ધર્મ વિના કિમ રાહઇ સાચા મિત્ર, ધર્મતણી રુચિ જાગઇ છઇ જો
॥૧૧૨॥

સ્વજન કુટુંબમાં જાતાં સાચા મિત્ર, ધર્મઇં ધૈરય ધરવું છઇ જો;
તરુપંખી મેલો એ સાચા મિત્ર, એહમાં કાંઇ ન નરવું છઇ જો
॥૧૧૩॥

રાગ કરંતાં એહનો સાચા મિત્ર, અંતઇ ઝૂરી મરવું છઇ જો;
નિસનેહી નિરમોહી સાચા મિત્ર, હુઇ ભવદુખ ઉદ્ધરવું છઇ જો
॥૧૧૪॥

નેહઇ તિલ પીલાઈ સાચા મિત્ર, વેલુ નવિ પીલાઇ છઇ જો;
સસનેહું દધિ મથિઇં સાચા મિત્ર, યંત્રઇ ઇક્ખુ ગલાઇ છઇ જો
॥૧૧૫॥

નેહ ન કીજઇ કોઇસું સાચા મિત્ર, કીજઇ તો ઇક સાહુસું જો;
સાયર તરિઇં નાવઇં સાચા મિત્ર, કિમ તરિઇ નિજ બાહુસું જો
॥૧૧૬॥

વિઘન મ હોયો તુમ્હનઇ સાચા મિત્ર, એ આસીસ અમ્હારી છઇ જો;
હિતવંછક આસીસ તે સાચા મિત્ર, સુકૃત નગરની બારી છઇ જો
॥૧૧૭॥

ધર્મધ્યાનની ધારા સાચા મિત્ર, વિઘન જયઇ નિરધારી છઇ જો;
મૃત્યુંજયનઇ જાપઇં સાચા મિત્ર, તુજનઇ સિદ્ધિ કરારી છઇ જો
॥૧૧૮॥

ત્વરિત સમાગમ કરયો સાચા મિત્ર, સાહાય કરવા ઇચ્છા છઇ જો;
ધર્મસગાઈ તે સાચી સાચા મિત્ર, બીજી સઘલી મિથ્યા છઇ જો
॥૧૧૯॥

મોટઇ કાજિં મોટા સાચા મિત્ર, પૂઠિ પરાક્રમ પૂરઇ છઇ જો;
સુજસ વિલાસ સુહત્થી સાચા મિત્ર, તો અરિસેના ચૂરઇ છઇ જો
॥૧૨૦॥

દૂહા

ઇમ સવિનઇ પ્રતિબોધ કરિ, ધરી વિશુદ્ધ સંકેત;
જંબૂ વિમલ પ્રભાત હુઅ, સજ હુઓ દીક્ષા હેત ॥૧૨૧॥
દીક્ષા મહોત્સવ ભલી પરિં, આપ સંવાહઇ કુમાર;
લેશ્યા શુદ્ધિ તે બન્યો, અનુપમ તેજ અંબાર ॥૧૨૨॥

ઢાલ ૬

[તુક બાવનાની દેસી]

શુભ તીરથ ઉદકઇ સ્નાન કરી મનોહાર,
અંગરાગ તે કીધા બાવના ચંદન સાર;
ચિત માંહિ અણમાતું શુકલ ધ્યાનનું પૂર;
બાહિર આવી લાગું ઉજ્વલ માનુ કપૂર ॥૧૨૩॥
મણિ કંચન ભૂષણ સબલ જલામલ તેજ,
સોહઇ તનુ પહર્યાં હિયડઇ હાર સહેજ;
સર્વાંગ અલંકૃત કલ્પવૃક્ષ પરિ છાજઇ;
મનમાં નીરાગી પણિ એ કલ્પ ન ભાજઇ ॥૧૨૪॥
વરદેવ અનાદત સાંનિધિ પૂરણહાર,
સિણગારઇ સઘલઇ પૂરણ જંબૂકુમાર;
સિરછત્ર વિરાજઇ રજનીકર અનુકાર,
બિહું પાસઇ લહકઇ ચામર ચંચલ ચાર ॥૧૨૫॥

બહુમૂલ રતનમય મંગલ રંગ અભંગ,
શિબિકા આરોહઇ જિમ મૃગપતિ ગિરિશૃંગ;
દાન બહુવિધ દીજઇ કીજઇ સબલ મંડાણ,
પચ શબદ વાજઇ ગાજઇ ઢોલ નિસાણ ॥૧૨૬॥

ભૂગલ ભેરી નફેરી વાજઇ વંશ નઇ વીણ,
લાલતવિલ કંસાલ નઇ નાદઇ સુર પણિ લીણ;
સગલી સુગણાઈ ચહકઇ ચહકઇ ચિહુ દિસિ ચાવી,
ગુણ વદલ મદલ શ્રી મંડલચ્છવિ ફાવી ॥૧૨૭॥

તત થાથા થેઈ થેઈ થુગન થુંગન નાચઇ,
શુદ્ધરાગ સંગીતઇ પગિ પગિ ચવરસ માચઇ;
બિરુદાવલિ બોલઇ ગુણ અવદાતઇ ભાટ,
જયજય મહુ બોલઇ મિલિયા તે લોકના ઘાટ ॥૧૨૮॥

આગઇ તેજી તુરગમ કંચન જડિત પલ્હાણ,
એરાકી આરબી કંબોજા કેકાણ;
તુરકી પુરાસાણી પાણીપંથા નવરગ,
કમમેરી અનોપમ પચભદ્ર અતિ ચગ ॥૧૨૯॥

મદઝરતા કુંજર જાણે મનિઝર શૈલ,
અંબર લાગી અંબાડી સુર ગજસ્યુ કરઇ મેલ;
ધવલ ધોરી જોતરિયા રથની કીધી તયારી,
મિણુગાર્યા સાબેલા ધવલ મંગલ દિઇ નારી ॥૧૩૦॥

ગાઇ ગીત સુહાસણિ પહરી નવલા વેસ,
મદમુદિત હુઆ સવિ ગામ અનઇ સંનિવેશ;

કેઇ ચઢયા રે સુખાસન કેઇ ચઢયા ચકડોલ,
અતિ ચતુર વિચક્ષણ કરઇ ઘણા રંગરોળ ॥૧૩૧॥

અષ્ટ મંગલ ચાલઇ આગઇ વળી ચાટુકાર,
અસિ કુંત, ફલક ગ્રહ નર્મકાર ગતિકાર;
તિલ નાંખ્યા ન તલઇ આવઇ તિમ હુઆ પંથ,
ઘગણીનાં કણ પણિ ન ગહિઉ કોઇઅ પંથ ॥૧૩૨॥

ઉત્સવ જુઇ નરનારી બારી ચઢી ચઉબારી,
વ્યાકુલ હુઈ વાદિત્ર શબ્દ સુણી સવિ નારી;
તૂર દુગ્ધ જામાતા કલિ કજ્જલ સિંદૂર,
ષટ હોઇ એ વલ્લભ સ્ત્રીનઇ સહજ સનૂર ॥૧૩૩॥

ગાજાં વાજાં સુણીનઇ અર્ધ તિલક કરિ એક,
અર્ધાજિત દગ ઇક જોવા ચાલી છેક;
એક નેઉર પહરઇ એક જ ચરણ પખાલઇ,
આધી કંચુકી પહરી જોવા કાઇક ચાલઇ ॥૧૩૪॥

ધમમસતી કાઇક કજ્જલ ગલ્લઇ ઘાલઇ,
કસ્તૂરી લોચન ઠવતી આઘી ચાલઈ;
બાવના ચંદન રસ પાઇ લગાવઇ બાલા,
અલતો હૃદય સ્થલિ લાઇ કરઇ ચકચાલા ॥૧૩૫॥

કટિમેખલ કંઠઇ ઘાલી ઉતાવલિ દોડઇ,
ઇક હાર એકાવલિ શ્રોણી તટઇ નિજ જોડઇ;
ભુજવલ્લિ નેઉર કંકણ વાલઇ પાઇ,
પહરણ ઊઢણનાં વસ્ત્ર વિપર્યય થાઇ ॥૧૩૬॥

ઢલતા ઘીના ગાડુઆ મુંકઇ તે પાડુઆ લાગઇ,
લાડુઆ સમ નારી નઇ જોવાનો રસ જાગઇ;
બાલ રોતાં મુંકઇ મારગિ, પરનાં બાલ
રોતાં નિજ બાલક ભ્રાંતિ લિઇ સુકુમાલ ॥૧૩૭॥

પરિધાન શિથિલ હુઓ ગાઢ બંધન ન કરાઇ,
વાયુ વેગિં મસ્તક ઊઢણુ ઉડી જાઇ;
ઇમ જોતા વધૂજન હુઓ કુમારી રૂપ,
કૌતુકનઇ પણિ તવ કૌતુક લાગું અનૂપ ॥૧૩૮॥

ઇમ કૌતુક ઉત્સવિ ઉપવનિ આવઇ કુમાર,
થાઇ 'જય જય નંદા', 'જય જય ભદ્દા' ઉચ્ચાર;
શિબિકાથી ઉતર માનું સંસારથી તેહ,
ગુરુ સ્વામી સુધર્મા વંદઇ સુજસ સસનેહ ॥૧૩૯॥

ઢાલ ૭

[જયમાલની દેસી]

શ્રી સોહમગણધર નમી રે લાલ,
જંબુ કહઇ જગમિત્ત રે સનેહી;
લોક અલિત્ત પલિત્ત રે સનેહી,
આતમ ઉદ્ધરણ નિમિત્ત રે સનેહી
તુમ્હ શરણુ કરિઉં મઇ પવિત્ત રે સનેહી,
હવઇ તારોનઇ થઇ ઇક ચિત્ત રે સનેહી
જય જય ગુરુ જગબંધુ ॥૧૪૦॥

ગુરુ દીવો ગુરુ દેવતા રે લાલ,
  ગુરુ બંધવ ગુરુ તાત રે સનેહી;
ગુરુના છઇ શુચિ અવદાત રે સનેહી,
  યોગશાસ્ત્રઇ અતિ વિખ્યાત રે સનેહી;
જેહથી પ્રકટઇ અનુભવ વાત રે સનેહી,
  તે તો કેવલ ભાણુ પ્રભાત રે સનેહી ॥૧૪૧॥ જય૦

તે ગુરુ મઇ તુમ્હે પામિયા રે લાલ,
  તારણુ તરણુ જિહાજ રે સનેહી;
દીઓ દીક્ષા મુજ આજ રે સનેહી,
  શિવદાન અશિવ ક્ષય કાજ રે સનેહી;
એ અરથ છઇ શબદ સમાજ રે સનેહી,
  કરો સફલ તે ગરીબ નિવાજ રે સનેહી ॥૧૪૨॥ જય૦

શ્રી ગણધર ઇમ વીનવ્યઇ રે લાલ,
  દિઇ જંબૂનઇ દીક્ષા સાર રે સનેહી;
સાથિં દીખ્યો તે અવિ પરિવાર રે સનેહી,
  તે તો માનઇ સફલ અવતાર રે સનેહી;
ભવિ પ્રાણીનઇ હુઆ ઉપકાર રે સનેહી,
  વર્ત્યો જગમાંહિ જયકાર રે સનેહી ॥૧૪૩॥ જય૦

આવ્યો પ્રભવ પણિ અન્યદા રે લાલ,
  પૂછી માત નઇં તાત રે સનેહી;
જંબૂ અનુસાર સોહાત રે સનેહી,
  દીક્ષા લિઇ પાપ વિઘાત રે સનેહી;

પણુસય પરિવાર વિખ્યાત રે સનેહી,
  હુઈ સંઘહૃદય સુખસાત રે સનેહી ॥૧૪૪॥ જય૦

પ્રભવ ભવન ગુણનો હુઉ રે લાલ,
  જંબૂ-પદ કમલ મરાલ રે સનેહી;
શિષ્ય દિઇ તે સુગુરુ કૃપાલ રે સનેહી,
  બીજા નઇ થિર હિ તે કાલ રે સનેહી;
લહી પ્રત્યય ત્રિવિધ વિશાલ રે સનેહી,
  બંધ હરઇ દુખજાલ રે સનેહી ॥૧૪૫॥ જય૦

યશ અરોગ ધ્રુવપદ દિઇ રે લાલ,
  નામ થાપન જિહાં દ્રવ્ય ભાવ રે સનેહી;
સંબંધ તે ભવજલ નાવ રે સનેહી,
  કરઇ જાણી ગુરુ પ્રસ્તાવ રે સનેહી;
શિવ પદ તાઇ તાસ પ્રભાવ રે સનેહી,
  અવિચલ હુઈ શુદ્ધ સ્વભાવ રે સનેહી ॥૧૪૬॥ જય૦

શ્રી સુધર્મ ગણુરાયના રે લાલ
  સેવંતો પદ અરવિંદ રે સનેહી;
અણુગણુતો પરીસહ વૃંદ રે સનેહી,
  જંબૂ વિચરઇ શમકંદ રે સનેહી;
ભવિ કુસુદ વિકાસન ચંદ રે સનેહી,
  લહઇ સુજસ વિલાસ આનંદ રે સનેહી ॥૧૪૭॥જય૦

ઢાલ ૮

[ધન્યાસી]

વરસ પંચાસઇ મનહ ઉલ્લાસઇ, વ્રત લેઇ દુરિત નિવારઇજી;
સ્વામિ સુધર્મા પંચમ ગણધર, સુખ જલધર જગ તારઇજી.
ત્રીસ વરસ કરી વીરની સેવા, પછઇ વીર નિર્વાણઇજી;
બાર વરસ છદ્મસ્થ જ વિચર્યા, આઠ તે કેવલ નાણઇજી ॥૧૪૮॥

પૂર્ણ વર્ષ શત આયુ પ્રમાણી નાણી નિજ પદ્દિ થાપઇજી;
જંબૂ ગણધર તિહુઅણ સુખકર, કીરતિ દહ દિસિ વ્યાપઇજી.
જિન શાસનિ સોહઇ મન મોહઇ, ભવિ પ્રાણી પડિબોહઇજી,
શમરતિ કામગવી સો દોહઇ, ગુણપદવી આરોહઇજી ॥૧૪૯॥

વીર નિર્વાણથી ચોસઠિ વરસે, પ્રભવ સ્વામિ પટિ થાપીજી;
અક્ષયપદ પામ્યા ગુરુ જંબૂ, અષ્ટ કરમ તરુ કાપીજી;
હોઇ સમાધિ ઉપાધિ ન બાધઇ, આધિ વ્યાધિ સવિ જાઇજી,
ગુણ ગાતો એહવા મુનિવરના, જ્યોતિસુ જ્યોતિ મિલાઇજી ॥૧૫૦॥

એહવા ગુરુના ગુણ કિમ વીસરઇ, જે જગમા છઇ તાજાજી;
ગુરુગુણ ગાતા સવિ સિદ્ધિ લહિઇ, નિતિ નિતિ નવલ દિવાજાજી;
જંબૂગુણનો એ રાસ રસાળો, યુગતાયુગતી ઢાલોજી,
ભણસ્યઇ તે નિજ પાતક હણસ્યઇ, લહસ્યઇ મંગલ માલોજી ॥૧૫૧॥

કમલ વદન સુખ મદન વિચક્ષણ, આતમ અરથી પ્રાણીજી;
પૂરણ જિન શાસન શ્રદ્ધા ગુણ, નિરમલ કોમલ વાણીજી;
રચ્યો રાસ એ ભણણ સુણણથી, તેહ તણઇ હિત કાજિજી;
શ્રી વિજયદેવ સૂરીસર પટધર, વિજયપ્રભસૂરિ ગાજિજી॥૧૫૨॥

શ્રી કલ્યાણવિજયવર વાચક, હીર સીસ સિરહીરાજી;
તાસ સીસ શ્રી લાભવિજય બુધ, સાયર પરિ ગંભીરાજી;
તાસ સીસ શ્રી જીતવિજયબુધ, શ્રી નયવિજય ગુરુભાયાજી;
વાચક જસ વિજયઇ તસ સીસઇ, જંબૂ ગુણ એ ગાયાજી॥૧૫૩॥

નંદ તત્ત્વ મુનિ ઉડુપતિ સંખ્યા વરસતણી એ ધારોજી;
ખંભનયર માંહિ રહિઅ ચોમાસુ, રાસ રચ્યો છઇ સારોજી;
ભાવ એહના મનમાહિ આણી, હિત જાણી ભવિ પ્રાણીજી;
નિત્ય અભ્યાસઇ સુજસ વિલાસઇ, આદરયો જિનવાણીજી॥૧૫૪॥



# સુજસવેલી ભાસ

**કર્તા: મુનિશ્રી શ્રીકાંતિવિજયજી**

**ઢાળ ૧**

[ઝાંઝરીયા મુનિવર! ધન ધન તુમ અવતાર—એ દેશી]

પ્રણમી સરસતિ સામિણી જી, સુગુરુનો લહી સુપસાય;
શ્રી યશોવિજય વાચક તણા જી, ગાઇસું ગુણ-સમુદાય.
ગુણવતા રે મુનિવર! ધન તુમ જ્ઞાન પ્રકાસ. ૧

વાદિ વચન-કસણિ ચઢ્યો જી, તુજ શ્રુત સુરમણિ ખાસ,
બોધિ-વૃદ્ધિ-હેતિ કરિં જી, બુધજન તસ અભ્યાસ. ગુ૦ ૨

સકલ મુનીસર સેહરો જી, અનુપમ આગમનો જાણ;
કુમત-ઉત્થાપક એ જયો જી, વાચક-કુલમાં રે ભાણ. ગુ૦ ૩

પ્રભવાદિક શ્રુતકેવલી જી, આગઇ હુઆ ષટ જેમ;
કલિમાંહી જોતાં થકાં જી, એ પણ શ્રુતધર તેમ. ગુ૦ ૪

જસ-વર્દ્ધાપક શાસનેં જી, સ્વસમય-પરમત-દક્ષ;
પોહચે નહિ કોઇ એહને જી, સુગુણ અનેરા શત લક્ષ. ગુ૦ ૫

"કૂર્ચાલીશારદ" તણો જી, બિરુદ ધરે સુવિદિત;
બાલપણિ અલવિં જિણે જી, લીધો ત્રિદશ ગુરુ જિત. ગુ૦ ૬

ગુજ્જરધર-મંડણ અછિ જી, નામે કનોડું વર ગામ;
તિહાં હુઓ વ્યવહારિયો જી, નારાયણ એહવેં નામ. ગુ૦ ૭

તસ ઘરણી સોભાગદે જી, તસ નંદન ગુણવંત;
લઘુતા પણ બુદ્ધે આગલો જી, નામે કુમર જસવંત. શુ૦ ૮

સંવત સોલઅઠયાસિર્યે જી, રહી કુણગિરિ ચોમાસિ;
શ્રીનયવિજય પંડિતવરુ જી, આવ્યા કન્હોડે ઉલ્લાસિ. શુ૦ ૯

માત પુત્રસ્યુ સાધુનાં જી, વાંદિ ચરણ સવિલાસ;
સુગુરુ ધર્મ ઉપદેશથી જી, પામી વયરાગ પ્રકાસ. શુ૦ ૧૦

અણહિલપુર પાટણિ જઈ જી, લ્યેં ગુરુ પાસેં ચરિત્ર;
યશોવિજય એહવી કરી જી, થાપના નામની તત્ર. શુ૦ ૧૧

પદમસિંહ બીજો વલી જી, તસ બાંધવ ગુણવંત;
તેહ પ્રસંગે પ્રેરિયો જી, તે પણિ થયો વ્રતવંત. શુ૦ ૧૨

વિજયદેવગુરુ-હાથની જી, વડ દીક્ષા હુઇ ખાસ;
બિહુને સોલઅઠયાસિયેં જી, કરતાં યોગ-અભ્યાસ. શુ૦ ૧૩

સામાઇક આદિ ભણ્યા જી, શ્રીજસ ગુરુમુખિ આપિ;
સાકર-દલમાં મિષ્ટતા જી, તિમ રહી મતિ શ્રુત વ્યાપિ. શુ૦ ૧૪

સંવત સોલનવાણુએ જી, રાજનગરમાં સુગ્યાન;
સાધિં સાખિ સંઘની જી, અષ્ટ મહાઅવધાન. શુ૦ ૧૫

'સા' ધનજી સૂરા તિસેં જી, વીનવિ ગુરુ એમ;
'યોગ્ય પાત્ર વિદ્યાતણું જી, થાસ્યેં એ બીજો હેમ'. શુ૦ ૧૬

જો કાસી જઇ અભ્યસે જી, ષટ દર્શનના ગ્રંથ;
કરિ દેખાડે ઉજલું જી, કામ પડયે 'જિન-પંથ'. શુ૦ ૧૭

વચન સુણી સહગુરુ ભણિં જી, 'કાર્ય એહ ધનને અધીન;
મિથ્યામતિ વિણ સ્વારથેં જી, નાપે નિજ શાસ્ત્ર નવીન.' ગુ૦ ૧૮

નાણીના ગુણ બોલતા જી, હુઇ સમતાની ચોપ (ચોખ),
સુજસવેલિ સુણતા મધેં જી, પ્રાતિ મંગલ ગુણપોષ ગુ૦ ૧૯

ઢાળ ૨

[યારા મોહલા ઊપરિ મેહ ઝબુકે વીજળી હો લાલ, ઝબુકે વીજલી—એ દેશી]

ધનજી સૂરા સાહ, વચન ગુરુનુ સુણી હો લાલ,
વચન ગુરુનુ સુણી હો લાલ.
આણી મન ઉચ્છાહ, કહેં ઇમ તે ગુણી હો લાલ,
કહેં ઇમ તે ગુણી હો લાલ.

'દોઇ સહસ દીનાર, રજતના ખરચન્યુ હો લાલ, રજતના૦
પંડિતને વારંવાર, તથાવિધિ અરચન્યુ હો લાલ, તથાવિધિ૦ ૧

છિં મુજ એહવી ચાહ, ભણાવો તે ભણી હો લાલ, ભણાવો૦
ઇમ સુણી કાશીનો રાહ, ગ્રહે ગુરુ દિનમણિ હો લાલ, ગ્રહે૦
હુંડી કરી ગુરુરાય, ભગતિ ગુણ અટકલી હો લાલ, ભગતિ૦
પાછલિથી સહાય, કરાંવા મોકલી હો લાલ. કરાંવા૦ ૨

કાશીદેશ-મઝાર, પુરી વાણારસી હો લાલ, પુરી૦
ક્ષેત્ર તણો ગુણ ધારિ, જિહાં સરસતિ વસી હો લાલ, જિહાં૦
તાર્કિક કુલ માર્તંડ, આચારજ ભટ્ટનો હો લાલ, આચારજ૦
જાણું રહસ્ય અખંડ, તે દર્શન ષટ્નો હો લાલ, તે૦ ૩

ભટ્ટાચારિજ પાસ, ભણેં શિષ્ય સાતસેં હો લાલ, ભણેં૦
મીમાંસાદિ અભ્યાસ, કરેં વિચારસેં હો લાલ, કરેં૦
તે પાસિ જસ આપ, ભણેં પ્રકરણ ઘણાં હો લાલ, ભણે૦
ન્યાય મીમાંસાલાપ, સુગત જૈમિનિતણાં હો લાલ, સુગત૦

વૈશેષિક સિદ્ધાંત, ભણ્યાં ચિંતામણિ હો લાલ, ભણ્યાં૦
વાદિ ઘટા દુરદાંત, વિબુધ-ચૂડામણિ હો લાલ, વિબુધ૦
સાંખ્ય પ્રભાકર ભટ્ટ, મતાંતર સૂત્રણા હો લાલ, મતાંતર૦
ધારૈં મહા દુરઘટ્ટ, જિનાગમ મંત્રણા હો લાલ, જિનાગમ૦

પંડિતને દેં આપ, રૂપૈયો દિન પ્રતિ હો લાલ, રૂપૈયો૦
પઠન મહારસ વ્યાપ, ભણેં જસ શુભમતિ હો લાલ, ભણે૦
તીન વરસ લગી પાઠ, કરેં અતિ અભ્યસી હો લાલ, કરેં૦
સંન્યાસી કરિ ઠાઠ, આયો એહવેં ધસી હો લાલ, આયો૦

તેહસું માંડો વાદ, સકલ જન પેખતાં હો લાલ, સકલ૦
નાઠો તજિ ઉન્માદ, સંન્યાસિ દેખતાં હો લાલ, સંન્યાસી૦
પંચશબ્દ નીશાણ, ધુરંતિ ઇજતિ હો લાલ, ધુરંતિ૦
આવ્યા જસ-બુધ-રાણ, નિજાવાસિં તિતિં હો લાલ, નિજા૦

વારાણસી શ્રીપાસ, તણી કીધી થુઈ હો લાલ, તણી૦
ન્યાય-વિશારદ તાસ, મહાકીરતિ થઇ હો લાલ, મહા૦
કાશીથી બુધરાય, ત્રિહુ વરષાંતરે હો લાલ, તિહુ૦
તાર્કિક નામ ધરાય, આવ્યા પુર આગરે હો લાલ, આવ્યા૦

ન્યાયાચાર્યને પાસિ, બુધ વલિ આગરે હો લાલ, બુધ૦
કીધો શાસ્ત્ર અભ્યાસ, વિશેષથી આદરે હો લાલ, વિશેષથી૦
ચ્યાર વરસ પર્યંત, રહી અવગાહિયા હો લાલ, રહી૦
કર્કશ તર્ક સિદ્ધાંત, પ્રમાણ પ્રવાહિયા હો લાલ, પ્રમાણ૦ ૯

આગરાઇ સંઘ સાર, રૂપૈયા સાતસેં હો લાલ, રૂપૈયા૦
મૂંકે કરિ મનુહાર, આગેં જસનેં રસેં હો લાલ, આગેં૦
પાઠાં પુસ્તક તાસ, કરાય ઉમંગસ્યુ હો લાલ, કરાય૦
છાત્રોનેં અવિલાસ, સમાપ્યા રંગસ્યુ હો લાલ, સમાપ્યા૦ ૧૦

દુર્દમ વાદી વાદ, પરિ પરિ જીપતા હો લાલ, પરિ૦
આવ્યા અહમદાવાદ, વિદ્યાઇ દીપતા હો લાલ, વિદ્યાઇ૦
ઇણિ પરિ સુજસની વેલી, મહા ભણસ્યેં જિકે હો લાલ, મહા૦
કાંતિ મહારંગ રેલી, સહી લહિસ્યેં તિકે હો લાલ, સહી૦ ૧૧

ઢાળ ૩

[ખભાઇતી-ચાલો સાહેલી વીર નિહાલવા જી-એ દેશી]

કાશીથી પાઉ ધારે શ્રીગુરુજી ઇહાં જી, જિતી દિશિ દિશિ વાદ;
ન્યાયવિશારદ બિરુદ ધરે વડો જી, આગે તૂર નિનાદ. ૧

ચાલો સહેલી હે! સુગુરુને વાંદવા જી. ઇમ કહે ગૌરી વેણ;
શાસન દીપક શ્રીપંડિતવરુ જી, જોવા તરસેં નેણ. ચાલો૦ ૨

ભટ-ચટ વાદી વિબુધેં વીંટિઓ જી, તારાયુ જિમ ચંદ;
ભવિક ચકોર ઉલ્લાસન દીપતો જી, વાદિગરુડ ગોવિંદ. ચાલો૦ ૩

વાચક-ચારણ ગણિ સલહીજતા જી, વીંટ્યા સંઘ સમસ્ત;
નાગપુરીય સરાહેં પધારિયા જી, લેતા અરઘ ઉદસ્ત. ચાલો૦ ૪

કીરતિ પસરી દિગિ દિશિ ઊજલી જી, વિબુધતણી અસમાન;
રાજસભામાં કરતાં વર્ણના જી, નિસુણેં મહબતખાન. ચાલો૦ ૫

ગુજ્જરપતિનેં હૂંસ હુઈ ખરી જી, જોવા વિદ્યાવાન;
તાસ કથનથી જસ સાધેં વલી જી, અષ્ટાદશ અવધાન. ચાલો૦ ૬

પેખી ગ્યાની ખાન ખુશી થયા જી. બુદ્ધિ વખાણે નિબાપ;
આડંબરસ્યુ વાજિંત્ર વાજતેં જી, આવેં થાનિક આપ. ચાલો૦ ૭

શ્રીજિનશાસન ઉન્નતિ તાં થઇ જી, વાધી તપ-ગચ્છ શોભ;
ગચ્છ ચોરાસીમાં સહુ ઇમ કહે જી, એ પંડિત અક્ષોભ. ચાલો૦ ૮

સંઘ સકલ મિલિ શ્રીવિજયદેવનેં જી, અરજી કરે કર જોડી;
'બહુશ્રુત' એ લાયક ચઉથે પદિં જી, કુણ કરે એહની હોડિ? ચાલો૦ ૯

ગચ્છપતિ લાયક એહવું જાણિનેં જી, ધારે મનમાં આપ;
પંડિતજીથાનક તપવિધિસ્યું આદરેં જી, છેદણ ભવ સંતાપ. ચાલો૦ ૧૦

ભીના* મારગ શુદ્ધ સંવેગને જી, ચાહેં સંયમ ચોષ(ખ);
જયસોમાદિક પંડિત-મંડલીજી, સેવેં ચારણ અદોષ. ચાલો૦ ૧૧

ઓલી તપ આરાધ્યુ વિધિથકી જી, તસ ફલ કરતલિ કીધ;
વાચક-પદવી સત્તર અઢારમાં જી, શ્રીવિજયપ્રભ દીધ. ચાલો૦ ૧૨

*ક્ષીના

વાચક જસ નામી જગમાં એ જયો જી. સુરગુરુનો અવતાર;
'સુજસવેલિ' ઇમ સુણતાં સંપજૈ જી. કાંતિ સદા જયકાર. ચાલો૦૧૩

ઢાળ ૪

[આજ અમારે આંગણીયે—એ દેશી]

શ્રી યશોવિજય વાચક તણા, હું તો ન લહું ગુણ-વિસ્તારો રે;
ગંગાજલ કણિકાથકી. એહના અધિક અછૈ ઉપગારો રે. શ્રી. ૧

વચન રચન સ્યાદ્‌વાદનાં, નય નિગમ ગંભીરો રે;
ઉપનિષદ્‌ા જિમ વેદની. જસ કઠિન લહૈ કોઇ ધીરો રે. શ્રી. ૨

શીતલ પરમાનંદિની. શુચિ વિમલ-સ્વરૂપા સાચી રે;
જેહની રચના ચંદ્રિકા. રમિયા જણ સેવૈ રાચી રે. શ્રી. ૩

લઘુબાંધવ હરિભદ્રનો, કલિયુગમાં એ થયો બીજો રે;
છતાં યથારથ ગુણ સુણી. કવિયણ બુધ કો મત ખીજો રે. શ્રી. ૪

સતરત્રયાલિં ચોમાસું રહ્યાં, પાઠક નગર ડભોઇ રે;
તિહાં સુરપદવી અણુસરી. અણસણિ કરિ પાતક ધોઇ રે. શ્રી. ૫

શીત તલાઇ પાખતી. તિહાં થુભ અછૈ સસનૂરો રે;
તેમાંહિથી ધ્વનિ ન્યાયની. પ્રગટૈ નિજ દિવસિ પડૂરો રે. શ્રી. ૬

સંવેગી શિર-સેહરો, શુભ ધ્યાન-રયણનો દરિયો રે;
પરમત તિમિર ઉછેદિવા, એ તો બાલારુણ દિનકરિયો રે. શ્રી. ૭

શ્રીપાટણના સંઘનો લહી, અતિ આગ્રહ સુવિશેષિ રે,
શોભાવી ગુણ કૂલડિ ઇમ 'સુજસવેલિ' મઈં લેખિ(ખી) રે. શ્રી. ૮

ઉત્તમ ગુણ ઉદ્ભાવતા, મેં પાવન કીધી જીહા રે;
'કાંતિ' કહે જસ વેલડી, સુણતા હુઈ ધન ધન દીહા રે શ્રી. ૯

इति श्रीमन्महोपाध्यायश्रीयशोविजयगणिपरिचये 'सुजसवेलि' नामा भासः संपूर्णः॥

# સુજસવેલી ભાસ

**ગદ્યમાં અનુવાદ મુનિશ્રી યશોવિજયજી**

[ઢાળ: પહેલી]

(૧) સરસ્વતીદેવીને પ્રણામ કરી, સદ્‌ગુરુની સત્કૃપા પામી શ્રી યશોવિજય વાચકના ગુણસમુદાયનું ગાન કરીશ હે ગુણવંતા મુનિવર શ્રી યશોવિજયજી! તમારા જ્ઞાનપ્રકાશને ધન્ય છે

(૨) નિશ્ચયે આપનું દેનમણિ ચિંતામણિ જેવું (નિર્મળ) શ્રુત-શાસ્ત્ર છે, વાદીઓના વચનરૂપી કસોટીએ ચઢેલું છે, તેનો અભ્યાસ પંડિતજનો બોધિ એટલે સમ્યકૃત્વ (સાચી શ્રદ્ધા)ની વૃદ્ધિ કરવા માટે કરે છે

(૩) સકલ મુનીશ્વરોમા શિરોમણિ, આગમ સિદ્ધાંતોના અનુપમ જ્ઞાતા, કુમતોના ઉત્થાપક અને વાચકો (ઉપાધ્યાયો)ના કુળમા સૂર્ય જેવા આપ જયવંતા વર્તો છો

(૪) પૂર્વે પ્રભવસ્વામી આદિ ૭ 'શ્રુતકેવળી' થયા, તેવી રીતે કલિકાળમા જોઈએ તો આ શ્રી યશોવિજય પણ તેવી રીતે (વિશિષ્ટ) શ્રુતધર વર્તે છે

(૫) વળી તેઓશ્રી જૈનશાસનના યશની વૃદ્ધિ કરનાર, સ્વસમય એટલે પોતાના સિદ્ધાંતોના અને અન્ય મતો ને શાસ્ત્રોના દક્ષ-જ્ઞાતા હતા તે ઉપરાંત તેમનામા બીજા સંકડો-લાખો અનોખા સદ્‌ગુણો હતા કે જેથી તેમને કોઈ જ પહોંચી શકે તેમ ન હતું

(૬) તેઓ દૂર્વાંણી-શારદા (મૃછાળી-સરસ્વતી)ના ગિરદથી સારી રીતે જાણીતા થયા હતા અને જેણે બાળપણમા થોડા માનથી (અલ્પ પ્રયાસથી)

દેવતાના ગુરુ બૃહસ્પતિ જેવાને પણ જીતી લીધા હતા

(૭) ગુર્જર—ભૂમિના ગણનાપાત્ર 'કનોડુ' નામ ગામ છે, ત્યાં 'નારાયણ' એવા નામવાળા વ્યાવહારિયા (વણિક) વસતો હતો

(૮) તેને સૌભાગદે નામની ગૃહિણી હતી, અને તેઓને ગુણવંત પુત્ર નામે 'જસવંત' કુમાર હતો, જે પુત્ર ઉમ્મરમાં લઘુ હોવા છતાં બુદ્ધિમાં અગ્રણી—મહાન હતો

(૯) 'કુણગેર'માં ચોમાસું (અષાઢથી કાર્તિક સુધીના ચાર માસ) કરીને સંવત ૧૬૮૮માં પંડિતવર શ્રી નયવિજયજી આનંદપૂર્વક 'કનોડુ' ગામમાં પધાર્યા

(૧૦) માતા સૌભાગદેએ પુત્ર સાથે ઉલ્લાસથી તે સાધુ પુરુષના ચરણોમાં વંદન કર્યું અને સદ્ગુરુના ધર્મોપદેશથી જસવંતકુમારને વૈરાગ્યનો પ્રકાશ થયો

(૧૧) અણહિલપુર—પાટણ (ગુજરાત—પાટણ)માં જઈ તે જ ગુરુ પાસે જસવંતકુમારે ચારિત્ર (દીક્ષા) લીધું અને તે વખતે 'યશોવિજય' એવું નામ સ્થાપન કરવામાં આવ્યું એટલે હવે તે નામથી ઓળખાવા લાગ્યા

(૧૨) વળી, બીજા 'પદ્મસિંહ' જેઓ જસવંતકુમારના ભાઈ હતા અને ગુણવંત હતા તેમને પ્રેરણા કરતા તેઓ પણ પ્રવ્રજિત થયા એટલે કે મહાવ્રતો સેવા દાનચારિત્ર અંગીકાર કર્યું (તેમનું નામ પદ્મવિજય રાખ્યું)

(૧૩) વડીદીક્ષા માટેનો યોગ—તપ અને શ્રી દસ—વૈકાલિકાદિ સૂત્રનો અભ્યાસ કરતા (યોગ્યતા પ્રાપ્ત થતા) આ બંને મુનિ-બંધુઓને સં ૧૬૮૮ની સાલમાં તપાગચ્છના આચાર્ય શ્રી વિજયદેવસૂરિના હસ્તે વડીદીક્ષા આપવામાં આવી

(૧૪) વડીદીક્ષા બાદ શ્રી જસવિજયજીએ ગુરુમુખદ્વારા સામાયિક આદિ (ષડાવશ્યક સૂત્રાદિ) સૂત્ર જ્ઞાનનો અભ્યાસ કર્યો, જેના પરિણામે

જેમ સાકરના દલમાં મીઠાશ વ્યાપીને (અણુએ અણુમા) રહે છે, તેવી રીતે તેમની મતિ શ્રુત–શાસ્ત્રજ્ઞાનમા વ્યાપી ગઈ.

(૧૫) સં. ૧૬૯૯મા ગજનગર–અમદાવાદમા સંઘ સમક્ષ સુજ્ઞાની શ્રી યશોવિજયે આઠ મહા અવધાન કર્યા.

(૧૬) તે વખતે શ્રીસંઘના એક અગ્રણી શાહ ધનજી સૂરા હતા. તેમણે ગુરુ શ્રી નયવિજયજીને આ પ્રમાણે વિનંતિ કરી કે —"આ [શ્રી યશોવિજયજી મહારાજ] વિદ્યા–જ્ઞાન મેળવવાને યોગ્ય પાત્ર છે. એમને (ભણાવવામા આવે તો) આ બીજા હેમાચાર્ય થાય તેમ છે.

(૧૭) જો કાશી જઈ ષટ્એ દર્શનના ગ્રંથોનો અભ્યાસ કરે તો કામ પડયે શ્રીજિનમાર્ગને ઉજ્જ્વલ કરી દેખાડે તેવા છે"

(૧૮) શાહ ધનજીભાઈના વચનો સાભળીને સદ્‌ગુરુદેવે જણાવ્યું કે, 'કાશી જઈ ભણવાનુ કામ ધન–લક્ષ્મીને આધીન છે, કારણ કે વિના સ્વાર્થે અન્ય મતિઓ પોતાનાં શાસ્ત્રોનુ જ્ઞાન આપતા નથી.'

(૧૯) આ 'સુજસવેલી' કાવ્યના રચયિતા શ્રી કાન્તિવિજયજી કહે છે કે જ્ઞાની પુરુષોના ગુણોનું કથન કરતાં મારી જિહ્વા નિર્મલ થઈ અને આ સુજસવેલી કાવ્યને સાભળતા સઘળા ગુણોની પુષ્ટિ થાય છે.

## [ઢાળ : બીજી]

(૧) ગુરુજીનુ વચન સાભળીને ગુણી શ્રાવક શાહ ધનજી સૂરાએ મનના ઉત્સાહપૂર્વક કહ્યુ કે, 'રૂપા નાણાની બે હજાર દીનારનો ખર્ચ હું આપીશ અને પંડિતનો તથાવિધિ–યથાયોગ્ય રીતે વારંવાર સત્કાર પણ કરીશ.

(૨) 'માટે મારી એવી ઇચ્છા છે કે તે તરફ જઇને તમે ભણાવો.' આ સાંભળી સૂર્ય જેવા તેજસ્વી ગુરુએ કાશી તરફ વિહાર કર્યો, અને તે શ્રાવકે હૂંડી લખી. તેથી ગુરુરાજે તે શ્રાવકનો અભિપ્રાય કળી લીધો,

અને પાછળથી સહાય અર્થે (નાણાં મળી શકે માટે) તે હુંડીને કાશી મોકલી આપી.

(૩-૪-૫) કાશી દેશની વાણારસી નગરી છે, જે ક્ષેત્રના ગુણ-મહિમાને લક્ષ્યમા લઇને જ્યા સરસ્વતીદેવીએ પોતાનો વાસ કર્યો છે, ત્યા તાર્કિક-કુલમા સૂર્ય સરખા ષડ્દર્શનના અખંડ અભ્યાસને જાણનાર એક ભટ્ટાચાર્ય હતા કે જેમની પાસે સાતસો શિષ્યો મીમાસા આદિ દર્શનોનો અભ્યાસ વિદ્યાના રસપૂર્વક કરતા હતા. તેમની જ પાસે શ્રી યશોવિજયજી પોતે ઘણા પ્રકરણો ભણવા લાગ્યા. ન્યાય, મીમાંસાવાદ, સુગત (બૌદ્ધ) જૈમિનિ, વૈશેષિક આદિના સિદ્ધાંતો સાથે ચિંતામણિ જેવા ઉત્કૃષ્ટ ન્યાય-ગ્રંથોનો પણ અભ્યાસ કર્યો; જેથી વાદીઓના સમૂહથી જીતી ન શકાય તેવા અને પંડિતોમાં શિરોમણિ થયા. તેમણે સાંખ્ય અને પ્રભાકર ભટ્ટ (પૂર્વમીમાંસા)નાં મહાદુર્ગમ (સૂત્રના) મતમતાંતરોની રચનાનો અભ્યાસ કરી જિનાગમ-સિદ્ધાંતો સાથેનો સમન્વય પણ કરી લીધો.

(૬-૭) અધ્યાપક પંડિતજીને હમેશનો રૂપૈયો અપાતો. શ્રેષ્ઠ બુદ્ધિશાળી શ્રી યશોવિજયજીને અધ્યયન કરવામાં મહારસ લાગ્યો હતો. તેઓશ્રીએ ત્રણ વર્ષ સુધી સતત અને ખૂબ પરિશ્રમપૂર્વક અભ્યાસ કર્યો. એવામાં ત્યાં મોટા ઠાઠથી ધસી આવેલા એક સંન્યાસી સાથે, સર્વજન સમક્ષ શ્રી યશોવિજયજીએ વાદ (શાસ્ત્રાર્થ) શરૂ કર્યો. તે સંન્યાસી શ્રી યશો-વિજયજીની પ્રચંડ વાદ-શક્તિ દેખતાં ઉન્માદ (ગર્વ) તજી પલાયન થઈ ગયો. પછી જેમની આગળ જીત-નિશાન સૂચવતાં પંચ શબ્દ-પાંચ પ્રકારનાં વાજિંત્રો વાગી રહ્યાં છે એવા શ્રી યશોવિજયજી પોતાને નિવાસે પધાર્યા,-અર્થાત્ તેમને વાજતે-ગાજતે ભારે સત્કાર સાથે પોતાને સ્થાને લઈ જવામાં આવ્યા.

(૮) ત્યાં આવીને વારાણસી-શ્રી પાર્શ્વનાથની સ્તુતિ કરી અને તેઓની ન્યાયવિશારદ તરીકેની મહાકીર્તિ થઈ. આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી

કાશીમા રહીને 'તાર્કિક' નામ ધારણ કરીને પડિતગજ શ્રી યશોવિજયજી કાશીથી આગ્રા નગરે પધાર્યા

(૯) ત્યા આગ્રા શહેરમા પણ ચાર વર્ષ પર્યન્ત રહીને વિદ્વાન ન્યાયાચાર્ય પાસે આ પડિત શ્રી યશોવિજયજીએ વિશેષ આદરપૂર્વક એટલે કે અતિસૂક્ષ્મતા ને ઊંડાણથી કઠિન–કર્કશ અને પ્રમાણોથી અતિભરપૂર તર્કના સિદ્ધાંતોને અવગાહી લીધા

(૧૦) શ્રી યશોવિજયજીની વિદ્વત્તાથી આકર્ષાઈ આગ્રાના ભવિજન શ્રીસઘે તેમની આગળ આગ્રહપૂર્વક સાતસો રૂપિયા ભેટ ધર્યા, તેનો ઉપયોગ ઉમગથી પુસ્તકો લેવા, લખાવવામા અને પાઠા (પાટલીઓ આદિ) બનાવવામા કર્યો, અને પછી તે વસ્તુઓ આનદ ને ઉત્સાહથી વિદ્યાભ્યાસીઓને સમર્પણ કરવામા આવી

(૧૧) ત્યાથી વિહાર કરીને સ્થળે સ્થળે દુર્દમ વાદીઓની સાથે જાતજાતના વાદો કરતા, તેમને પરાજિત કરતા, વિદ્યાઓથી દીપતા શ્રી યશોવિજયજી અમદાવાદ નગરમા (ગુજરાતમા) પધાર્યા

આ પ્રમાણે આ સુયશની વેલીને જે સદા ભણશે, તે મહા આનદના પૂરને પ્રાપ્ત કરશે–એમ શ્રી કાંતિવિજયજી કહે છે

## [ઢાળ: ત્રીજી]

[નોધ –વિદ્યાધામ કાશી જેવા દૂરના પ્રદેશમાથી વિજયી બની અમદાવાદ પધારતા અમદાવાદની જનતાએ તેમનુ ભાવભીનુ સ્વાગત કર્યું તે વાતને કવિ આ ઢાળમા વર્ણવે છે]

(૧–૨) અમદાવાદની નારીઓ આ પ્રમાણે વચનો ઉચ્ચારી રહી છે કે કાશીથી ગુરુદેવ યશોવિજયજી દશે દિશામા વાદમા વિજયો મેળવીને, 'ન્યાયવિશારદ' જેવી મોટી પદવીથી અલકૃત થઈને, વળી જેમની આગળ

વાજિંત્રો જોરથી વાગી રહ્યાં છે તે અહીં (અર્થાત વાજતે-ગાજતે ધામધૂમથી) પધાર્યા છે, માટે હે સાહેલીઓ! સદ્ગુરુદેવને વાદવા ચાલો.

આ શાસનદીપક પંડિતવર્ય છે, એમને જોવા માટે અમારાં નેત્રો તલસી રહ્યાં છે.

(૩) તારાઓ વડે જેમ ચંદ્ર વીંટાયો છે, તેવી રીતે ભટ્ટો, છાત્રો, વાદીઓ અને પંડિતજનો વડે તેઓશ્રી પરિવર્યા હતા, અર્થાત્ તેમના સ્વાગતમાં તેઓ સાથે હતા. શ્રી યશોવિજયજી ભવ્ય જીવોરૂપી ચંદ્રકોને આનંદ આપવામાં ચંદ્ર સરખા ને વાદીરૂપ ગજેંદ્રોને વશ કરવામાં વિષ્ણુ સરખા હતા.

(૪) યાચકો અને ચારણોના સમુદાયથી સ્તુતિ-પ્રશંસા કરાતા, ઉત્તમ અર્ઘ(પૂજન)ને ગ્રહણ કરતા સકળ સંઘ-સમુદાયથી વીંટાયેલા [અમદાવાદની રતનપોળ નાકે આવેલી] નાગપુરીય સરાહ(હાલમાં-નાગોરી સરાઈ છે)માં પધાર્યા.

(૫-૬) આથી આ અજોડ પંડિતની ઉજ્જ્વલ કીર્તિ પ્રત્યેક દિશામાં ફેલાઈ ગઈ અને (અમદાવાદની) ગજસભામાં તેમની થતી પ્રશંસાને મહોબતખાને સાંભળી તેથી ગૂર્જરપતિ (સૂબા) મહોબતખાનને પંડિતવર્ય શ્રી યશોવિજયજીને જોવાની તીવ્ર હોંશ જાગી અને સૂબાખાનની વિનંતિથી (બુદ્ધિની મહત્તાના સૂચક) તેમણે અઢાર અવધાન સાધી બતાવ્યાં.

(૭) નવાબખાન જ્ઞાની ગુરુની જ્ઞાન-શક્તિથી ખુશી થયો, તેઓશ્રીની બુદ્ધિના વખાણ કર્યા, અને [ગુરુશ્રી] મહા આડંબરથી વાજતે-ગાજતે સ્વસ્થાનકે પધાર્યા.

(૮) આથી જૈન શાસનની ઉન્નતિ થઈ અને તપાગચ્છની શોભા ખૂબ વધી. આ પંડિત ચોરાસી ગચ્છના સાધુઓમાં અક્ષોભ-દોઈથી ક્ષોભ ન પામે તેવા છે, એમ સર્વ લોકો કહેવા લાગ્યા.

(૯) અમદાવાદના શ્રીસંઘે શ્રી વિજયદેવસૂરિ ગચ્છનાયકને હાથ જોડી અરજ કરી છે કે, 'બહુશ્રુત' શ્રી યશોવિજયજી કે જેમની હોડ કોઈ કરી શકે તેવું નથી તેથી તેઓ (પંચપરમેષ્ઠી)ના ચોથા (ઉપાધ્યાય) પદે સ્થાપન કરવા યોગ્ય છે.

(૧૦-૧૧) તપગચ્છાધિપતિ શ્રી વિજયદેવસૂરિજીએ પોતે, એ વાત જાણીને મનમાં ધારી લીધી. ત્યાર બાદ પંડિત શ્રી યશોવિજયજીએ સંસારના સંતાપોનું ઉચ્છેદન કરવા માટે 'સ્થાનક' (વીશ સ્થાનક નામનું) તપ વિધિ-પૂર્વક આદર્યું. મોક્ષની સાધનાના ધ્યેયથી શુદ્ધ માર્ગથી ભીંજાયેલા આ મુનિશ્રી સંયમની નિર્મળતામાં ચઢયા હતા. તે વખતે જયસોમ આદિ પંડિત-મંડલી તેમના નિર્મળ ચરણોની સેવા કરતી હતી.

(૧૨) વિધિપૂર્વક વીશ સ્થાનકનુ તપ આદર્યા પછી (આરાધ્યા પછી) તેના પ્રત્યક્ષ ફળરૂપે તેમને વાચક-ઉપાધ્યાયની પદવી સંવત ૧૭૧૮માં (ગચ્છપતિ) શ્રી વિજયપ્રભસૂરિજીએ આપી.

(૧૩) વાચક-ઉપાધ્યાય શ્રી યશોવિજય જગતમાં જયવંતા યશનામી થયા. તેઓ ખરેખર બૃહસ્પતિના અવતાર સમા હતા. શ્રી કાંતિવિજયજી કહે છે કે આ સુજસવેલીને સાંભળતાં હમેશાં જયજયકાર થાય છે.

## [ઢાળ : ચોથી]

(૧-૨) કર્તા શ્રી કાંતિવિજયજી કહે છે કે હું શ્રી યશોવિજય વાચકના ગુણના વિસ્તારોને પામી શકું તેમ નથી. તેમના ઉપકારો ગંગાજલના બિન્દુઓ કરતાં પણ અધિક છે. જેમ ૧૧૨ ઉપનિષદો વેદના એક ભાગરૂપ છે તેમ શ્રી યશોવિજયજીની નય-નિગમથી અગમ્ય અને ગંભીર સ્યાદ્વાદ-વચન-સિદ્ધાન્તોની રચના આગમ (૪૫)ના જ એક વિભાગ રૂપે છે, અને તે અતિ કઠિન છે. આનો લાભ કોઈ ધીર પુરુષ જ ઉઠાવી શકે તેમ છે.

(૩) જેમની શાસ્ત્ર-રચનારૂપી ચંદ્રિકા શીતલ, પરમ આનંદને આપનારી, પવિત્ર, વિમળ-સ્વરૂપ અને સાચી છે, અને તેથી રસિકજનો તેનું હોંશેહોંશે સેવન-પાન કરે છે.

(૪) શ્રી હરિભદ્રસૂરિના આ લઘુ બાંધવ એટલે કળિયુગમાં બીજા 'હરિભદ્ર' થયા. આ પ્રમાણે મેં સ્તવેલા તેમના પ્રગટ અને યથાર્થ ગુણોને સાંભળીને કોઈ પણ કવિઓ કે પંડિતો રોષ કરશો નહિ.

(૫) સંવત ૧૭૪૩માં આ પાઠક-ઉપાધ્યાય ડભોઈ નગરમાં ચોમાસું રહ્યા હતા. અને તે ગામમાં તેઓશ્રી અનશનતપ કરી પાપોને ધોઈ, સુર-પદવીને અનુસર્યા, અર્થાત્ સ્વર્ગવાસી થયા.

(૬) ત્યાં (અગ્નિ-સંસ્કારના સ્થળે) તેમનો તેજોમય સમાધિસ્તૂપ વર્તે છે અને તેની પડખે જ 'શીત' નામની તલાવડી છે. તે સ્તૂપમાંથી 'ન્યાયની ધ્વનિ' નિજ સ્વર્ગવાસના દિવસે પ્રગટ રીતે પ્રકટે છે.

(૭) (કર્તા પોતાનો ભક્તિભાવ વ્યક્ત કરતા છેવટે કહે છે કે-) આ ગુરુદેવ સંવેગી-શ્રમણોના શિરોમણિ, જ્ઞાનરૂપી રત્નના સાગર, અને અન્યમતરૂપી અંધકારનો નાશ કરવામાં બાલસૂર્ય જેવા છે.

(૮) શ્રી ગુજરાત-પાટણના શ્રીસંઘના અતિઆગ્રહથી સુજસ (શ્રી યશોવિજયજી)ના સુવિશેષ ગુણો વડે શોભતી આ સુજસવેલી લખી-રચી છે.

(૯) શ્રી કાંતિવિજય કહે છે કે ઉત્તમ પુરુષોના ઉત્તમ ગુણોને પ્રગટ કરતાં મેં મારી જીભને પવિત્ર કરી છે. આ યશ-વેલડીને સાંભળતાં સાંભળનારના દિવસો ધન્ય થાય છે.

ꣻ

ભવિક જનોના કલ્યાણ અર્થે હું કહું છુ, તે મારું કાર્ય સરસ્વતી દેવીની કૃપાથી મગલમય થાઓ અને પાર પાડો. જેમનુ નામ પણ મોટા મંત્ર જેવુ છે, એ શ્રી નયવિજયની સાનિધ્યમા રહી, એમને વચાવતા જઈ આ કૃતિની મેં રચના કરી છે."

## ઢાલ પહેલી (પૃ. ૨)

સમવસરણ–તીર્થંકર કે એવી મહાન વિભૂતિ પધારવાની હોય તે વેળા રચવામા આવતી સભા કે પરિષદ; દેશના–ઉપદેશ; અરથ ગભીર–ગંભીર રહસ્યવાળી; સુર–દેવતા; ચરમ–છેલ્લા; વાંદી–વંદન કરી; પાવઈ–મેળવે; કેવળી–કેવળ જ્ઞાન ધરાવનારા; થાસઈ–થશે; સામાનિક ઇંદ–ઇંદ્રના સમાન; ચઉ દેવી યુત–ચારે દેવીઓ, પોતાની સ્ત્રીઓ સાથે; પુરહામઇ–નગરમા; ચવી–ચ્યવી, આયુષ્ય પૂરું કરી; સુત–પુત્ર; અનાઢી–દેવનું નામ, સં. अनाद्रित ઉપરથી પ્રાકૃત अणाढिय એટલે કે આદરરહિત; આઢી–આદર; અનુજ–નાનો ભાઈ; એ પુરિ–એ નગરમાં; વ્યવહારી–વેપારી; હુઓ–હતો, થઈ ગયો; ભાઈઈ–ભાઇએ; નવકાર–નવકાર મંત્ર; અણુઆલી–અજવાળી; દ્યૂતઈ–જુગારમા; આયુધઇ–શસ્ત્ર વડે; અધિપ–અધિપતિ દેવ; સાર–ઉત્તમ; નિજ કુલિ–પોતાના કુળમાં; સ્યું દેઈ સ્યું પાલી–શું આપે અને શું પાળે?; દસ દિસ–દશે દિશાઓ; સુજસ–શ્રી યશોવિજયજી; કવિ પોતાનુ આ નામ દરેક ઢાલને અંતે મૂકે છે.

દેવતાઓએ સોના, રૂપા અને રત્નો વડે શ્રી સમવસરણની રચના કરી હતી. ત્યાં શ્રી વીર પ્રભુ સિંહાસન પર વિરાજી અર્થગંભીર, ગંભીર વિચારણાવાળી દેશના આપે છે. તે વખતે વિદ્યુન્માલી નામનો દેવતા ત્યાં આવ્યો અને પ્રભુને વંદન કરી આનંદ પામ્યો. તે સમયે શ્રેણિક રાજાએ મનમા ઉલ્લાસ આણી શ્રી મહાવીર પ્રભુને પ્રશ્ન પૂછ્યો કે "હે પ્રભુ! છેલ્લા કેવળ જ્ઞાની કોણ થશે?" મહાવીર પ્રભુએ જવાબ આપ્યો, "આ વિદ્યુન્માલી દેવતા સાતમે દિવસે દેવલોકમાથી ચ્યવી તારા નગરમાં ઋષભદત્તના પુત્ર

જંબૂ કુમાર તરીકે જન્મશે અને તે છેલ્લા કેવળ જ્ઞાની થશે." (૮-૧૧)

રાજાએ પૂછ્યુ, "એ કેવી રીતે બનશે? મને બધી વાત વિગતે કહો." પ્રભુએ કહ્યું, "આ નગરીમાં ગુપ્તમતિ નામે એક વેપારીને ઋષભદત્ત અને જિનદાસ નામના બે પુત્રો હતા. પરંતુ બંને ભાઈઓ વચ્ચે અમૃત અને હલાહલ ઝેર જેટલું અંતર હતુ. નાનો જિનદાસ દુષ્ટ અને વ્યસની હતો. આથી પિતાએ એને ઘર બહાર કાઢી મૂક્યો હતો. એક દિવસ જિનદાસ કોઈની સાથે જુગારમા હાર્યો અને પછી તકરારમાં ઘાયલ થઇ ઘરે આવ્યો ત્યારે મોટાભાઈએ એની સેવાચાકરી કરી અને એને સદ્દુપદેશ આપ્યો. જિનદાસ નવકાર મંત્ર જપી મૃત્યુ પામીને આ જંબૂદ્વીપનો અધિપતિ દેવ થયો. વળી, પોતાના કુળમા છેલ્લા કેવળીનો જન્મ થશે એવી અમારી વાણી સાભળી એ ઋષભદત્ત ખૂબ હર્ષમા આવ્યો છે." (૧૨-૧૫)

શ્રેણિક રાજાએ ફરી પૂછ્યુ, "હે પ્રભુ! વિદ્યુન્માલી દેવના આટલો બધો તેજ્વી કેમ છે? એના તેજથી દશે દિશા અજવાળી લાગે છે. એની આગળ સૂર્યનુ તેજ પણ ઝાખુ લાગે છે. જેમજેમ એ દેવતાને જોઈએ છીએ તેમતેમ એ વધારે ગમે છે. તેનુ કારણ શુ? કયા એવા પુણ્યને લીધે આમ બન્યુ છે તે કહો." (૧૬-૧૭)

૧૩. ન્યાય અન્યાય.........જંતુ–આ કડીમા કવિએ માત્ર બે જ પંક્તિમાં ઋષભદત્ત અને જિનદાસના જીવન વચ્ચેનો ભેદ આલંકારિક ભાષામા બતાવી દીધો છે. ન્યાય, અન્યાય, ચારિત્ર્ય વગેરેની બાબતમા આ બંને ભાઈઓ જાણે સદેહે જીવનાજગના પહેલા અને છેલ્લા એટલે કે સત્યયુગ અને કલિયુગ જેવા હતા. બંનેની એક જ જનેતા હોવા છતાં તેમનામાં અમૃત અને ઝેર જેટલો ફેર હતો. એક જ માતા હોવા છતાં આમ કેમ બને? જેવી રીતે અમૃત અને ઝેરની બાબતમા બન્યુ તેવી રીતે. અમૃત અને ઝેર પરસ્પર વિરુદ્ધ છે; એક જીવન આપનાર છે અને બીજું જીવનનો અંત લાવનાર છે. અને છતા તે બંનેનો જન્મ સમુદ્રમાંથી થયેલો છે.

૧૬. ફિરિ પૂછઈ   ઘુતિમાલી—શ્રેણિક રાજાને કુતૂહલ થાય છે કે વિદ્યન્માલીએ એવું તે શા દાનમાં આપ્યું હશે અને એવું શું ચારિત્ર પાળ્યું હશે, કે તપ ત્યાગ વગેરે કર્યા હશે કે જેથી એને આવું દેવતાનું પદ મળ્યું અને તેમાં પણ આવો અત્યંત તેજસ્વી, પ્રભાવશાળી દેવ થયો?

## દૂહા (પૃ. ૩)

વદઇ—બોલે. જલધર—વાદળ, તસ—ત્યાર, વીર—શ્રી મહાવીર પ્રભુ મત કરજ્યો—ન કરવા, વ્યાઘાત—વિઘ્નરૂપ બીજી કંઈ પ્રવૃત્તિ, મહી—પૃથ્વી માટી, ચૂઘઈ—ચૂસવું પકડી, ખાવું, અહીં 'સરસ સ્વાદ ચાખવો', પરિહરઇ—છોડીને, કટક—કાંટો, રતો—રક્ત, અનુરક્ત, એના પ્રત્યે ભાવ ધરાવનાર, એમાં જ રચ્યોપચ્યો રહેનાર. વિકથા—આડીઅવળી, નકામી, નિંદાકૂથલીની વાતો. હિયડઈ ઉલ્લસી—હૃદયના ઉલ્લાસથી, સોઈ—એ જ

તે સમયે અમૃત સમાન મધુર અને મેઘ સમાન ગંભીર વાણીથી શ્રી મહાવીર પ્રભુએ ભવિક જનોના હિત માટે દેશના આપતાં કહ્યું, "હે શ્રોતાજનો! તમને જે સરસ વાત કહેવામાં આવે છે તે ધ્યાનથી, રસથી, ભાવથી સાંભળો. તે સમયે બીજી કંઈ પ્રવૃત્તિમાં ચિત્તને રોકાવા દેશો નહિ કે ઊંઘશો નહિ કે આડીઅવળી નકામી વાત કરશો નહિ. જે માણસો આવી સરસ વાત ચાલતી હોય ત્યારે ઊંઘતા હોય છે તે સરસ રસના ઘૂંટડા પામવાને બદલે માત્ર તેમની ઘ્રાણેન્દ્રિય ચાવવી તમાકુ સૂંઘવા માટે સૂતા હોય છે, જેવી રીતે ઊંટ સાકર અને દ્રાક્ષ છોડીને કાંટાવાળી વનસ્પતિ ખાવામાં જ રચ્યોપચ્યો રહે છે તેવી રીતે. માટે જેઓ બીજું બધું છોડી, હૃદયમાં આનંદઉલ્લાસ આણી, ગુરુના મુખ સામે જોઈ, ધ્યાનથી અને ભાવથી સાંભળતા હોય છે તેઓ જ સાચા શ્રોતાઓ છે."

## ઢાલ બીજી (પૃ. ૩)

ગેહિની—ગૃહિણી, પની પ્રમાણ—પ્રમાણે, માઈ—એ. તસ—તેની કુખિ—કુખે, શ્રુત—આગમગ્રંથો ગીતારથ—ગીતાર્થ, આગમ ગ્રંથોનો અભ્યાસ

કરી તેનુ ગંઠ્ય પામવાનો પ્રયત્ન કરનાર મહાન મુનિઓ; ગહલઈ–ઘેલો; અગ્રજ–મોટો ભાઇ; વિલખો–શરમાઇને, ઝખવાણો પડીને; મગસેલ–એક નાનો, મગના દાણા જેટલો, પથ્થર; મેહ–મેઘ; ન આદરઈ–આદર ન આપે; વેધિઉ–વીંધાયો, મનમા લાગી ગયું; એક જ મેલ્હ્યો–એમને એકને જ મોકલ્યા; સ્વજન પ્રબોધ–ભાઇને ઉપદેશ આપવા માટે; પ્રાસુક–નિર્જીવ (અસુ–જીવ; આસુ–જીવવાળુ; પ્રાસુક–જીવ વગરનુ); ઉદક–પાણી, સાધુઓ જે ઉકાળેલું પાણી વાપરે છે તે જીવ વગરનુ હોઈ તેને પ્રાસુક ઉદક કહેવામા આવે છે ઉલગઈ–સેવા કરે છે; પડિલાભઈ–પ્રતિલાભ્યા, મેગન્નુ–પાછુ મેળવવું; નવઉઢા–નવોઢા, નવી પરણેલી સ્ત્રી; મદન–કામદેવ; દગ્ધ–દગ્ધ, બળેલો; હરભાવ–શંકર ભગવાનના કપાળના ત્રીજા નેત્રથી; કુચમંડન–છાતી પરનુ સુશોભન; ગેહકાર–ધૃક્રિ ઘૃતભાજન–ઘીનુ પાત્ર; અવિસરજ્યા–વિધિસરના વિસર્જન વિના; એટલે કે છેલ્લે છૂટા પડતી વખતે લેવાની પરસ્પર અનુમતિ વિના પોતાની મેળે જ પાછા ફર્યા; પ્રસાદ–કૃપા; આખેપઈ–આક્ષિપ્ત કરે છે, મૂળ વાતને ભુલાવી દેવા પ્રસંગાન્તરમા ચિત્ત ગોઠી રાખે છે; ગલિપણુ–ગુસ્તરણપણાની; મૂળ ી–જૂની

પાડી. આથી, પોતાનું કાર્ય સફળ ન થવાને લીધે તે મુનિ શરમાઈને ગુરુ પાસે પાછા આવ્યા, અને ગુરુને બધી વાત કરી. તે વખતે ભવદત્ત મુનિએ વચ્ચે ટંકાર કરતા કહ્યું, "વિવાદની ઘેલછામાં નાના ભાઈએ મોટા ભાઈ, જે મુનિ છે તેમને આદર ન આપ્યો અને એમની પાસે દીક્ષા ન લીધી એ કેટલું ખરાબ કહેવાય?" (૨૪–૨૮).

એ સાંભળી બીજા કોઈ એક મુનિએ ભવદત્ત મુનિને કહ્યું, "આમ બોલવાનો શો અર્થ? જો તમે તમારા નાના ભાઈને દીક્ષા આપો ત્યારે જ તે વાત પ્રમાણ કહેવાય" ભવદત્તે કહ્યું, "જ્યારે ગુરુ મગધમાં વિહાર કરશે ત્યારે હું આ કૌતુક કરી બતાવીશ." ત્યાર પછી જ્યારે ગુરુ મહારાજ મગધ દેશમાં પધાર્યા ત્યારે ભવદત્તે તેમની અનુમતિ માગી ગુરુએ એમને એકલાને જ પોતાના ભાઈને દીક્ષા આપવા માટે મોકલ્યા. ભવદત્ત મુનિ પોતાના સાંસારિકપણાના ઘરે પહોંચ્યા. પરંતુ તે વખતે નાના ભાઈનો નાગદત્ત વાસુકિની પુત્રી નાગિલા સાથે વિવાહોત્સવ થઈ રહ્યો હતો. એમાં ભવદત્ત મુનિ આવતા તેઓને ઘણો આનંદ થયો અને પેલા વિવાહોત્સવની સાથે આ મેળાપ પણ બીજા એક ઉત્સવ સમાન થયો. પરંતુ મુનિએ કહ્યું, "તમે વિવાહકાર્યમાં મશગૂલ છો, માટે અમે પાછા જઈશું." (૨૮–૩૫)

જે સમયે નાના ભાઈ ભવદેવની નવોઢા કુલાચાર પ્રમાણે શણગાર સજી રહી હતી તે વખતે ભવદત્ત મુનિના આગમનના સમાચાર સાંભળી ભવદેવ, નાગિલાના શણગાર હજુ અધૂરા હતા તો પણ તેને મૂકીને મુનિને વંદન કરવા ગયો. મુનિ તે વખતે પાછા ફરી રહ્યા હતા. મુનિને વિદાય આપવા માટે કેટલાક નગરજનો એમની સાથે થોડે સુધી ચાલી રહ્યા હતા. ભવદત્તે પોતાના ભાઈ ભવદેવને પોતાનું એક પાત્ર ઊંચકવા આપ્યું. એ સમયના શિષ્ટાચાર પ્રમાણે મુનિ લોકોને કહે કે 'હવે તમે પાછા જાઓ' અને તે પછી જ લોકો પાછા જઈ

શકે. પરંતુ ભવદત્ત મુનિએ જાણી જોઈને કોઈને એ પ્રમાણે કહ્યું નહિ. એટલે બીજા બધા નગરજનો મુનિની રજા લીધા વગર ચૂપચાપ એમને એમ પાછા વળી ગયા. પરંતુ મુનિની સાથે ચાલતો ભવદેવ ભાઈની રજા વગર કઈ રીતે પાછો વળી શકે? વળી એના હાથમાં તો મુનિનું પાત્ર પણ હતું. એ પાછો વળવાની કઈ પણ વાત ન કરે અને એને પોતાના વિવાહનો પ્રસંગ યાદ ન આવે એ માટે ભવદત્તે, એનું મન બીજી વાતોમાં વાળવા પોતાની ગૃહસ્થપણાની જૂની વાતો કાઢી. (૩૬–૪૬)

૨૪. ગચ્છ–જૈન સાધુઓમાં ગચ્છની વ્યવસ્થા પ્રાચીન સમયથી ચાલી આવી છે, અને આજે પણ તે ચાલુ છે એટલે ગચ્છ શબ્દ જૈનો માટે અપરિચિત નથી. આ ગચ્છ વગેરેની વ્યવસ્થા પ્રાચીન સમયમાં કેવી હતી તે વિશે પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીએ બૃહત્ કલ્પસૂત્ર-ભાગ છઠ્ઠાની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે માહિતી આપી છે:

"નિર્ગ્રન્થ–નિર્ગ્રન્થી સંઘમાં જવાબદાર મહામાન્ય સ્થવિરો પાંચ છે: આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને રત્નાધિક. આ પાંચે જવાબદાર સ્થવિર મહાનુભાવો અધિકારમાં ઉત્તરોત્તર ઊનતરતા હોવા છતાં તેમનું ગૌરવ લગભગ એકધારું માનવામાં આવ્યું છે. આ પાંચે સંઘપુરુષો સંઘવ્યવસ્થા માટે જે કંઈ કરે તે પરસ્પરની સહાનુભૂતિ અને જવાબદારીપૂર્વક જ કરી શકે એવી તેમાં વ્યવસ્થા છે."

× × ×

"માત્ર ગણતરીના જ નિર્ગ્રન્થ–નિર્ગ્રન્થીઓનો સમુદાય હોય ત્યારે તો ઉપર જણાવ્યા મુજબ પાંચ સંઘસ્થવિરોથી કામ ચાલી શકે. પરંતુ જ્યારે સેંકડો હજારોની સંખ્યામાં સાધુઓ હોય ત્યારે તો ઉપર જણાવેલા માત્ર ગણતરીના સંઘપુરુષો વ્યવસ્થા જાળવી ન શકે તે માટે ગચ્છ, કુલ, ગણ અને સંઘની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તે દરેકમાં ઉપર્યુક્ત પાંચ સંઘસ્થવિરોની ગોઠવણ રહેતી અને તેઓ અનુક્રમે ગચ્છાચાર્ય, કુલાચાર્ય, ગણાચાર્ય અને સંઘાચાર્ય આદિ નામોથી ઓળખાતા."

"ઉપર જણાવેલા આચાર્ય આદિ પાંચ સધપુરુષો કોઈ પણ જાતની અગવડ સિવાય જેટલા નિર્ગ્રન્થ-નિર્ગ્રન્થીઓની દરેક વ્યવસ્થાને જાળવી શકે તેટલા નિગ્રન્થ-નિર્ગ્રન્થીઓના સંઘને ગચ્છ કહેવામાં આવતો."

**૨૭. જિમ મગસેલથી** મેહ-મગસેલ એટલે મુદ્દગશૈલ નામનો મગના દાણા જેટલો પથ્થર. નદીસૂત્ર, આવશ્યકસૂત્ર વગેરેમા મુદ્દગશૈલ અને પુષ્કરાવર્તની વાત આવે છે. એમા પુષ્કરાવર્તને અને મુદ્દગશૈલને પરસ્પર ચઢાવી કોઈક લઢાવી મારે છે. પુષ્કરાવર્ત એટલે મોટામોટા પથ્થરોના પણ ટુકડે ટુકડે કરી નાખનાર મેઘની શક્તિ. મેઘ સતત ધોધમાર વરસે તો એથી ધૂળઢેફાં તો ઘડીકમા ધોવાઈ જાય અને મોટામોટા પથ્થરો પણ તૂટવા લાગે. આથી પુષ્કરાવર્તને થયું કે મારી આગળ મુદ્દગશૈલનુ શું ગજુ? એટલે એ તો સાત દિવસ સુધી એકધારો મુદ્દગશૈલ પર વરસે છે. પરન્તુ જે મેઘ મોટામોટા પથ્થરોના ટુકડા કરી શકે છે તે મગના દાણા જેટલા કઠણ પથ્થરને કશું કરી શકતો નથી. પુષ્કરાવર્તે માન્યું કે એક અઠવાડિયામા તો મુદ્દગશૈલના ચૂરેચૂરા થઈ ગયા હશે, પણ જ્યારે એણે જોયું તો મુદ્દગશૈલ વરસાદના પાણીમા નાહીને ઊલટાનો વધારે ચળકાટ મારતો હતો. આથી પુષ્કરાવર્ત શરમાઇને ઝંખવાણો પડી જાય છે. આવી જ રીતે અહીં એક મુનિ પોતાના સંસારી ભાઇને દીક્ષા માટે ઉપદેશ આપે છે, પરતુ તે માનતો નથી તેથી મુનિ ઝંખવાણા પડી જાય છે.

૩૭-૩૮-૩૯-૪૦—આ ચાર કડીમાં કવિએ નવોઢાના શણગારનુ ઉત્પ્રેક્ષા અલકાર વડે વર્ણન કર્યું છે. એના કેશ દોરાથી બાંધવામાં આવ્યા હતા, તે જાણે મુખરૂપી શશીના ઉદયથી કેશ રૂપી અધકાર નામક ચોરને પકડીને બાધવામાં ન આવ્યો હોય એવા લાગતા હતા. એના કપાળમાં કેસરનું તિલક બનાવવામાં આવ્યું હતું, તે જાણે ભગવાન શંકરે જેને બાળી નાખ્યો છે એ કામદેવનો અંકુર ન ઊગ્યો હોય એવું લાગતું હતું.

## દૂહા (પૃ. ૬)

રૂખડાં–વૃક્ષો; વાનર પરિ–વાંદરાની જેમ; તીર–કાંઠો; વાલુકા–રેતી; લીલાઇ–રમતમાં; ભૂરિ–પુષ્કળ; આચાર્ય–આચાર્ય.

આ ગામ, આ સીમ, આ વૃક્ષો કે જેના ઉપર વાનરની જેમ ચઢી આપણે રમતો રમતા હતા; આ સરોવર, આ એનુ પાણી, આ એનો મનોહર કાંઠો કે જ્યાં આપણે તાલવૃક્ષની નળીના હાર બનાવીને પહેર્યા હતા; આ રેતી કપૂર જેવી ઉજ્જવળ શોભી રહી છે કે જેમાં આપણે આનંદ ભરી રમતો રમતાં રમતાં ઘણા ઘર બનાવ્યાં હતાં. આમ ભવદત્તે ભવદેવનું વાતોમાં મન પરોવી એને પોતાના આચાર્યના પવિત્ર ચરણથી સુંદર બનેલ એવા ગામે લઈ આવ્યો. ભૂતકાળના સંસ્મરણો તાજાં થતાં માણસ બીજી બધી વાત ભૂલી જાય છે. એ યુક્તિનો લાભ લઈ ભવદત્તે ભવદેવની સાથે જૂની જૂની વાતો કાઢી એની પાસે પોતાનુ કામ કઢાવી લીધું એનું સરસ આલેખન અહીં કરવામાં આવ્યું છે.

## ઢાલ ત્રીજી (પૃ. ૬)

વસતિનઇ–નગરને; તતખિણિ–તત્ક્ષણ; દીક્ષી–દીક્ષા આપીને; તરુ કોટરઈ–ઝાડની બખોલમાં; આગિની–અગ્નિની; જાલા–જ્વાળા, ઉલ્હાઇ–હોલવાય. અસરાલા–મોટુ, વધે છે. (સં. अशरारु=અનશ્વર. એના પરથી અથવા અ. ઇઝરાઈલ પરથી) થવિર–વૃદ્ધ, ગુરુ; પાયસ–દૂધ; ભાજન–પાત્ર; બ્રાહ્મણી-સુત–બ્રાહ્મણીની સાથે. ફૂલ માલ્યધર કામિની–ફૂલની માળા ધરેલી સ્ત્રી; બંભણિસુત–બ્રાહ્મણીનો દીકરો; વમિઉ–ઊલટી કરેલું; વતાસી–વાંતાસી (વાન્ત–ઊલટી કરેલુ; અસી–ખાનાર), ઊલટી કરેલું ખાનાર; શુનક–કૂતરો; નરગની–નરકની; પડવડા–મોટો; પર સીખવવા પડવડા–પારકાને ઉપદેશ આપવામાં મોટા; સુસીલા–સારા શીલવાળી; ઉનપથ–આડે માર્ગે; વારિઉ–અટકાવ્યો.

ભવદત્ત મુનિ પોતાના ભાઈ ભવદેવ સાથે નગર સુધી આવી પહોંચ્યો. બીજા ચેલાઓ એને વાંકા વળીને જોવા લાગ્યા અને માંહોમાંહે હસીને

કહેવા લાગ્યા, "એ ભવદત્તજી આવે. એકલા ગયા હતા, પણ બંને મળીને આવે છે. મુનિના હાથમાં સપડાયો તે મુનિ થવાનો. સન્યાસીના હાથમાં સપડાયો તે સન્યાસી થવાનો. એક વખત હાથમાં આવ્યો તે કેમ છૂટે?" ગુરુએ ભવદત્તને પોતાની પાસે બોલાવી પૂછ્યુ, "આ જુવાન કોણ છે?" ભવદત્ત કહ્યું, "દીક્ષા આપવા માટે હુ આ મારા ભાઈને લાવ્યો છુ." એટલે ગુરુએ ભવદેવને પૂછ્યું. 'તમે દીક્ષાર્થી છો?' આ પ્રશ્નથી ભવદેવને વિમાસણ થઈ. 'પોતાના ભાઈને જૂઠો કેવી રીતે પાડી શકાય?' એટલે એણે કહ્યું, 'હા'. આથી ભવદેવને તરત દીક્ષા આપવામાં આવી અને સાથી બીજા મુનિ સાથે એને બીજે મોકલવામાં આવ્યો. સગાંસબંધીઓએ ત્યાં આવી જ્યારે ભવદેવ કયા છે એ વિશે ભવદત્તને પૂછ્યું ત્યારે ભવદત્ત જવાબ આપ્યો કે 'કોણ જાણે!' આમ ધર્મ અર્થે મુનિવરે સાચી વાત કહી નહીં. એટલે તે સ્વજનો પાછા ફર્યા. (૫૧–૫૮)

ભવદેવે કેવળ ભાઈની ભક્તિથી પ્રેરાઈને વ્રત પાળવું શરૂ કર્યું, પરંતુ તેના ચિત્તમાંથી નાગિલા હજુ દૂર થઈ નહોતી. ભવદત્ત મુનિ ઉગ્ર તપશ્ચર્યા કરી અંતે અનશન લઈ તે સૌધર્મ દેવલોકમાં દેવ થયા.

ભાઈના સ્વર્ગગમન પછી ભવદેવે વિચાર્યું, 'આટલા દિવસ ભાઈની ભક્તિથી વ્રત પાળ્યું. હવે મારે વ્રત શા કામનું? મારા મનમાં તો નાગિલા વસી છે. હજુ શું મોડું થયું છે? માટે જઈને એની સાથે ઘર માંડી રહું.' આમ વિચારી ગુરુને કહ્યા વિના, તેણે પોતાના ગામે આવી પાદરે મુકામ કર્યો. (૫૯–૭૩)

ત્યાં એક બ્રાહ્મણી સાથે ફૂલની માળા લઈને આવેલી સ્ત્રીએ તેને વંદન કર્યું. ભવદેવે એને પૂછ્યું 'આર્યવાન અને રેવતી અહીં છે?' તે સ્ત્રીએ કહ્યું. 'એ તો કેટલાક વખતથી પરલોક સીધાવ્યાં છે.' પછી ભવદેવે પૂછ્યું, 'ભવદેવ મુનિએ જે નાગિલા સાથે લગ્ન કર્યાં હતાં એ અહીં છે?' તે સ્ત્રીએ કહ્યુ, 'તમે ભવદેવ છો ને? અહીં આવવાનો તમારો હેતુ શો?'

ભવદેવે કહ્યું, 'નાગિલાને મળવાનો.' એ સ્ત્રીએ કહ્યું, 'હું જ નાગિલા છું. કાળ વીતતા મારું યૌવન ગયું છે. હવે મારી કોડીની કિંમતની કાયા માટે તમે શા માટે તમારાં ત્રણ રત્ન (જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય) હારી જાવ છો? તમારા મોટાભાઈએ કપટથી પણ તમારું ભલું કર્યું છે. વમન કરેલું અન્ન ખાવાની જેમ કોઈ ઇચ્છા ન કરે તેમ એક વખતની મૂકી દીધેલી એવી મને પાછી મેળવવાનો તમારે વિચાર ન કરવો જોઈએ.' ભવદેવે કહ્યું, 'ખરેખર, તેં મને સાચે રસ્તે આણ્યો છે.' (૭૪-૮૩)

**૬૬. સોહલી......અસરાલી રે**=ભવદેવ પોતાની કામપીડા વ્યક્ત કરતાં કહે છે કે અગ્નિની જ્વાળા સહન કરવી સહેલી છે, પરંતુ વિરહની જ્વાલા સહન કરવી અઘરી છે. એ બેમાં ફેર કેટલો બધો છે કે અગ્નિની જ્વાળા પાણીથી ઓલવાઈ જાય છે, જ્યારે વિરહની જ્વાલા આંખનાં આંસુ રૂપી પાણીથી વધતી જ જાય છે.

**૭૯-૮૦. બંભણિ સુત...વિમાસી રે**—નાગિલા ભવદેવને ઉપદેશ આપે છે કે તમે જીવનના સ્થૂલ સુખભોગને માટે ચારિત્ર્યનો ત્યાગ કરો નહિ. ધતૂરાની વાડી કરવા માટે કલ્પવૃક્ષને કાપી ન નાખો. એ પછી નાગિલા એક બ્રાહ્મણીના દીકરાની વાત કહે છે. બ્રાહ્મણીનો દીકરો માને કહે છે કે 'તું એક પાત્ર મારા મોઢા નીચે ધર, કારણ કે મારે પીધેલું દૂધ ઊલટી કરી નાંખવું છે; જેથી હું બીજે જઈ દક્ષિણા તરીકે જમી આવું. ત્યાર પછી ફરી ભૂખ લાગશે ત્યારે ઊલટી કરેલું દૂધ હું પી જઈશ.' મા કહે કે એવું જુગુપ્સાવાળુ અને નિંદિત કાર્ય ન કરાય. ભવદેવ કહે, એવું ખાનારો માણસ કૂતરાથી પણ ખરાબ. નાગિલાએ કહ્યું, 'તો હું તો વમનના અન્નથી પણ ખરાબ છું. માટે તમારે મારી ઇચ્છા ન કરવી જોઈએ.'

## દૂહા (પૃ. ૧૦)

*અતિચાર*-(*અતિ ચરણ ઇતિ અતિચાર*) *મૂળ વસ્તુને ઉલ્લંઘી જવું.* જૈન શાસ્ત્રો પ્રમાણે વ્રતભંગની ચાર ભૂમિકાઓ છે—અતિક્રમ (વ્રતભંગ-

નો મનમા સંકલ્પ કરવો) વ્યતિક્રમ (વ્રતભગ માટે તૈયારી, હલનચલન વગેરે કરવુ), અતિચાર (ઠેઠ સુધી જઈને વ્રતભગ કરવા માટે પ્રવૃત્ત થવુ પણ વ્રતનો ભગ કરવો નહિ), અને અનાચાર (વ્રતનો ભગ કરવો) પહેલા ત્રણ માટે પ્રાયશ્ચિત, શુદ્ધિ છે, અનાચારની નથી આલોઇ-આલોચના કરી, અપગવની કબૂલાત કરી ભિન્ન-હૃદય, ગુરણી-સાધ્વી, શક્ર-ઇદ્ર સૌધર્મ-દેવલોકનુ નામ

ભવદેવ કહે છે "આજે હવે હું મારા સ્વજનોને મળી લઉ અને ત્યાર પછી ગુરુ પાસે જઇ અતિચારની આલોચના લઇશ અને હ્રદયના ઉલ્લાસથી તપશ્ચર્યા કરીશ" નાગિલાએ કહ્યુ, "હવે તમારે સ્વજનોને મળીને શુ કામ છે? તેઓ કદાચ વચમા વિઘ્ન નાખશે જે તમારુ ઉત્તમ હિત જાણે છે એવા જ તમારા સાચા બાંધવો કહેવાય માટે તમે સીધા ગુરુ પાસે જ જાવ અને શુદ્ધ આચાર પાળો હુ પણ સાધ્વીજી પાસે જઇ વ્રત ધારણ કરીશ" એટલે ભવદેવ જિનાલયમાને નમન કરી ગુરુ પાસે ગયો અને સયમ પાળી પહેલા દેવલોકમા શક્રના સામાનિક દેવ થયો

## ઢાલ ચોથી (પૃ. ૧૦)

ચવિઓ-ચ્યવ્યો પુખલાવઇ-પુષ્કળાવતિ-મહાવિદેહ ક્ષેત્રમા પુષ્કળાવતિ નામનો વિજય ખડ છે, નયરિ-નગરી, પુંડરીકિણી-નગરીનુ નામ, પૂગઈ-પહોચે, પૂરા થાય, પૂરવઈ-પૂરા કર્યા, પાર પાડ્યા, સીતા સમુદ્રમોન-સમુ જેવી સીતા નામની નદીમા, અભિધા-નામ પૂન-પુત્ર, ખેલા ચોખેલા ચે, રમાડ્યો, કણિ-હાથિણી કરિ-હાથી, વનઇ-વનમા, અભ-વાદળ; પરો-આઘો, પિશુન-ચાડી કરનાર, ચાડિયો, થિર-સ્થિર, અજુઆતઇ-અજવાળે નિશમણિ-ચદ્ર સકલત્ર-પત્ની સાથે, સમોસર્યા-સમવસર્યા, પધાર્યા વસુધાર-ધનની ધારા, માસખમણ-મહિનાના ઉપવાસ, ચઉદ પૂર્વી-ચૌદ પૂર્વધારી મુનિ, ફટિક ચિત્ત-સ્વચ્છ મનથી

હવે ભવદત્તનો જીવ દેવલોકમાથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમા પુષ્કળાવતિ વિજયમા, પુંડરીકિણી નામની નગરીમા વજ્રદત્ત ચક્રીની રાણી

યશોધરાની કુખમા આવ્યો તે વખતે યશોધરા રાણીને સમુદ્રમા સ્નાન કરવાનો દોહદ થયો રાજાએ એને સમુદ્ર જેવી સીતા નદીમા સ્નાન કરાવી એનો દોહદ પૂરો કર્યો. યશોધરા ચન્દ્રની કલાની જેમ દિવસે દિવસે તેજમા વધવા લાગી. (૮૯–૯૨)

સમય જતા રાણીએ પુત્રને જન્મ આપ્યો તેનુ નામ સાગરદત્ત રાખવામા આવ્યુ યોગ્ય વય થતા રાજાએ એને ગુરુ પાસે વિદ્યા શીખવા રાખ્યો ત્યાર પછી યૌવનમા આવતાં સાગરદત્ત ઘણા સ્વયવરમા જઈ ઘણી કન્યાઓ સાથે પરણ્યો, અને તેમની સાથે ભોગવિલાસ ભોગવવા લાગ્યો (૯૩–૯૫)

એક દિવસ તે પોતાની રાણીઓ સાથે ખેલતો હતો ત્યારે તેણે આકાશમા એક વાદળુ જોયુ એ વાદળ સામે જ તેની નજર ચોટી રહી એવામા પવન આવતા વાદળુ વિખેરાઈ ગયુ એ જોઈ કુવર ચિત્તમા વિચારવા લાગ્યો, આ મેઘની જેમ જ સપત્તિ, આપત્તિ, જન્મ, મરણ વગેરે ક્ષણિક અને નાશવતી વસ્તુઓ છે માત્ર એક ધર્મ જ સ્થિર અને નિત્ય છે માટે આત્મશક્તિને અજવાળનાર અને શાશ્વત સુખ આપનાર એવા ધર્મનુ જ વ્રત લઈ તે પાલન કરવુ જોઈએ. આમ, સાગરદત્ત કુમારને એકાએક વૈરાગ્યભાવ આવ્યો એણે માતાપિતા પાસે રજા માગી દીક્ષા લીધી અને અવધિજ્ઞાન પ્રાપ્ત કર્યુ (૯૬–૧૦૨)

હવે ભવદેવનો જીવ અમુક કાળે સ્વર્ગમાથી ચ્યવીને વીતશોક નગરીમા પદ્મરથ રાજાની રાણી વનમાલાને કુખે અવતર્યો. એ પુત્રનુ નામ શિવકુમાર રાખવામા આવ્યુ એને લાડકોડથી ઉછેરવામા આવ્યો ગુરુ પાસે એ વિદ્યા ભણ્યો અને યૌવનમા આવતા કન્યા સાથે લગ્ન કરી ભોગવિલાસ ભોગવવા લાગ્યો એક વખત એ નગરીની બહાર ઉપવનમા સાગર ઋષિ પધાર્યા તે સમયે કામસમૃદ્ધ નામના એક સાર્થવાહે મુનિને માસખમણનુ પારણુ કરાવ્યુ તે સમયે એના ઘરના

આગણામા ધનની વૃષ્ટિ થઈ એ જોઈ આશ્ચર્યમુગ્ધ બનેલો શિવકુમાર એ ચૌદ પૂર્વધારી મુનિની પાસે સપરિવાર બેસી ગજહંસની જેમ ધર્મોપદેશ ગ્રહણ કરવા લાગ્યો. શિવકુમારે પછી એ મુનિને એમનો પૂર્વ ભવ કેવો હતો એ વિશે પૂછયુ (૧૦૩-૧૧૦)

૯૪. **સમયઈ........નિર્મલા**— એ પુત્ર કિશોરાવસ્થામાં આવતા યોગ્ય સમયે રાજાએ એને ગુરુ પાસે વિદ્યા શીખવા મૂક્યો. જેવી રીતે કૂવામાથી દોરડા (ગુણ) વડે માણસ નિર્મળ પાણી કાઢી તેનું પાન કરે, એટલે કે પાણી ખેંચી કાઢનાર માણસ પાણી મેળવે અને છતાં કૂવાનુ પાણી ખૂટે નહિ તેની રીતે આ શિષ્યે ગુરુ પાસેથી સર્વ પ્રકારના સદ્ગુણો અને વિદ્યાઓ ગ્રહણ કર્યા. કવિએ કૂવાના જલની આ કલ્પના હેમચંદ્રાચાર્યના જંબૂસ્વામી ચરિત્રમાથી લીધી છે.

દૂહા (પૃ. ૧૩)

વડભાગ–મોટા ભાગ્યવાળા; સુર–દેવતા; નિર્મમ–મમતા રહિત; સરાગ–અનુરાગ, આસક્તિવાળો; સાશ્રવ–(આશ્રવ–આવવા–જવાનો દરવાજો) જેમાં પાપપુણ્ય વગેરેનું આવાગમન થાય છે; ઇતર–બીજું, એટલે કે નિરાશ્રવ–જેમા પાપપુણ્ય વગેરેનું આવાગમન થતું નથી. પરિણતિ–પરિણામ.

અવધિજ્ઞાન વડે જાણીને સાગરદત્ત ઋષિએ શિવકુમારને કહ્યું, ‘પૂર્વ ભવમાં તમે મારા નાના ભાઇ હતા. મેં તમને તે વખતે કપટ કરીને દીક્ષા અપાવી હતી. ત્યાર પછી આપણે બને સૌધર્મ દેવલોકમા દેવતા થયા અને પરસ્પર ઘણી પ્રીતિ રાખતા હતા. હવે આ ભવમાં હું અનાસક્ત સાધુ થયો છું અને તમે હજુ અનુરાગવાળા રહ્યા છો.’

૧૧૩. **સાશ્રવ...અનુકૂલ**—સાગરદત્ત ઋષિ શિવકુમારને કહે છે કે હું રાગરહિત થયો છું અને તમે હજુ રાગવાળા રહ્યા છો, કારણ કે આમાં સાશ્રવ અને અનાશ્રવના અભ્યાસના પરિણામની જ મૂળ મુખ્ય વાત છે. જ્યાં સુધી આત્મા આશ્રવવાળો હોય છે ત્યા સુધી પાપ, પુણ્ય,

અનુરાગ વગેરે રહે છે. જ્યાં અનાશ્રવ હોય ત્યાં એ કશું હોતું નથી.

### ઢાળ પાંચમી (પૃ. ૧૪)

વિણ આણ–આજ્ઞા વિના; ભાવયતી–મનના ભાવથી યતિ; ઉદ્દેજિઓ –ઉદ્વેગ પામ્યો; ભુજાવો–ભોજન કરાવો; ઇભ્યપુત્ર–શ્રેષ્ઠીનો પુત્ર; તનુપંજર–દેહરૂપી પિંજરું; નિસીહી–(સં. નૈષેધિકી)મંદિર કે ઉપાશ્રયમાં પેસતાં 'નિસીહી કહેવાનો જૈનોમાં રિવાજ છે. તેનો અર્થ એ છે કે આવા પવિત્ર સ્થળમા પ્રવેશતાં બહારના બીજા બધા વ્યાપારોનો ત્યાં જતાં નિષેધ થાવ, બહાર એ રોકઈ જાવ. ઇરિયાવહી–ઐર્યાપથિકી; હાલતાં ચાલતાં જે કંઇ પાપ થાય તે. પડિકન–પ્રતિક્રમી; આ બને શબ્દોનો અર્થ એ કે હાલતાં ચાલતાં જે કઇ પાપ થાય તેમાથી પાછા હઠવા માટે આલોચના કરવી. આવી આલોચના ગુરુ પાસે શિષ્ય કર છે. પુજી–પ્રમાર્જીને, શુદ્ધ કરીને; અણુજાણો મુજ–મને આજ્ઞા આપો; સિઠ–શિષ્ટ, શાસ્ત્રોક્ત; નિરવદ્ય–દોષરહિત, શુદ્ધ; મુંડિતપણું–સાધુત્વ; આંબિલ–એક વ્રત જેમાં અમુક પ્રકારનો જ લૂખો આહાર દિવસમાં એક વાર લેવાનો હોય છે; છઠ–બે ઉપવાસનુ વ્રત; આઉ–આયુષ્ય; સિવ–શિવકુમાર; ઈંદ–ઇન્દ્ર; સ્વયમેવ–સાક્ષાત્.

શિવકુમારે કહ્યું, "હે ગુરુ, પૂર્વ ભવની જેમ આ ભવે પણ તમે મને તારો. હું વ્રત લેવાને માટે મારાં માતાપિતાને પૂછી આવું છું." શિવકુમારે માતાપિતા પાસે અનુમતિ માગી, પરંતુ માતાપિતાએ તે આપી નહિ. તેમણે કહ્યું. "જો તું અમારો ભક્ત હોય તો વ્રત લેવાને અમારી તને ના છે." આમ, તેમની આજ્ઞા વિના તે વ્રત લઈ શક્યો નહિ. એટલે તે સાગર ગુરુનો માત્ર મનના ભાવથી ચેલો બન્યો. તેણે ખાવુંપીવું બંધ કર્યું, પૂછવામાં આવતું ત્યારે 'મને રુચતું નથી' એટલો જ ઉત્તર આપતો. આથી ઉદ્વેગ પામીને રાજાએ શ્રેષ્ઠીના પુત્ર દઢધર્મને બોલાવી શિવકુમારને સમજાવવા કહ્યું. (૧૧૪–૧૧૮).

હવે દઢધર્મા શિવકુમાર પાસે આવ્યો. 'નિસીહી' કહીને એ અંદર

ઘરમાં પ્રવેશ કરી–ગુરુની જેમ એને વંદન કરી, 'મને આજ્ઞા આપો' એમ કહીને બેઠો. શિવકુમારે કહ્યું, 'તું શા માટે મુનિને યોગ્ય એવો વિનય મારી સાથે કરે છે?' દઢવર્માએ કહ્યું, "તમારો શુભ ભાવ ખરેખર વંદનને યોગ્ય છે. એટલે, તમે ભાવયતિ હોવાને કારણે મેં આ વિનય કર્યો છે. પરંતુ મારે તમને એક પૂછવું છે. તમે ભોજન કેમ કરતા નથી?" શિવકુમારે કહ્યું, "મારા ઘરમાં નિરવદ્ય–દોષરહિત આહાર ક્યાં મળે છે?" દઢવર્માએ કહ્યું, "હું તમને લાવી આપું." શિવકુમારે કહ્યું, "હું છઠ કરીને પારણે આંબિલ કરીશ." આમ, શિવકુમારને વ્રત કરતાં બાર વર્ષ વીતી ગયાં. પરંતુ સંયમ વ્રત લેવાને માટે માતાપિતાએ રજા ન આપી. અંતે શિવકુમાર આયુષ્ય પૂરું કરી બ્રહ્મલોકમાં દેવ તરીકે ઉત્પન્ન થયો. એ દેવ તે વિદ્યુન્માલી. આજથી સાતમે દિવસે તે દેવલોકમાંથી ચ્યવી ઋષભદત્તનો પુત્ર જંબુકુમાર થશે અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે જનાર એ છેલ્લા હશે. (૧૧૯–૧૩૨)

**૧૨૮.** ન વઉ...પમાણ—નિશ્ચય નયથી અહીં ઉંમર પ્રમાણ નથી અને પર્યાય પણ પ્રમાણ નથી. છતાં વ્યવહારથી ઉભય નયને સંમત એવું પ્રમાણ કરવામાં આવે છે.

**૧૨૪-૧૨૮.** દઢવર્મા શિવકુમારને ગુરુની જેમ વંદન કરે છે. પરંતુ શિવકુમારે વિધિસરના સાધુત્વનો અંગીકાર કર્યો નથી. એટલે એને એ પ્રમાણે વંદન કરી શકાય? દઢવર્મા તેનો અહીં ખુલાસો આપે છે. સાધુઓમાં ઉંમર અને પર્યાય (દીક્ષાનો ગાળો) એ બે પ્રમાણ કોણ કોને વંદન કરે એ નક્કી કરવામાં માર્ગદર્શક બને છે. ઉંમરમાં મોટા સાધુ પોતાનાથી નાના પણ લાંબા દીક્ષા પર્યાયવાળા સાધુને વંદન કરે એમ પણ બને અથવા ઉંમરમાં મોટા અને લાંબા દીક્ષા પર્યાયવાળા સાધુ પોતાનાથી ઉંમરમાં નાના અને ઓછા દીક્ષાપર્યાયવાળા સાધુને વંદન કરે એમ પણ બને. આમાં એકલી વય કે એકલો પર્યાય પ્રમાણથી, પરંતુ વ્યવહારથી એ બંનેને સંમત એવું પ્રમાણ કરવામાં આવે છે. દઢવર્મા કહે છે કે એકલું મસ્તક

મુડાવવાથી સાધુત્વ આવી જતુ નથી અને મસ્તક ન મુડાવીને, ઘરમા રહેનાર પણ એના જ્ઞાન અને યોગથી સાધુ હોઈ શકે છે

દૂહા (પૃ. ૧૬)

પછી, વિદ્યુન્માલી દેવની ચારે પ્રિયાઓએ પ્રસન્નચદ્ર ઋષિને પૂછયુ કે "અમને અમારા પ્રિયતમનો ફરી મેળાપ કયા થશે?" "ઋષિએ કહ્યુ, "આજ નગરમા સમુદ્ર, પ્રિય સમુદ્ર, કુબેર અને સાગર એ ચાર શ્રેણીઓ વસે છે તેની તમે પુત્રીઓ થશો, ત્યારે મનુષ્યભવમા તમારે એની સાથે મેળાપ થશે"

**૧૩૩. પ્રસન્નચંદ્ર ઋષિ**—શ્રેણિક રાજાએ શ્રી મહાવીર પ્રભુને છેલ્લા કેવળી કાણ થશે, એ વિશે પ્રશ્ન પૂછયો અને પ્રભુએ શ્રી જબૂસ્વામીનુ ચરિત કહ્યુ, તેવી રીતે આની પહેલા તેમણે પ્રસન્નચદ્ર રાજર્ષિ વિશે પ્રશ્ન પૂછયો હતો અને પ્રભુએ તેનુ ચરિત કહ્યુ હતુ

પોતનપુર નગરમા સોમચદ્ર રાજા અને ધારિણી રાણી સુખેથી રહેતા હતા રાજાને પ્રસન્નચદ્ર નામનો એક નાનો પુત્ર હતો પોતાના મસ્તકમા સફેદ વાળ જોતા રાજાએ પુત્રને ગાદી સોપી વનમા જવાનો નિશ્ચય કર્યો ધારિણી પણ એમની સાથે વનમા ગઈ તેઓ વનમા સાધુજીવન ગાળવા લાગ્યા પરતુ વનમા જતા પહેલા ધારિણીને ગર્ભ રહ્યો હતો તે મોટા થતા સમય થએ ધારિણીએ વનમા બાળકને જન્મ આપ્યો અને પોતે મૃત્યુ પામી બાળક વ કલ પહેરી ઋષિકુમારની જેમ ઊછરવા લાગ્યો, માટે તે વ કલચીરી કહેવાવા લાગ્યો પ્રસન્નચદ્રને તે વિશે ખબર પડતા પોતાના એ ભાઇને નગરમા બોલાવી લાવવા માટે પ્રયત્ન કર્યો પરતુ એણે મોકલેલી વેશ્યાઓ તેને લઈ આવ્યા વિના પાછી ફરે છે ત્યાર પછી વલ્કલચીરી નગરમા આવી એક વેશ્યાને ત્યા રહે છે અને એની પુત્રી સાથે લગ્ન કરે છે, પરતુ નાગરિક અને ગૃહસ્થ જીવનની એને કઈ ખબર પડતી નથી પાછળથી પ્રસન્નચદ્રને પોતાના ભાઇનો મેળાપ થાય છે અને તેઓ બને વનમા પોતાના પિતાને મળવા જાય છે વ કલચીરી ધર્મધ્યાનથી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરે છે, અને પોતાના પિતા તથા ભાઈ પ્રસન્નચદ્રને પણ

ઉપદેશ આપે છે એથી પ્રસન્નચંદ્ર પોતાના પુત્રને ગાદી સોંપી વનમાં જઈ આકુ બની તપશ્ચર્યા કરે છે તે ઉગ્ર તપશ્ચર્યા કરતા હોય છે ત્યારે શ્રેણિક રાજાનો રથ ત્યાંથી પસાર થાય છે તે વખતે રાજાના એક સૈનિક બીજાને કહ્યું, 'ખરેખર! આ કોઈ મહા મા વદનીય છે' બીજાએ કહ્યું, 'અરે, આમને તુ નથી ઓળખતો? એ તો પ્રસન્નચંદ્ર રાજર્ષિ છે પણ એમનુ બધુ તપ નિષ્ફળ જવાનુ છે, કા ણ કે એમણે જે દુષ્ટ મત્રીઓને પોતાનો પુત્ર તથા રાજ્ય સોપ્યુ છે તે મત્રીઓ એ પુત્રનો ઉચ્છેદ કરશે' પ્રસન્નચંદ્રના કાને આ શબ્દો પડે છે, એટલે તરત તે તેના વિચારે ચડી જાય છે અને મનમા ને મનમા ક્રોધ કરી તે મત્રીઓને મારી નાખવાની ઇચ્છા કરે છે

શ્રેણિક રાજાએ જ્યારે ભગવાન મહાવીરને રસ્તામા પોતે જોયેલા આ મહાન તપસ્વી વિશે પ્રશ્ન કર્યો કે 'આવા ધ્યાનમા જ જો તે મુનિનો દેહ પડે તો તે કઈ ગતિ પામે?' ભગવાને કહ્યું, "સાતમી ન કે" આથી રાજાને આશ્ચર્ય થયુ આવી ઉગ્ર તપશ્ચર્યા કરનાર સાતમી નરકે કેવી રીતે જઈ શકે? તેમણે વિચાર કરી ફરીથી એ જ સવાલ ભગવાનને પૂછ્યો ભગવાને કહ્યુ, "હવે તે સર્વાર્થ સિદ્ધિએ જાય" શ્રેણિક રાજાએ પ્રભુને પૂછ્યુ કે 'તમે આવો જુદોજુદો જવાબ કેમ આપ્યો?' એટલે પ્રભુએ કહ્યુ કે પહેલી વાર પ્રશ્ન કર્યો ત્યારે પ્રસન્નચંદ્ર મુનિ સૈનિકની વાત સાભળી તપ કરતા કરતા પોતાના મત્રીઓને મારી નાખવાના વિચારમા પડી ગયા હતા પરતુ પછી એમને આવો વિચાર ક વાને માટે ખૂબ પશ્ચાત્તાપ થયો તેઓ ફરી પાછા પોતાના શુક્લધ્યાનમા દૃઢ થયા એટલે બીજી વાર તમે પ્રશ્ન કર્યો ત્યારે તેઓ શુક્લધ્યાનમા દૃઢ હતા, માટે આવો જવાબ આપ્યો પ્રભુએ આવો જવાબ આપ્યો ત્યાર પછી થોડી જ વારમા પ્રસન્નચંદ્ર ઋષિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ એ પછી એમને વિદ્યુન્માલીની ચારે પ્રિયાઓએ પોતાના પ્રિયતમનો ફરી મેળાપ કેવી રીતે થશે એ વિશે ઉપર મુજબ પ્રશ્ન કર્યો અને ઋષિએ કેવળજ્ઞાનથી જાણી તેનો ઉપર મુજબ જવાબ આપ્યો એમ શ્રી વીર પ્રભુએ શ્રેણિક રાજાને કહ્યુ

## બીજો અધિકાર

### ઢાલ પહેલી (પૃ. ૧૭)

સિણુગાર–શણગાર; વાધઇ–વધે; ઘન–વાદળ; શિખિ–મોર; અમર્ષ–ઈર્ષ્યા, દ્વેષ; લઘુ ભાવઇ–હલકુ હોવાને કારણે; સલૂણકાં–સલાવણ્ય, સુંદર; જમવારો–જન્મારો; વૈભારઈ–વૈભારગિરિ; સોહમ–સુધર્મા સ્વામી; સાવદ્ય–પાપવાળું, જેમાં કંઈ દોષ લાગે એવું; જલધર–વાદળ; ઉરગ–સર્પ; જંગુલી–સર્પનુ વિષ ઉતારનાર વિદ્યા; અગસ્તી–અગસ્ત્ય મુનિ.

એ રાજગૃહ નગરમા શ્રેણિક રાજા રાજ્ય કરતો હતો. એની ગુણ-કીર્તિ પવિત્ર ત્રિવેણીની જેમ ત્રણે ભુવનમા ફેલાઇ હતી. એનુ તેજ એટલું બધુ હતુ કે એનાથી પરાભવ પામીને સૂર્ય જાણે આકાશમા ભમતો ન હોય અને એના પ્રત્યેના દ્વેષથી અગ્નિ જાણે બળતો ન હોય એવું લાગતુ હતું. એની સભામાં ઋષભદત્ત શ્રેષ્ઠી શોભતો હતો. તે બીજા કુબેર જેવો હતો. વૃક્ષ કે સરોવરના જળની જેમ તેનુ ધન સૌને કામ લાગતુ. એની સાથે કલ્પતરુને તોલવામા આવ્યું, પરતુ તે હલકું હોવાને લીધે ઊંચે ગયું. ધારિણી એની પત્ની હતી. તે પ્રસન્ન, સૌન્દર્યવતી અને સારા ચરિત્ર્યવાળી હતી. ઋષભદત્ત અને ધારિણી વચ્ચે નખ અને માંસ જેવી ગાઢ પ્રીતિ હતી. બને એવું સુખ ભોગવતાં હતા કે જાણે બનેનો જીવ એક હોય, માત્ર દેહ જુદા જુદા હોય એવું લાગતુ. (૧–૧૩)

ધારિણીને પુત્ર વિના પોતાનુ જીવન શૂન્ય લાગતું. તે ચિંતાતુર રહેતી. પતિએ ચિંતાનુ કારણ પૂછ્યું અને ધારિણીએ તે કહ્યું; પરંતુ એથી ચિંતા ઓછી થવાને બદલે ઊલટાની બેવડી થઈ. ધારિણીના એ દુઃખને ભુલાવવા ઋષભદત્ત એને વૈભારગિરિ પર લઈ ગયો. પત્નિનો હાથ પકડી ધારિણી પર્વત પર ચડી. ઋષભદત્ત એને ઉપવનની શોભા બતાવવા

લાગ્યો ત્યાં ઋષભદત્તને એનો એક મિત્ર વનામિત્ર મળ્યો તેણે પૂછ્યું, “ક્યાં જશો?” મિત્ર કહ્યું, ‘અહીં સુધર્માસ્વામી છે તેમને વંદન કરવા તમે આવતા હો તો આવો ઋષભદત્ત અને ધારિણી ત્યાં ગયા ત્યાં એક મુનિવરને તપ તપતા જોયા બન્નેએ તેમને વંદન કર્યાં મુનિવરની દેશના સાંભળ્યા પછી તે મિત્ર જંબૂ (જેના નામ પરથી જંબૂદ્વીપ એવું નામ પડેલું છે તે જંબૂ વૃક્ષ)નું સ્વરૂપ પૂછ્યું ધારિણીએ પણ આ અવસર જોઈ મુનિને પૂછ્યું, “મને પુત્રપ્રાપ્તિ થશે કે નહિ?’ મિત્ર કહ્યું, “મુનિને આવો પ્રશ્ન ન પૂછી શકાય પરંતુ હું તમને તેનો જવાબ આપું છું આ અવસર તમે પ્રશ્ન પૂછ્યો છે, તો કહું છું કે જો સ્વપ્નમાં તમને સિંહનું દર્શન થશે તો જંબૂ વૃક્ષ જેવો દેદીપ્યમાન પુત્ર તમને પ્રાપ્ત થશે” ધારિણીએ કહ્યું, ‘હું દેવતાને ઉદ્દેશી ૧૦૮ આયંબિલ કરીશ, જેથી મનવાંછિત મળે’ ત્યાર પછી મુનિને વંદન કરી તે દંપતી ઘર પાછા આવ્યા એક દિવસ ધારિણીને સ્વપ્નમાં સિંહ દેખાયો ત્યાર પછી એની કુખે વિદ્યુન્માલીનો જીવ અવતર્યો ધારિણીના શુભ દોહદ પૂર્ણ થતા અને સમય પૂરો થતા ધારિણીએ પુત્રને જન્મ આપ્યો (૧૪–૩૦)

**૨૪. ક્રોધ જલન અગસ્તી રે**—આ એક કડીમાં કવિએ સુધર્મા સ્વામીના સાધુત્વનો પરિચય અત્યંત મનોહર અને આલંકારિક રીતે આપ્યો છે સુધર્મા સ્વામી ક્રોધરૂપી જ્વાળાને શમાવનાર મેઘ સમાન છે, માન રૂપી મોટા વૃક્ષને ઉખેડી નાખનાર હાથી સમાન છે, દંભ રૂપી સર્પના ઝેરને ઉતારી નાખનાર જાંગુલી વિદ્યા સમાન છે, અને લોભ રૂપી સમુદ્રને પી જનાર અગસ્ત્ય મુનિ સમાન છે.

## દૂહા (પૃ. ૨૧)

સ્વર્ણ પત્ર–સુવર્ણના પાનો, અક્ષત–ચોખા તૂર–એક વાજિંત્ર, ઇષ્ટ, ઉત્તમ, કર–હાથ હરિત–લીલા

પુત્રજન્મોત્સવના પ્રસંગે ઋષભદત્તના ઘરે અક્ષતથી ભરેલા સુવર્ણના

પાત્રો લાવવામાં આવ્યાં. વાજિત્રો અને નૃત્ય વડે ત્યાં મંગલોત્સવ થયો. તેના ઘર આગળ કુળવધૂઓએ વેરેલાં દુર્વાંકુર ઊગી નીકળ્યાં અને ત્યાં લીલુંછમ થઇ ગયું. ઋષભદત્ત દેવગુરુની પૂજા કરવા લાગ્યો અને યાચકોને ઘણું દાન અને સ્વજનોને ઘણું માન આપવા લાગ્યો. જંબૂ નામના વૃક્ષ પરથી એણે પુત્રનું નામ જંબૂકુમાર રાખ્યું. તે કુમાર મોટો થયો અને યૌવનમાં આવ્યો.

## ઢાલ બીજી (પૃ. ૨૨)

વ્યવહારિઉ–વેપારી; સમુદ્રદત્ત–અહીં આ ૩૫મી કડીમાં 'સમુદ્રપ્રિય' નામ જોઇએ. સરતચૂકથી હસ્તપ્રતમાં તે 'સમુદ્રદત્ત' લખાયું છે; સંપદા–સંપત્તિ; દુવાર–દ્વાર; હય–ઘોડા; ગય–હાથી; વપ્રઇ–કિલ્લાના કોટમાં; એણિં મગ્ગિ–એ માર્ગે; યાવજ્જીવ–જીવનના અંત સુધી; તામ–ત્યાં સુધી; હેઉ–હેતુ, દુઃખના હેતુરૂપ; મિલાવડો–મિલાપ, મેળ; કેલિ કંથેરિનો–કોમળ કેળ અને કાંટાળી કંથેરના મેળની જેમ; અતિવેલા–મોડું; આશાતરુ વાય–આશારૂપી વૃક્ષને પવન સમાન.

હવે એ જ નગરમાં સમુદ્રપ્રિય નામના વેપારીને પદ્માવતી નામની પત્ની હતી. બીજા સમુદ્રદત્તને કનકમાળા નામની પત્ની હતી. ત્રીજા સાગરદત્તને વિનયશ્રી નામની અને ચોથા કુબેરદત્તને ધનશ્રી નામની પત્ની હતી. એ ચાર દંપતીને ત્યાં વિદ્યુન્માલીની એક એક એમ ચારે પ્રિયા અવતરી. પૂર્વ ભવ પ્રમાણે આ ભવમાં પણ તે અત્યંત રૂપવંતી હતી. આ ચાર કન્યાઓનાં નામ સમુદ્રશ્રી, પદ્મશ્રી, પદ્મસેના અને કનકસેના હતાં. હવે એ જ નગરમાં કનસેનને કનકવતી નામની, શ્રમણદત્તને શ્રીષેણા નામની, વસુસેનને વીરમતી નામની અને વસુપાલિતને જયસેના નામની પત્ની હતી. એ ચારે દંપતીને અનુક્રમે નભસેના, કનકશ્રી, કનકવતી અને જયશ્રી નામની પુત્રીઓ હતી. આમ આ આઠે કન્યાના પિતાઓએ સાથે મળી પોતાની પુત્રીઓનાં લગ્ન જંબૂકુમાર સાથે કરવાને ઋષભદત્તને વિનંતી કરી.

ઋષભદત્તે તે માન્ય રાખી. તેથી તે કન્યાઓ અને તેમના માતાપિતા ધન્યતા અનુભવવા લાગ્યા (૩૫-૪૭)

આ સમયે એ પ્રદેશમા મોહમ ગણધર-સુધર્માસ્વામી પધાર્યા જમ્બૂકુમાર તેમને વંદન કરવા ગયા, અને એમની દેશના સાભળીને એમના હૃદયમા વૈરાગ્ય ઉત્પન્ન થયો એણે ગણધર મહારાજને પ્રણામ કરી કહ્યુ, 'મને દીક્ષા લેવાની ઇચ્છા થઈ છે. માટે માતાપિતાની અનુજ્ઞા લઇને હુ આવુ ત્યા સુધી આપ અહીં જ રહેજો'. મહારાજની રજા લઈ એ નગર તરફ આવ્યા પરતુ તે વખતે નગરના દ્વાર આગળ હાથી, ઘોડા વગેરેનો એટલો બધો ધસારો હતો કે જેથી ઘરે પહોચી પાછા મહારાજ પાસે પહોચતા ઘણું મોડું થાય એમ હતુ આથી તેઓ નગરના બીજા દ્વારે આવ્યા. પરતુ ત્યા પણ તે દ્વાર યત્નથી વાસી દેવામા આવેલુ અને ત્યા દુશ્મનો ન પ્રવેશે માટે દ્વાર ઉપર વજ્ર જેવી મોટી શિલાઓ લટકતી રાખવામાં આવી હતી જમ્બૂકુમારે વિચાર કર્યો કે ત્યાથી પોતે જાય અને શિલા પડે તો કુમરણ થાય અને તેથી દુર્ગતિ થાય. આથી તે તરત મહારાજ પાસે આવ્યા અને એમની પાસે યાવદ્ જીવન બ્રહ્મચર્યનુ વ્રત લીધુ અને દીક્ષા લેવાનુ માતાપિતાની અનુમતિ મળ્યા પછી રાખ્યું ઘરે આવી તે માટે અનુમતિ માગી ત્યારે માતાપિતાએ રોતારોતા કહ્યું, 'અમારી આશા તુ ભાગી ન નાખ. યૌવનના ભોગ તુ ભોગવ અને પછી યૌવન વીત્યે અમારી સાથે તુ વ્રત લેજે. તુ કેવી રીતે કઠિન વ્રત કરી શકીશ? માટે આઠે કન્યા સાથે લગ્ન કરી અમારી આશા તુ પૂર્ણ કર.' (૪૮-૬૦)

### દૂહા (પૃ. ૨૪)

ત્રણ્યઈ-ત્રણે; વ્રત અર્થીનઈ-વ્રત લેવાની ઇચ્છાવાળાને; પડવજી-(પ્રા. પડિવજ્જિય) સ્વીકારીને; જાત-પુત્ર, ચિંતના ભૂરિ-ખૂબ વિચાર કરી કરી, આલોચ-વિચાર

જમ્બૂકુમારની વ્રત લેવાની ઇચ્છાની એમના માતાપિતાએ આઠે

કન્યાઓના પિતાને જાણ કરી. તેથી તે શ્રેષ્ઠિઓ મૂંઝવણ અનુભવવા લાગ્યા. પરંતુ કન્યાઓએ કહ્યું, "જેમ રાજા એક વાર બોલે છે, એટલે કે રાજાનું વચન બદલાતું નથી; જેમ સાધુ એક વાર બોલે છે, એટલે કે મુનિનું વચન મિથ્યા હોતું નથી; તેમ કન્યા પણ એક વાર અપાય છે. માટે અમે જંબૂકુમારને જ પરણશું." આથી તે કન્યાઓના પિતાઓએ ઋષભદત્તને વિવાહની તૈયારી કરવા કહ્યું.

## ઢાલ ત્રીજી (પૃ. ૨૧)

સબલ–મોટી; ચંદુઆ–ચંદરવા; દિવાજઈ–શોભે છે; ચંદાતપ–ચંદ્ર અને સૂર્ય; સજાઈ–તૈયારી; ચલ–ચલિત, હાલતાં; પટ– વસ્ત્ર; કુસુંભ–કસુંબા રંગનાં; કેશનો લોચ–વાળ હાથ વડે ખેંચીને ઉતારવા; ઉત્તમના–અલંકૃત, શોભારૂપ; ધમ્મિલ્લ–અંબોડો; ચંગ–સુંદર; અગ્ઘો–અર્ઘ્ય; સુવાસિણિ–સૌભાગ્યવતી સ્ત્રી; દધિ–દહીં; મહગ્ઘો–મહાર્ઘ; કિંમતી અર્ઘ્ય; શરાવ સંપુટ–માટીનાં બે કોડિયાં: એકની ઉપર બીજું કોડિયું ઊંધુ ગોઠવી નાડાછડીથી બાંધીને મૂકવામાં આવે છે અને વરરાજા એના પર પગ મૂકી એ ભાંગે છે. વરરાજાની સ્વસ્થતાની કસોટી કરનાર આ એક ક્રિયા છે. માતૃગૃહિ–માંયરામાં; ચઉરી–ચૉરી; મધુપર્ક–મધ, ઘી, દૂધ, દહીં અને સાકરનું મિશ્રણ.

ત્યાર પછી ઋષભદત્તે અને શ્રેષ્ઠિઓએ જોષીને લગ્નનો દિવસ પૂછ્યો. એ પછી સાતમે દિવસે લગ્ન લેવાનું નક્કી કરવામાં આવ્યું. તે શ્રેષ્ઠિઓએ પોતે બધા જાણે ભાઈઓ હોય તેમ એક ચિત્તથી–એક મતથી વિવાહની મોટી તૈયારી કરી. વિવાહ માટે મોટો સુંદર મંડપ રચવામાં આવ્યો, જે ચંદરવા, મોતીની માળા, તોરણો, સાથિયા વગેરે વડે શોભતો હતો. જંબૂકુમારને પીઠી ચોળવામાં આવી. કન્યાઓને પણ પીઠી ચોળી સ્નાન કરાવવામાં આવ્યાં. જંબૂકુમારને સ્નાન કરાવ્યા પછી, વસ્ત્રાલંકાર વડે સજ્જ કરવામાં આવ્યા. તેઓ પછી ઉત્તમ

અશ્વ પર બેસી મંડપના દ્વારે આવ્યા. પગ વડે કોડિયાંના સંપુટને ભાંગી તેઓ માયરામાં ગયા. ત્યાં કન્યાઓએ એમને વરમાળ પહેરાવી. પછી ચૉરીમાં દાખલ થઈ એમણે આઠે કન્યાઓ સાથે લગ્ન કર્યાં. એથી એમની માતા ધારિણીને ખૂબ હર્ષ થયો. (૭૦-૯૬)

આ ઢાલમાં કવિએ લગ્નમંડપનું અને જંબૂકુમારના વસ્ત્રાલંકારનું ઉત્પ્રેક્ષા અલકાર વડે મનોહર વર્ણન કર્યું છે. એ પછી લગ્નવિધિનું પણ વિગતે રસિક વર્ણન કરવામાં આવ્યું છે.

૭૨. ચંદ્રઆ...મહીરે—લગ્નમંડપમાં ભિન્નભિન્ન રંગના ચદરવા શોભતા હતા તે જાણે કે સંધ્યા સમયે આકાશનાં વાદળાંઓ ભિન્નભિન્ન રગ ધારણ કરી પૃથ્વીની શોભા રચતાં હોય તેવા લાગતાં હતાં.

૭૩-૭૪. ચલ પલ્લવ....તરૂતણાંરે—પવનથી હાલતાં પાંદડાંઓ અને મંડપમાં શોભતાં તોરણો જાણે કે વરરાજાને મંડપમાં જલદી આવવાને માટે બોલાવી ન રહ્યાં હોય એવાં લાગતાં હતાં. મોતી પૂરેલા સાથિયાઓ તે જાણે મંગલ વૃક્ષનાં બીજથી ભરેલા ન હોય તેવા લાગતા હતા.

૭૯. નીચોઈતું પાણી...ઝરંકે—પીઠી ચોળ્યા પછી જંબૂકુમારે સ્નાન કર્યું તે વખતે એમના વાળમાંથી પાણી ટપકી રહ્યું હતું તે જાણે ભવિષ્યમાં પોતાનો લોચ નજીક આવેલો જોઈને વાળ રડી ન રહ્યા હોય એવું લાગતું હતું. ભવિષ્યમાં જંબૂકુમાર દીક્ષા લેવાના છે એનું સૂચન કવિએ અલંકારદ્વારા આ કડીમાં મૂક્યું છે.

દુહા (પૃ. ૨૮)

ઢેર-ઢગલો; ફરસ-સ્પર્શ; મેર-મેરુ (મર્યાદાના અર્થમાં); કંકણ-મીંઢળ; મોક્ષણ હુઉ-છોડાવવામાં આવ્યાં; જંબૂપતિ સાર-જંબૂદ્વીપના અધિષ્ઠાતા દેવતા; વાસાગાર-વાસગૃહ-જ્યાં પતિપત્ની વિનોદ કરે તે સ્થળ; ગોરોકોરો-ગોરો માણસ કોરો રહે; મસિ-કાજળ; ઊરો-વચ્ચે, ઉર એટલે હૃદય, માટે અહીં 'વચ્ચે' અથવા 'મધ્ય'ના અર્થમાં.

લગ્નોત્તર વિધિનું કવિએ અહીં વર્ણન કર્યું છે. લગ્ન પછી જંબૂકુમાર બધાંને વંદન કરે છે. પછી તેમનાં મીંઢળ છોડવામાં આવે છે. ત્યાર પછી જંબૂકુમાર પોતાની સ્ત્રીઓ સાથે પોતાના શયનખંડમાં આવે છે, પણ તે પોતાની પ્રિયા પાસે નિર્વિકાર રહે છે, કારણ કે મહાન પુરુષો વિકારનું કારણ પાસે હોવા છતાં અવિકારી રહે છે.

૯૭. દાન...મેર—વરવધૂને લગ્ન પ્રસંગે દાનમાં એટલું બધુ સુવર્ણ મળ્યું કે તેનો ઢગલો મોટા પર્વત જેટલો થયો. એ દેખીને સુવર્ણનો પર્વત મેરુ પણ ભગવાનના ચરણના સ્પર્શની મર્યાદા અનુભવવા લાગ્યો.

૧૦૧. અહો......વાસ—કાજળના ઘરમાં રહેનાર કોણ ગોરો માણસ કોરો રહી શકે? ક્યાંક પણ એને કાળો ડાઘ લાગી જાય છે. કાળા માણસને તો કાજળમાં કોરો રહેવાનો પ્રશ્ન નહિ. એ કોરો રહે કે ન રહે તે બધું સરખું છે. અહીં જંબૂકુમાર વિકારનું કારણ હોવા છતાં પોતાની આઠ સ્ત્રીઓ આગળ નિર્વિકાર રહી શક્યા એ એમની લોકોત્તરતા બતાવે છે.

## ઢાલ ચોથી (પૃ. ૨૯)

ડંગ–નગર; જયપુર–નગરનું નામ; ઉત્તુગ–મોટું; છતઈ–છતાં; પ્રાજ્ય–શ્રેષ્ઠ; ખાત્ર ખણઈ–ખાતર પાડતો; બંદિ ઝાલઈ–બંદીઓને પકડતો; અવસ્વાપિની–ઊંઘ લાવનારી; ચર–ગુપ્તચર; હેરઈ–ફરે છે; ધનધારી–શ્રેષ્ઠિઓ; તાલુઘાડણી–તાળું ઉઘાડનારી; અસરાલ–મોટું; મૃગપતિ–સિંહ; ભલા વાગા–સુંદર વસ્ત્રો; પાહરિઉ (સં. પ્રાહરિક) રક્ષક, પહેરેગીર; ફરસો–સ્પર્શ કરો; અરિ ઉ–અરે ઓ; સોર–અવાજ; પલીયુત–પલીપૂત–પલ્લીનો પુત્ર, ગ્રામપુત્ર, નગરપુત્ર વગેરે શબ્દોની જેમ; પલ્લી–ભીલોનો આવાસ; સોવિણુ–સ્વાપિની; વિજ્જા–વિદ્યા; સજ્જા–સજ્જ, તત્પર; લછી–લક્ષ્મી; સંહરી–પાછી ખેંચી લઈ; પોઢા–મોટા; માનેચો–જે માનો તો.

આ ઢાલમાં કવિ પ્રભવ ચોરની કથા વર્ણવે છે.

હવે, વિંધ્યાચલ પાસે જયપુર નામના એક નગરમાં વિંધ્ય નામના રાજાને પ્રભવ અને પ્રભુ નામના બે પુત્ર હતા. પ્રભવ મોટો હોવા છતાં

રાજાએ નાના ભાઈને રાજ્ય આપ્યું. એથી અભિમાની પ્રભવ રાજ્ય છોડી વનમાં જઈને રહ્યો. ત્યાં રહી તે બદીઓને પકડતો, ખાતર પાડતો, રસ્તે લૂંટ ચલાવતો. તેના ગુપ્તચરો જુદી જુદી દિશામાં ફરતા. તેમના કહેવાથી પ્રભવ પોતાના ચોરોની સાથે જંબૂકુમારને ત્યાં ચોરી કરવા ગયો. એની પાસે 'અવસ્વાપિની' (ઊંઘ લાવનારી) અને 'તાલુઘાડણી' (તાળાં ઉઘાડનારી) નામની બે વિદ્યા હતી. તેણે 'અવસ્વાપિની'નો પ્રયોગ કરી સૌને ઊંઘાડી દીધાં, પરંતુ જંબૂકુમાર ઉપર એની કશી અસર થઈ નહિ. સૂતેલાઓનાં વસ્ત્રાભૂષણો તેઓ લઈ લેવા લાગ્યા, પરંતુ તેથી જંબૂકુમાર ગુસ્સે ન થયા કે અસ્વસ્થ ન થયા. તેમણે શાંતિથી કહ્યું, "હું જાગું છું અને સૂતેલાંઓનું રક્ષણ કરું છું. તમે એમને સ્પર્શ સરખો પણ કરશો નહિ." જંબૂકુમારનો આવો અવાજ સાંભળી તે ચોરો સ્તબ્ધ થઈ ગયા. પછી પ્રભવે કહ્યું, "હું વિંધ્યરાયનો પુત્ર પ્રભવ છું. મારી સાથે તમે મૈત્રી કરો. તમે મને 'થંભિણી' અને 'મોક્ષિણી' એ બે વિદ્યા આપો અને તમે મારી પાસેથી 'અવસ્વાપિની' અને 'તાલુઘાડણ' એ બે વિદ્યા ગ્રહણ કરો." જંબૂકુમારે કહ્યું, "હું લક્ષ્મીનો ત્યાગ કરી વ્રત લેવાનો છું. એટલે મારે તમારી એ વિદ્યાનું શું કામ છે?" એ સાંભળી પ્રભવે પોતાની અવસ્વાપિની વિદ્યા પાછી ખેંચી લઈ, અંજલિ જોડી ભાવપૂર્વક કહ્યું, "હે મિત્ર! તમે યૌવનાવસ્થામાં છો. માટે આ તમારી આઠે પત્નીઓ પર અનુકંપા આણી તેમની સાથે યૌવનના ભોગ ભોગવો અને પછી દીક્ષા લો." (૧૦૨–૧૧૭)

## દૂહા (પ. ૩૨)

અપાય–વિઘ્ન, અંતરાય; શમ સુખ–ઉપશમનું સુખ, સંયમનું સુખ.

જંબૂકુમારે પ્રભવને કહ્યું, "વિષયનું સુખ અલ્પ સમયનું છે. અને તેમાં વિઘ્નો અનંત હોય છે. એવું સુખ મેળવીને શું કરવું? એના કરતાં તો જેમાં આત્મા આનંદ અનુભવે છે તે સંયમનું સુખ વધારે સારું હોય

છે. વિષયનું સુખ સરસવના દાણાથી પણ થોડુ હોય છે અને એનુ દુઃખ તો ઘણુ વધારે હોય છે. એ તો પેલી 'મધુબિંદુ'ની કથા જેવી વાત છે."

## ઢાલ પાંચમી (પૃ. ૮૨)

સાથ–સાર્થ, મંઘ; અટવી–વન; અભ્ર સસૂર–સૂર્ય સાથે વાદળને, કંદુક– દડો; રજ્જૂ–દોરડુ; ફરસઇ–સ્પર્શે છે; અહી–સાપ; મૂષક–ઉંદર; કકચ–કરવત; લલાટિ લુડી કરી–કપાળ ઉપરથી રેલો થઇને આવ્યુ; ઉપનય–રહસ્ય, સાર; વારણ–હાથી; કૃતી–પંડિત, સુજ્ઞ; સુકૃત–પુણ્ય.

આ ઢાલમાં જમ્બૂકુમાર પ્રભવને 'મધુબિંદુ'ની કથા કહે છે

એક વખત ચોરથી લુટાયેલ એક સાર્થના માણસો આમતેમ નાસવા લાગ્યા. તે સાર્થનો એક માણસ બીજા માણસોથી વિખૂટો પડી ગયો જગલમા તે નાસતો હતો તેવામા એક ભયકર હાથી તેની પાછળ પડ્યો. એટલે તે મુસાફર એક કૂવામા, તટ ઉપરના એક વડના વૃક્ષની ડાળી પકડીને ઊતરી ગયો. હાથીએ કૂવામા પોતાની સૂંઢ નાખી, પણ તે માણસને પકડી શકયો નહિ. એ કૂવામા નીચે એક અજગર મોઢુ ફાડીને બેઠો હતો. વળી, ત્યા ચારે બાજુ બીજા સર્પો પણ ફણા માંડતા હતા. વળી તે વૃક્ષની ડાળીને પણ કેટલાક સફેદ અને કાળા ઉંદરો દાતની કરવત વડે કાપતા હતા. હાથીએ નીચે સુધી ન પહોચી શકવાને લીધે વૃક્ષની શાખાને હલાવી. એથી તેના ઉપરના એક મધપૂડાની માખીઓ ઊડવા લાગી અને તે પુરુષને દશ દેવા લાગી. પરંતુ તે વખતે પેલા મધપૂડામાથી એ પુરુષના મોઢામા એક મધુબિંદુ પડયુ. એને સુખ માણી તે એનો આસ્વાદ લેવા લાગ્યો. (૧૨૧–૧૩૫)

જમ્બૂકુમારે કહ્યું, "હે પ્રભવ! આ દષ્ટાતમા શુ રહસ્ય રહેલું છે તે સાભળ. પેલો પુરુષ તે સસારી; જગલ તે સંસાર; હાથી તે મૃત્યુ; કૂવો તે મનુષ્યજન્મ; અજગર તે નરક; સર્પો તે ક્રોધ વગેરે કષાયો; વડવાઈ તે આયુષ્ય; સફેદ અને કાળા ઉંદર તે શુક્લ અને કૃષ્ણ પક્ષ;

તે બંને મળી વડવાઈ–આયુષ્યને કાપે છે; માખીઓ તે વ્યાધિ; અને મધુબિંદુ તે વિષયનુ સુખ. હે પ્રભવ! જ્યા આવું હોય ત્યાં વિષય પ્રત્યે કોણ અનુરાગ ધરાવે? હવે જો કોઈ મોટો દેવ કે વિદ્યાધર તે પુરુષને કૂવામાથી ઉગારે તો તે તેને ગમે કે નહિ!" પ્રભવે કહ્યું, "કેમ ન ગમે?" જંબૂકુમારે કહ્યુ, "તેવી રીતે હુ પણ ગુરુનો ઉપદેશ કેમ ત્યજી શકું?" (૧૩૬–૧૪૧)

**૧૩૯. જીહો વ્યાધિ...બિંદુ**–વિષયનુ સુખ એ આ બધી વ્યાધિઓ અને આપત્તિઓમા માત્ર મધના એક ટીપા જેટલું છે. એના પ્રત્યે કયો જ્ઞાની માણસ રાગ ધરાવે? કારણ કે એ રાગ તે સુકૃતરૂપી કુમુદના વન માટે ચંદ્ર સમાન છે. કુમુદ (અમુક કમળ) સૂર્યનો પ્રકાશ થતાં ખીલે છે અને ચદ્રના ઉદયથી સંકોચાઇ જાય છે. એટલે રાગ પુણ્યરૂપી કમળને સંકોચાવનાર ચંદ્ર સમાન છે. માટે તેવો રાગ કોણ ધરાવે?

### દૂહા (પૃ. ૩૫)

જંબૂકુમારે કહ્યું, "ભવરૂપી કૂવામાં દુઃખ ઘણું છે અને સુખ તો મધુબિંદુ જેટલું છે. એમાં સદ્ગુરુએ જ્ઞાનરૂપી વિમાન મોકલ્યું હોવા છતાં કૂવામાંથી જે ન નીકળે તે તેનું દુર્ભાગ્ય છે એમ સમજવુ." પ્રભવે કહ્યું, "તમે તમારાં માતા-પિતા, મિત્ર, ગૃહિણી વગેરે પ્રત્યે નિષ્ઠુર થઇ તેમનો ત્યાગ કેમ કરો છો?" જંબૂકુમારે જવાબમાં કહ્યુ, "સંસારનાં બંધનોમાં કોણ બંધાય? એવાં બંધનોમાં બંધાયેલા કુબેરદત્તની કથા સાંભળ."

### ઢાલ છઠ્ઠી (પૃ. ૩૬)

મનમથ–કામદેવ; વિઘનઇ–વૈદ્યને; અરોગ–રોગરહિત; નલાડિ–લલાટમાં; દારકદારિકા–પુત્રપુત્રી; મલ પરિ–મળની જેમ તેના પ્રત્યે; વેસ–વેશ્યા; વનસ–પોતાને ઘરે (?) અથવા અવતંસ–આભૂષણ એટલે વેશ્યામાં આભૂષણ જેવી તેથી શ્રેષ્ઠ; ઇબ્ય–શ્રેષ્ઠિ; લિન–લીધાં; ભાતૃભાડ–ભાઇબહેન; ઊલખઈ–ઓળખે છે; તંત–બરાબર મળતુ આવવું; નાણા પરિ–નાણાં

-પારખનારની જેમ; ઉરસ-ઔરસ, પોતાનામાંથી જન્મેલો; અપવિદ્ધ-ત્યજેલો; દત્રિમ-જાહેર રીતે દત્તક લીધેલો; કૃત્રિમ-માની લીધેલો, ગુપ્ત રીતે મેળવી લીધેલો; ગુઝજ-ગુહ્ય, રહસ્ય; ઉછાહ-ઉત્સવ; મુદ્રા-વીંટી; ઠવી-મૂકી રાખી; અકજ્જ-અકાર્ય; ભઝ્ઝ-ભાર્યા, સ્ત્રી; અઝ્ઝ-આજે; અઝ્ઝા-આર્યા; ટેવ-ટેવ; કખદઘનઈ દષ્ટાન્તઈ-સમજે એવી રીતે બોધ આપવા માટેના દષ્ટાન્તથી; પટ-છ; સોકિ-શૌક્ય; દગ-લોચન.

મથુરા નગરીમાં કુબેરસેના નામે એક ગણિકા હતી. એને પહેલી-વાર ગર્ભ રહ્યો ત્યારે તે ઘણું દુઃખ અનુભવવા લાગી. એની માતા એને વૈદ પાસે લઈ ગઈ. વૈદે કહ્યું, "એને પ્રસવ થશે ત્યાં સુધી આ દુઃખ એને રહેવાનું છે, કારણ કે એના ઉદરમા યુગલનો ગર્ભ છે." માતાએ પુત્રી ગણિકાને ગર્ભ પાડી નાખવા કહ્યું. પુત્રીએ કહ્યું, "ના. ભાગ્યમાં જે ગર્ભ લખ્યો છે તે કેમ પાડી નખાય?" આમ, ગણિકાએ પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. તે વખતે ફરી માતાએ કહ્યું, "આ તારાં બાળકો તારું યૌવન હરનારાં છે. માટે તું તે બંનેને નાખી દે." વેશ્યાએ કહ્યું, "દસેક દિવસ હું એમને સ્તનપાન કરાવી લઉં, પછી વાત." એમ કરતાં અગિયારમો દિવસ આવી પહોંચ્યો. બને બાળકોના નામ અનુક્રમે કુબેરદત્ત અને કુબેરદત્તા રાખવામાં આવ્યાં, અને એ બંનેનાં નામની મુદ્રિકા પણ તૈયાર કરાવવામાં આવી. ત્યાર પછી બંને બાળકોને એક રત્નવાળી પેટીમાં મૂકી યમુના નદીમાં તે તરતી મૂકવામા આવી. (૧૪૬-૧૫૪)

તે પેટી તરતી તરતી સોરીપુર નગરમાં ગઇ. ત્યાં બે શ્રેષ્ઠિપુત્રોએ તે પેટી જોઇ. તેમાં એક બાળક અને એક બાળિકા હતાં તે બંનેએ એક એક લીધાં. મુદ્રાક્ષર પરથી તેમને જણાયું કે તે બે ભાઈ-બહેન છે. આ બંને બાળકો શ્રેષ્ઠિઓને ઘરે લાડકોડથી ઊછરવા લાગ્યાં. વખત જતાં તેઓ યૌવનમાં આવ્યાં. અને સરખે સરખી જોડ છે એમ જાણી

તેમને બનેને માહોમાહે પરણાવવામાં આવ્યા. આ બને પતિપત્ની એક દિવસ દ્યૂત ગમતા હતા તે વખતે કુબેરદત્તની મુદ્રિકા કુબેરદત્તાના ખોળામા આવી. એ જોઇને અને પોતાની મુદ્રિકા સાથે સરખાવીને કુબેરદત્તાને લાગ્યુ કે તેઓ બને ભાઇબહેન છે અને માટે જ તેમનામા દપતીભાવ આવતો નથી. કુબેરદત્તે પોતાની માતાને એ વિષે પૂછ્યુ. માતાએ બધો વૃત્તાત કહ્યો અને કહ્યુ, "બીજી સરખે સરખી જોડ ન હોવાને કારણે અમે તમારો વિવાહ કર્યો. પણ હજી તમારે દેહસંબધ થયો નથી. માટે તમે કુબેરદત્તાને સમજાવી એના પિતાને ત્યાં મોકલી દો અને તમે પરદેશ વેપાર કરી આવો. દરમિયાન તમારો બીજે વિવાહ કરવાનો વિચાર કરી રાખીશુ."

આ રીતે કુબેરદત્તાને સમજાવી કુબેરદત્ત વેપારાર્થે મથુરા નગરીમા આવ્યો. ત્યા ભોગવિલાસને રસ્તે ચઢી ગણિકા કુબેરસેના (જે પોતાને જન્મ આપનાર માતા છે)ને પોતાની સ્ત્રી બનાવી તેની સાથે રહેવા લાગ્યો. (૧૫૫-૧૬૮)

બીજી બાજુ કુબેરદત્તાએ પોતાની માતાને પોતાની વાત પૂછી જોઈ, અને એ સાભળી એનુ મન વૈરાગ્ય તરફ વળ્યું. એણે દીક્ષા લીધી. પણ પેલી મુદ્રિકા પોતાની પાસે ગુપ્ત રીતે રાખી. ખૂબ તપશ્ચર્યા કરવાથી એને અવધિજ્ઞાન પ્રાપ્ત થયુ. એ જ્ઞાન વડે એણે જાણ્યું કે પોતાનો ભાઈ મથુરાનગરીમાં જઇ ઘણુ ખરાબ કાર્ય કરી રહ્યો છે. કુબેરસેનાથી એને પુત્ર પણ થયો છે આથી તે તેને ઉપદેશ આપવા બીજી સાધ્વીઓ સાથે મથુરાનગરી આવી. કુબેરસેના તે સાધ્વીના ચરણ આગળ રોજ પોતાના બાળકને મૂકતી. જે પ્રકારે જે બોધ પામે તેને તે પ્રકારે બોધ આપવો એ મુજબ તે સાધ્વી (કુબેરદત્તા) તે બાળક પાસે આ પ્રમાણે હાલરડાં ગાતી, "તુ મારો ભાઇ છે, બેટા છે, દિયર છે, ભત્રીજો છે, કાકો છે અને પૌત્ર છે આમ, તારી સાથે ૭

પ્રકારનો મારે સંબંધ છે. તારા પિતા સાથે મારે ભાઈ, પિતા, પિતામહ, પતિ, બેટો અને સસરો એમ ૭ પ્રકારનો સંબંધ છે અને તારી માતા સાથે મારે માતા, દાદી, ભાભી, વહુ, સાસુ અને શોક્ય એમ ૭ પ્રકારનો સંબંધ છે." આ સાંભળી કુબેરદત્તે કહ્યું, "તમે આ ન સમજાય એવું અસંગત શું બોલો છો? મને તે કંઈ સમજાવી મારો ભ્રમ દૂર કરો." (૧૬૯–૧૭૮)

૧૭૪. **બોધિ લહઈ...સુત એમ**—દરેકની આગળ શાસ્ત્રની વાત કરવી નકામી છે. એના કરતાં માણસો સમજે એવી ભાષામાં એની જ રીતે ઉપદેશ આપવાથી તે ઘણી વાર વધારે અસરકારક નીવડે છે. આવી રીતે આપેલા ઉપદેશને 'કખદધન'ના દૃષ્ટાન્ત જેવો ઉપદેશ કહેવામાં આવે છે. તેનું કારણ તેની પાછળ રહેલી એક જૂની જૈન લોકકથા છે જે આ પ્રમાણે છે: કોઈ એક ગામમાં કોઈ એક ઝાડ નીચે ગતના દાવાનળ સળગ્યો હતો. એને લીધે ઝાડ પરના કાગડાઓ બળીને નીચે પડયા હતા. બીજે દિવસે ત્યાં આગળથી કેટલાક અણઘડ, ગામડિયા, ગમાર એવા ભૂખ્યા બ્રાહ્મણો પસાર થયા. તેમને તે કાગડા ખાવાનું મન થયું. પરંતુ તે ખવાય કે નહિ તે પૂછવા માટે તેઓ ગામમાં રહેતા એક બ્રાહ્મણ ગુરુ પાસે ગયા. તે ગુરુ પણ સાવ અણઘડ અને અજ્ઞાન હતા. તેમને માત્ર બારાખડી સિવાય કશું આવડતું નહોતું. એટલે બ્રાહ્મણોની શંકાનું સમાધાન એમણે બારાખડીથી કર્યું. એમણે કહ્યું કે શાસ્ત્રમાં (બારાખડીમાં) 'કખ' આવે છે. 'ક' એટલે કાગડા અને 'ખ' એટલે ખવાય. માટે કાગડા ખવાય. આથી તે બ્રાહ્મણો બળેલા કાગડા ખાવા માટે એકઠા કરવા લાગ્યા. એવામાં કોઈ શાસ્ત્રનો જાણકાર ડાહ્યો માણસ ત્યાંથી જતો હતો. એણે બ્રાહ્મણોને ઠપકો આપ્યો. ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે 'અમે ખોટું કરતા નથી, કારણ કે ગુરુ મહારાજે આમ કહ્યું છે!' પેલા માણસે કહ્યું, 'એમ બને જ નહિ. ચાલો, તમારા ગુરુ પાસે'. પછી તેઓ ગુરુ પાસે ગયા. તે માણસે ગુરુને પૂછ્યું, "કાગડા ખાવા એમ તમે કયા શાસ્ત્રના આધારે કહ્યું?" ગુરુએ કહ્યું, "'કખ' એટલે

કાગડા ખવાય." હવે આવા ગુરુ આગળ શાસ્ત્રની વાત કરવી નકામી છે એમ પેલા માણસને લાગ્યું. પરંતુ ગુરુના જ જ્ઞાનથી આ પાપ જો અટકાવી શકાય તો સારું એમ એને લાગ્યું. અને ગુરુનું જ્ઞાન બારાખડી જેટલું હતું. પેલા માણસે તરત વિચાર કરી કહ્યું, "ગુરુ મહારાજ, આપની વાત સત્ય છે. ક એટલે કાગડા અને ખ એટલે ખવાય. પણ શાસ્ત્રમાં (બારાખડીમાં) દ...ધ...ન એ પ્રમાણે આગળ આવે છે. એનો અર્થ એ કે 'દગ્ધ નહિ'. એટલે બળી ગયેલા ન ખવાય". ગુરુએ કહ્યું, "હા એ વાત સાચી. બળેલા ન ખવાય." ગુરુએ બ્રાહ્મણોને એ કાગડા ખાવાની ના પાડી. આ રીતે, જે માણસ જે રીતે સમજતો હોય તે રીતે સમજાવવાથી કેટલીક વાર તાત્કાલિક કામ થાય છે. માટે અહીં પણ તે સાધ્વી કુબેરદત્તા એવી રીતે સીધો ઉપદેશ ન આપતાં હાલરડા મારફત સમજાવે છે.

## દૂહા (પૃ. ૪૧)

ભાજસ્યઇ–ભાગશે; વયણે–વચનથી; ગુણ–દોરો, દોરડું; વર–ઉત્તમ. મેર–મર્યાદા.

આર્યા સાધ્વીના આવાં વચનો સાંભળીને કુબેરદત્તને તે જાણવાની ચટપટી થવા લાગી. તે આર્યા સમજાવશે એટલે ભ્રમ દૂર થશે અને મર્યાદાની લટપટ રહેશે નહિ. જેમ દોરડા વડે બાંધેલો ઘડો કૂવામાંથી પાણી ખેંચી લાવે છે, તેમ કવિનાં ગુણવાળાં વચનોમાંથી મન ગંભીર અર્થ ગ્રહણ કરે છે.

## ઢાળ સાતમી (પૃ. ૪૧)

દેવર–દિયર; પિતરિજ–પીતરાઇ, કાકો; દેહતો–દેખતો, માનતો; નાતરાં –કૌટુંબિક સંબંધ, એને જ્ઞાતસંબંધ કહેવામાં આવે છે. જ્ઞાતૃ ઉપરથી 'નાતૃ–નાતરા' એ રીતે નાતરાં શબ્દ આવ્યો. આજે પુનર્લગ્નના અર્થમાં એ શબ્દ વપરાય છે. વિગાડ–વિકૃતિ, બગાડ; કુઆ–કૂવા; જુઆ–જુદા; ગણ પૃષોદર– વ્યાકરણમાં સમાસનું એક નામ.

આ ઢાલમાં આગળની ઢાલમાં કહેલા સંબંધો સમજાવવામાં આવ્યા છે. તે સાધ્વીએ કહ્યું, "અમારા બનેની માતા એક છે માટે તે બાળક મારો ભાઇ થાય; વળી, તે મારા પતિનો પુત્ર હોવાને લીધે મારો પણ પુત્ર છે; મારા પતિનો એ નાનો ભાઇ (બનેને જન્મ આપનારી એક જ સ્ત્રી કુબેરસેના હોવાને લીધે) હોવાથી તે મારો દિયર પણ થાય; અને મારા ભાઇનો એ દીકરો હોવાથી તે ભત્રીજો પણ થાય. વળી, તે મારી માતાના પતિનો ભાઈ હોવાથી તે મારો કાકો થાય અને તે મારી શૉક્યના દીકરાનો દીકરો છે એટલે પૌત્ર પણ થાય.

"હવે, બાળકનો જે પિતા છે તે મારો ભાઈ છે, કારણ કે અમારા બનેની જનની એક જ છે. વળી, તે મારી માતાનો પતિ હોવાથી મારો બાપ પણ છે; તે મારા કાકા (બાળક)નો પિતા છે એટલે તે મારો પિતામહ છે; હું એને પરણી માટે તે મારો પતિ પણ છે અને મારી શૉક્યે એને જન્મ આપ્યો છે માટે તે મારો પુત્ર છે અને મારા દિયરનો પિતા હોવાથી તે મારો સસરો પણ કહેવાય.

"હવે, એની (કુબેરદત્તની)જે માતા છે તે મારી પણ માતા છે, કારણ કે અમને બંનેને જન્મ આપનાર એ છે. વળી, તે મારા કાકાની માતા છે એટલે મારી પિતામહી છે; મારા ભાઈની તે પત્ની હોવાથી મારી ભાભી થાય અને તે મારી શૉક્યના દીકરાની સ્ત્રી એટલે મારી પુત્રવધૂ થાય; અને મારા પતિની માતા એટલે મારી સાસુ થાય; તથા મારા પતિની બીજી સ્ત્રી એટલે મારી શૉક્ય પણ થાય." (૧૮૧–૧૮૮)

આમ, ત્રણ જણ વચ્ચેના અઢાર પ્રકારના નાતરાં ગણાવી સાધ્વીએ એની પ્રતીતિ માટે પોતાની પાસે રાખેલી મુદ્રા કુબેરદત્તને બતાવી. સંબંધની આટલી બધી વિકૃતિ જોઇ કુબેરદત્તને વૈરાગ્ય ઉત્પન્ન થયો. દીક્ષા ધારણ કરી, ખૂબ તપશ્ચર્યા કરી અંતે તે દેવલોકમાં ઉત્પન્ન થયો. કુબેરસેના પણ શ્રાવિકા થઇ શીલ પાળવા લાગી.

શ્રમ–કામક્રીડાથી થાકેલાં; કંપ્ર–કંપ, ધ્રૂજતાં; વિણુ ઊઢણુઇ–ઉપરના વસ્ત્ર વગરનાં; જાર–પરપુરુષ, જેની સાથે સ્ત્રી વ્યભિચાર કરે છે તે; ભલ્લુક-ગીંછ; લુબ્ધક–પારધી, શિકારી; ભૂતાર્તનઇ–ભૂત વળગેલાને; અડમોથ–તમાચો; મરદ્યો–મર્દન કર્યું, મસળ્યો; કુલાલ–કુભાર; મૃતપિંડ–માટીના પિંડ; સેઠિ–શ્રેષ્ઠિ; દેકિ–જોઇને, પુત્ર પ્રત્યેની એ જાતની લાગણીથી; ભૂપાન ભૂમિનુ ખાતર; કૂર્ચ–મૂછ; કચ–વાળ; વાસરિ–દિવસે; મુદિત–આનંદથી; શુની–કૂતરી; માસખમણી–એક મહિનાના ઉપવાસવાળા; અલીધઇ–લીધા વિના; અણગ્રહિઇ–લીધા વિના; ગેહ–ઘર; ભષી–ભક્ષી; નિધાન–ભંડાર.

આ ઢાલમાં મહેશ્વરદત્તની કથા કહેવામાં આવી છે.

જંબૂકુમારે પ્રભવને કહ્યું, "પુત્ર પિતૃને તારે છે એ ભ્રમ છે. એ માટે મહેશ્વરદત્તની વાત સાંભળ. તામ્રલિપ્તિ નગરીમાં મહેશ્વરદત્ત નામનો એક સાર્થપતિ રહેતો હતો. તેના પિતાનુ નામ સમુદ્ર હતું, પણ તે સાક્ષાત લોભના સમુદ્ર જેવો હતો. તેની માતાનું નામ બહુલા હતું. તે પણ કપટ અને પાપથી ભરેલી હતી. પિતા સમુદ્ર મૃત્યુ પામી પાડો થયો અને માતા પતિના મરણનું દુઃખ અનુભવતી મૃત્યુ પામી તે જ નગરમાં કૂતરી તરીક જન્મી. એક સમય મહેશ્વરદત્ત પરગામ જતા એની પત્ની ગાગિલા વ્યભિચારને રસ્તે ચડી બીજા પુરુષ સાથે સ્વચ્છંદાચાર કરવા લાગી. એક દિવસ તે પરપુરુષ સાથે ક્રીડા કરતી હતી ત્યારે અચાનક કોઇ કારણે મહેશ્વરદત્ત પાછો આવ્યો. તેણે પોતાના ઘરમા ગાગિલા અને તે પુરુષને નગ્ન જેવા, શરીરે ક્રીડાના શ્રમવાળા જોયા. મહેશ્વરદત્તને જોઇ તેઓ બને ધ્રૂજવા લાગ્યા હતા.

મહેશ્વરદત્તે તે જારને માથાના વાળથી ઝાલ્યો. જેવી રીતે પારધી શિકારને પકડે તેવી રીતે તેને પકડયો, અને પછી ભૂત આવેલા માણસને જેવી રીતે યાત્રિક મારે તેવી રીતે તેને તમાચા મારવા લાગ્યો. જેવી રીતે કુભાર માટીના પિંડને મસળે તેવી રીતે તેણે પગ વડે તેનુ ખૂબ મર્દન કર્યું જેમ ધન્મા પેસેલા કૂતરાને મારવામા આવે તેમ મોટી ડાગ લઈ

આમ, જે માણસ પોતે જ કર્મથી બંધાય છે, તે પોતાના સંબંધીઓને બંધુ માને છે. જેને પોતાનો અંતરનો બંધુ મળ્યો છે, તેને બીજા બંધુ શા કામના? આત્માને છોડાવનાર બંધુ તે સાચો બંધુ, બાકીના બીજા બધા બંધન સમાન હોય છે. (૧૮૯-૧૯૩)

૧૯૨. કુમારે...કહઇ—આનંદનો સાગર ઊમટ્યો હોય ત્યાં કૂવો જુદો ક્યાંથી રહે? કારણ કે એ કૂવો પણ સાગર સાથે એકરૂપ થઇ જાય.

૧૯૩. બંધુ છોડાવઇ...સ્વરૂપ કંઇ—કવિ કહે છે, કે સાંસારિક, કૌટુમ્બિક સગપણોનો કશો અર્થ નથી. જે બંધુને, આત્માને સાંસારિક બંધનોમાંથી છોડાવે, તે જ સાચો બંધુ છે; બીજા બંધુઓ બંધનકર્તા છે. અહીં કવિએ તેને માટે વ્યાકરણમાંથી પૃષોદરાદિ ગણના પ્રકારના સમાસનું દૃષ્ટાન્ત આપ્યું છે. જે શબ્દો સમાસના સામાન્ય નિયમોને અનુસરીને છોડી ન શકાય તેવા શબ્દોનો વિગ્રહ 'પૃષોદર' સમાસ પ્રમાણે કરાય છે, એટલે કે જેમ જે સમાસના બંધને બીજા કોઇ (નિયમ) છોડાવી ન શકે તેને પૃષોદર છોડાવે છે, તેમ સંસારમાં સામાન્ય કૌટુમ્બિક બંધુઓ જેને છોડાવી નથી શકતા તેને સાચા બંધુઓ છોડાવે છે.

આ ઢાલમાં પ્રત્યેક પંક્તિને છેડે 'કંઇ' શબ્દ કવિએ મૂક્યો છે તે માત્ર રાગની પૂર્તિ માટે મૂક્યો છે.

### દૂહા (પૃ. ૪૩)

પ્રભવે જંબૂકુમારને કહ્યું, "હે કુમાર! પુત્ર પિતૃઓને દુર્ગતિમાં પડતાં અટકાવે છે, માટે ઘર માંડીને પુત્રને જન્મ આપ અને પછી વ્રત લે. પુત્ર વિના પિતૃઓ અવગતિયા થઇ નરકે જાય છે. માટે પિતૃઓનું ઋણ છોડવા માટે તું ગૃહસ્થાશ્રમ ધારણ કર."

### ઢાલ આઠમી (પૃ. ૪૩)

અંદોહ–ભ્રમ, શંકા; બૂઝો–સમજો; અઘ–પાપ; ભઇસો–પાડો; હુઓ–થયો; વંચિ–છેતરી; સદનિ–ઘરે; મનમથ–કામદેવ; શ્લથ–વીંખરાયેલા; રત-

શ્રમ-કામક્રીડાથી થાકેલાં; કંપ-કંપ, ધ્રૂજતાં; વિણ ઊઢણઇ-ઉપરના વસ્ત્ર વગરના; જાર-પરપુરુષ, જેની સાથે સ્ત્રી વ્યભિચાર કરે છે તે; ભલ્લૂક-રીંછ; લુબ્ધક-પારધી, શિકારી; ભૂતાર્તનઇ-ભૂત વળગેલાને; અડબોથ-તમાચો; મરદ્યો-મર્દન કર્યું, મસળ્યો; કુલાલ-કુંભાર; મૃતપિંડ-માટીનો પિંડ; સેઠિ-શ્રેષ્ઠિ; દેકિ-જોઇને, પુત્ર પ્રત્યેની એ જાતની લાગણીથી; ભૂપાત્ર ભૂમિનું ખાતર; કૂર્ચ-મૂછ; કચ-વાળ; વાસરિ-દિવસે; મુદિત-આનંદથી; શુની-કૂતરી; માસખમણી-એક મહિનાના ઉપવાસવાળા; અલીધઇ-લીધા વિના; અણગ્રહિઇ-લીધા વિના; ગેહ-ઘર; ભખી-ભક્ષી; નિધાન-ભંડાર.

આ ઢાલમાં મહેશ્વરદત્તની કથા કહેવામાં આવી છે.

જંબૂકુમારે પ્રભવને કહ્યું, "પુત્ર પિતૃને તારે છે એ ભ્રમ છે. એ માટે મહેશ્વરદત્તની વાત સાંભળ. તામ્રલિપ્તિ નગરીમાં મહેશ્વરદત્ત નામનો એક સાર્થપતિ રહેતો હતો. તેના પિતાનું નામ સમુદ્ર હતું, પણ તે સાક્ષાત્ લોભના સમુદ્ર જેવો હતો. તેની માતાનું નામ બહુલા હતું. તે પણ કપટ અને પાપથી ભરેલી હતી. પિતા સમુદ્ર મૃત્યુ પામી પાડો થયો અને માતા પતિના મરણનું દુઃખ અનુભવતી મૃત્યુ પામી તે જ નગરમાં કૂતરી તરીકે જન્મી. એક સમય મહેશ્વરદત્ત પરગામ જતાં એની પત્ની ગાગિલા વ્યભિચારને રસ્તે ચડી બીજા પુરુષ સાથે સ્વચ્છંદાચાર કરવા લાગી. એક દિવસ તે પરપુરુષ સાથે ક્રીડા કરતી હતી ત્યારે અચાનક કોઇ કારણે મહેશ્વરદત્ત પાછો આવ્યો. તેણે પોતાના ઘરમાં ગાગિલા અને તે પુરુષને નગ્ન જેવા, શરીરે ક્રીડાના શ્રમવાળા જેયાં. મહેશ્વરદત્તને જેઇ તેઓ બંને ધ્રૂજવા લાગ્યા હતા.

મહેશ્વરદત્તે તે જારને માથાના વાળથી ઝાલ્યો. જેવી રીતે પારધી શિકારને પકડે તેવી રીતે તેને પકડયો, અને પછી ભૂત આવેલા માણસને જેવી રીતે યાત્રિક મારે તેવી રીતે તેને તમાચા મારવા લાગ્યો. જેવી રીતે કુંભાર માટીના પિંડને મસળે તેવી રીતે તેણે પગ વડે તેનુ ખૂબ મર્દન કર્યું. જેમ ઘરમા પેઠેલા કૂતરાને મારવામા આવે તેમ મોટી ડાગ લઈ

તેણે તેને માર્યો તે જાર અધમૂઓ થઈ ગયો અને થોડેક જઈને પડ્યા એના પ્રાણ કંઠે આવી ગયા તે સમયે એ મનમા વિચારતો હતો કે પોતે જેવુ અનુચિત કર્યું તેવુ થયુ આવુ શુભ ચિંતન કરવાના પુણ્યોદયને લીધે તે મૃત્યુ પામી તરત જેની સાથે ક્રીડા કરી હતી તે ગાંગિલાની કૂખે પોતાના જ બીજમા ઉત્પન્ન થયો સમયાન્તરે ગાંગિલાએ પુત્રને જન્મ આપ્યો, તેથી તે શ્રેષ્ઠિ મહેશ્વરદત્તને ખૂબ હર્ષ થયો તે પુત્રને પોતાનો માની સારી રીતે ઉછેરવા લાગ્યો અને પત્નીનો દોષ ભૂલી ગયો (૧૯૬–૨૦૮)

મહેશ્વરદત્ત પુત્રને ખૂબ લાડ લડાવતો પોતાના પિતાના શ્રાદ્ધના દિવસે તેણે પિતાનો જીવ જે અત્યારે પાડો છે તે આણ્યો, મરાવી, તેનુ માસ ગધાવી ખાવા લાગ્યો અને પુત્રને પણ આનંદથી ખવડાવવા લાગ્યો માસવાળા હાડકા તે કૂતરીને, જે એની માતા છે તેને ખવડાવવા લાગ્યો ઊંચી પૂછડી કરી તે કૂતરી હર્ષથી ખાવા લાગી તે વખતે ત્યા માસખમણ મન્વાળા એક મુનિ ભિક્ષા વહોરવા પધાર્યા જ્ઞાનને લીધે મુનિએ બધુ જાણ્યુ એટલે નિર્વેદથી ભિક્ષા લેવાને ડોકુ ધુણાવ્યુ મહેશ્વરદત્તે કહ્યુ, "આપ ભિક્ષા લીધા વિના મારે ઘરેથી કેમ જાઓ છો?" મુનિએ કહ્યું, "માસભક્ષીને ઘરેથી અમે કશુ ગ્રહણ કરતા નથી ઉપરાત, મારે મન ઉદ્વેગ પામવાનુ બીજુ પણ એક કારણ છે" તેના ખુલાસામા મુનિએ પછી બધો વૃત્તાન્ત કહ્યો અને તેની ખાતરી તરીકે કૂતરીએ દાટેલો ભંડાર બતાવ્યો આથી મુનિમા વિશ્વાસ ઉત્પન્ન થતા મહેશ્વરદત્તે સંયમ વ્રત ધારણ કર્યું અને વ્રત પાળી દેવ થયો"

"માટે, હે પ્રભવ! પુત્ર પિતાને દુર્ગતિથી તારે છે કે નહિ તે કોણ જાણે છે? પણ ધર્મ તો જરૂર દુર્ગતિનો નિવારક છે એ તો નિશ્ચિત જ છે" (૨૦૯–૨૧૭)

### દૂહા (પૃ. ૪૭)

એક બાજુ એમ કહેવામા આવે છે, કે જેને સતાન નથી હોતા તેની સદ્ગતિ થતી નથી, બીજી બાજુ, બ્રહ્મચારીનુ માહાત્મ્ય બતાવવામા

આવે છે. સાચો બ્રાહ્મણ બ્રહ્મચર્ય ધારણ કરનાર કહેવાય છે અને બીજી બાજુ બ્રાહ્મણને ઘણા દીકરા હોય છે. આવી વિપરીત, પરસ્પર વિરુદ્ધ સ્થિતિ જોવા મળે છે. પરંતુ મદ્ય, માંસ, મૈથુન વગેરે થકી જે નિવૃત્તિ છે એ જ સાચો ધર્મ છે. તો પછી જ્યાં એની પ્રવૃત્તિ હોય ત્યાં ક્યાંથી ધર્મ હોઈ શકે?

**૨૨૦. વેદાનધીત્ય...સતાં**–વેદોનું અધ્યયન કરીને વિધિ પ્રમાણે જે સ્નાન કરે છે (સ્નાતક બને છે) અને ત્યાં જ, અધ્યયન કર્યા પછી (પત્ની સાથે) જોડાય છે ત્યારે ગૃહસ્થપણાને પામેલો તે ગણાય છે. પણ સત્પુરુષોને આ બહુ ઉચિત નથી.

દૂહાની કડીઓ અને આ શ્લોકમાં કવિ એમ કહેવા માગે છે, કે સંસારમાં એક બાજુ બ્રહ્મચર્યનો ઉપદેશ આપવામાં આવે છે અને એનું માહાત્મ્ય બતાવવામાં આવે છે અને બીજી બાજુ ગૃહસ્થપણાના ધર્મ સમજાવવામાં આવે છે. આવી વિરુદ્ધ સ્થિતિમાં સત્પુરુષો હમેશાં ઊંચો માર્ગ–બ્રહ્મચર્યનો માર્ગ જ ગ્રહણ કરે છે.

# તૃતીય અધિકાર

## દૂહા (પૃ. ૪૯)

સુરધેનુ–કામધેનુ, ઇચ્છા પૂરી પાડનાર ગાય; કુણુનઈ–કોઈના; નાવઇ દાઇ–દાવમા આવતી નથી, અજોગ–અયોગ્ય, અનધિકારી, ગુજ્જરી–ગુજરાતની સ્ત્રી, કુચ–સ્તન, પરિ–જેમ, છન્ન–અપ્રગટ, ઢાંકેલા, અંધ્રિ–આંધ્ર, દક્ષિણની સ્ત્રી; મકાસ–જેવી, સ સવાશ, મરહઠી–મરાઠી સ્ત્રી; અમિય પરિ–અમૃતની જેમ, વયણુ–વચન

દૂહાની આ કડીઓમા કવિએ કથા અને કવિતાનુ ગૂઢ રહસ્ય સહૃદય પાસે પ્રગટ થાય છે એ વિશે સમજાવ્યુ છે કવિતા રૂપી નવ રસ આપવાવાળી કામધેનુ સહેલાઈથી ગમે તેની પાસે આવતી નથી પૂર્ણ ભાવથી ભરેલી કવિની કથા માત્ર અધિકારી સહૃદય માણસો જ જાણી શકે એવી હોય છે મૂર્ખ માણસો એ સાભળીને શુ આનદ માણવાના હતા? અયોગ્ય, અનધિકારી માણસો એ શુ વાચી શકવાના હતા? આમ કવિની કથા થોડાના હિત માટે હોય છે. અમૃત હોય તેનો અસ્વાદ દેવો જ માણી શકે ને? અજ્ઞાન માણસ એ એવી રીતે પામી શકે. કવિની કથા ગુજરાતી કે આંધ્રની નહિ પણ મરાઠી સ્ત્રીના સ્તન જેવી છે જ્યા વક્તા અને શ્રોતા સહૃદય હોય છે ત્યા કવિના વચનો અમૃત જેવા મીઠા લાગે છે

૪. પ્રકટ...પ્રકાસ—આ કડીમા કવિએ કવિતા માટે એક ઉપમા આપી છે કવિતામા બધુ જ તગત સમજાય એવુ સીધુ સાદુ માત્ર લખ્યુ હોય અથવા કશુ જ ન સમજાય એવુ તદ્દન દુર્બોધ કે કઠિન લખ્યુ હોય તો તે કવિતા સારી ન કહેવાય, અથવા કવિતાના નામને પાત્ર ન કહેવાય કવિતામા તો વ્યજના હોવી જોઇએ એટલે કે કેટલુક કહેલુ હોય અને કેટલુક

વાચકની વિચારશક્તિ અને કલ્પના પર છોડવામાં આવ્યું હોય; કેટલોક અર્થ પ્રગટ હોય અને કેટલોક ગૂઢ હોય, અને પ્રગટ અર્થ ગૂઢ અર્થને જાણવાની ઈંતેજારી જગાડે એવો હોવો જોઈએ. એ માટે સ્ત્રીના પહેરવેશ પરથી ઉપમા આપતાં કવિ લખે છે કે ગુજરાતણના સ્તન પ્રગટ-ખુલ્લા નથી હોતા, આંધ્રની સ્ત્રીના સ્તન ઢાંકેલા નથી હોતા. મરાઠી સ્ત્રીના સ્તન અડધા ઢાંકેલા અને અડધા ખુલ્લા હોય છે. માટે કવિતાનો અર્થ મરાઠી સ્ત્રીના સ્તન જેવો પ્રગટ અને અપ્રગટ એવો હોવો જોઈએ. કવિએ આ ઉપમા સંસ્કૃત અલંકારશાસ્ત્રમાથી લીધી છે. સંસ્કૃતમાં આ ઉપમા નીચેના શ્લોકમાં આપવામાં આવી છે:

नान्ध्रीपयोधर इवातितरां प्रकाशो
नो गुर्जरीस्तन इवातितरां निगूढः।
अर्थोगिरामविहितः पिहितश्च कश्चित्
सौभाग्यमेति मरहट्टवधू कुचाभः॥

અંગ્રેજીમાં પણ કવિ ટેનિસને આવો જ વિચાર વ્યક્ત કર્યો છે:

Word like Nature, half rereal,
And half conceal the Soul whithin.

## કાલ પહેલી (પૃ. ૪૯)

પછતાવડઈ-પશ્ચાત્તાપમાં; કરસણકાર-કૃષિકાર, ખેડૂત; સુસીમ-ગામનુ નામ; કર્ષક-ખેડૂત; કોદ્રવા-કોદરા, એક અનાજ; કાંગ-એક અનાજ; સુભિક્ષ-સુકાળ; દવિષ્ટ-દવિષ્ઠ, દૂર; ગુડ-ગોળ; મડક-ઘઉંની વાનગી; નાતિનઈ-સ્વજનોને; ગરિઠ-ચડિયાતા; અરહટ-રેંટ; ક્ષેત્ર-ખેતર; પીસી-દળી, માંડા-રોટલી અથવા રોટલો; ઇખુ-શેરડી, ઇક્ષુ; કઠિનુ-કઠનુ; ખણાવઈ-ખોદાવે; ગહર-ઊંડા, મોટા; દીસઇ-દેખાય છે; કચરો-કાદવ, ભીની માટી પણ ન નીકળી; ગોધૂમ-ઘઉં.

હવે સમુદ્રશ્રીએ જંબૂ કુમારને કહ્યું, 'અમારાથી તમારો વિરહ ખમાતો નથી. માટે તમે અમારો ત્યાગ કરીને અમને છેહ દેશો નહિ; નહિ તો

પછી તમે પેલા ખેડૂતની જેમ પસ્તાશો. તેની વાત સાંભળો. સુસીમ નામના ગામમા બક નામનો એક મોટો ખેડૂત હતો. તેણે પોતાના ખેતરમાં વર્ષાકાળે કાગ અને કોદરા વાવ્યા હતા. તે ઊગતા ખેતર લીલુંછમ લાગતું હતુ, જાણે સુકાળનુ રાજ્ય દેખીને ખેતરને રોમેરોમ આનદ ન થયો હોય! કણુ અને કોદરાનુ ધાન્ય વધતુ જોઈને હર્ષ પામતો ખેડૂત એક વખત કોઈ એક બીજા ગામે પોતાના સ્વજનોને ત્યા મહેમાન તરીકે ગયો. સ્વજનોએ તેને ગોળ અને રોટલી ભોજનમા આપ્યા. એ ખાઈ તે ખૂબ હર્ષ પામ્યો અને કહેવા લાગ્યો, 'આવુ ભોજન અમે સ્વપ્નમા પણ જોયું નથી. અમારું પેટ કણુ અને કોદરા ખાઈખાઈને બળી ગયું છે. ખરેખર, અમને ધિક્કાર છે. તમે અમારા કરતા ચડિયાતા છો.' પછી એણે પૂછ્યું, 'પણ કહો તો ખરા કે આવો આહાર તમે કેવી રીતે બનાવ્યો?' સ્વજનોએ કહ્યુ, 'રેંટના જળથી અમે ખેતરને પાણી સિંચીએ છીએ અને તેમા ઘઉં વાવીએ છીએ. પછી એને દળીને લોટના માંડા–રોટલી અથવા રોટલા કરીએ છીએ. શેરડી પણ એ જ રીતે વાવીએ છીએ. ઊગ્યા પછી તે યત્રમા પીલીએ છીએ. તેના રસનો ગોળ બનાવીએ છીએ.' (૬–૧૬)

ગુડમડકની આ રીતે ઉત્પત્તિ જાણી બક ખેડૂત પોતાને ઘરે ગયો. તે વખતે કણુ અને કોદરા વાવેલું ખેતર તરત તેણે લણવાનુ શરૂ કર્યું. એના દીકરાઓએ કહ્યુ, 'આમ તમે શુ કામ કરો છો? આ તો આપણા કુટુબના જીવનનો આધાર છે.' બકે કહ્યુ, 'આમા આપણે ઘઉં અને શેરડી વાવીશુ અને ગુડમડક ખાઈશુ.' દીકરાઓએ કહ્યુ, 'આ કણુ થોડા દિવસમાં થઈ જશે, એ પછી ઘઉં અને શેરડી વાવજો. કેડનુ બાળક જતુ કરી પેટના બાળકની આશા રાખવી વ્યર્થ છે.' આમ, પુત્રોએ વાર્યો છતા તેમનુ ન માની તે ખેડૂતે ખેતર લણી નાખ્યું. પછી તેણે રેંટ માટે કૂવો ખોદાવવો શરૂ કર્યો પણ તેમાથી પાણી નીકળ્યું નહિ. આમ, તેના ખેતરમા કાગ અને કોદરા પણ ન થયા અને શેરડી અને ઘઉં પણ ન થયા આથી તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો

તેવી રીતે હે સ્વામી! તમે સ્ત્રી અને ધન-સુખ ત્યજીને પરલોકની વાંછના કરો છો, પરંતુ તમે બંને ગુમાવો નહિ તે જોજો. (૧૭-૨૩)

## દુહા (પૃ. ૫૨)

દંતદ્યુતિ-દાંતનું તેજ; દ્યોતિત-પ્રકાશિત; જિંક-જે; થાગ-છેડો; આમિષ-માસ,લાલચુ;સમ-શમ, સરખું;ગારવ-ગૌરવ, અભિમાન;કાગ-કાગડો.

જમ્બૂકુમારે કહ્યું, 'દાંતના તેજથી તેં દિશાના વિભાગો પ્રકાશિત કર્યા. હું તુચ્છ ફળમાં નહિ, પણ મોટા ફળમાં અનુરાગ ધરાવવાવાળો છું. વિષયરૂપી ભોગનો છેડો જ નથી. જે માણસ શમ ગૌરવમાં રસિક થાય તેઓ જેમ પેલો કાગડો નાશ પામ્યો તેમ નાશ પામતા નથી.

## ઢાલ બીજી (પૃ. ૫૨)

યૂથ-ટોળું; આઉ નદીનું-આયુષ્ય રૂપી નદીનું; કિંપાક-એક સુંદર ઝેરી ફળ; કરિ-હાથી; પાદપોગમન મુનિ-અનશન કરનાર સાધુ; પાદપ-વૃક્ષ; વૃક્ષને કોઈ કાપી નાખે તોપણ તે ત્યાંથી ખસતું નથી અને તેના પર કંઈ અસર થતી નથી, તેમ સાધુઓ જ્યારે અનશન કરે છે ત્યારે તેમના સમાધિનિષ્ઠ તત્ત્વચિંતન પર કોઇ અસર કરી શકતું નથી. નઉલ-નકુલ, નોળિયો; કૂકર-કૂતરો; અપાન-ગુદદ્વાર; કંદર-ગુફા; દ્વિક-કાગડો, જેના શબ્દમાં બે વાર 'ક' આવે છે તે કાક; આતપ-સૂર્યનો તાપ; છેહ-છેડો; વશા-વશવર્તી સ્ત્રી, કામિની; ઉપનય-રહસ્ય, બોધ.

વિંધ્યાટવીમાં હાથીઓના ઉપરી જેવો એક મોટો હાથી નર્મદા નદીને કિનારે રહેતો હતો. તે સ્વચ્છંદે પોતાનું યૌવન પૂરું કરી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હતો. વૃદ્ધાવસ્થાએ પહોંચેલો તે હાથી શક્તિહીન થતાં દંતપ્રહાર પણ કરી શકતો નહોતો, જેથી વૃક્ષોની ડાળીઓ તોડી શકતો નહોતો. દાંત પડી જવાને લીધે તે ભૂખ્યો રહેવા લાગ્યો, જેથી તેનું શરીર જાણે ચામડાની કોથળી જેવું બની ગયું.

એક વખત એક સુકી નદી ઊતરતાં તે હાથી લડથડને પગે પડી ગયો. ત્યાં પડી રહેવાને લીધે તે મૃત્યુ પામ્યો. તેનુ માંસ ખાવા શિયાળ વગેરે આવ્યાં. તેના ગુદાદ્વારને આ બધા પ્રાણીઓએ ગિરિની ગુફા જેવું વિકરાળ બનાવી દીધુ. તે ગુદારૂપ સત્રશાળામા, ભોજનના લાલચુ બ્રાહ્મણો જેવા સ્વભાવવાળાં પક્ષીઓ વારંવાર આવજાવ કરવા લાગ્યાં. એમાં એક કાગડો પણ જવા લાગ્યો. હાથીનુ માંસ ખાતો ખાતો તે હાથીના મધ્ય ભાગ સુધી ગયો, પણ તેની તેને ખબર પડી નહિ. પછી સૂર્યના તાપથી તે હાથીનું શરીર સંકોચાઈ જવાને લીધે તે કાગડો કરડિયામાં નાગ પૂરેલો હોય તેમ પુરાઇ ગયો. વર્ષાકાળમાં તે હાથીનું શરીર નર્મદા નદીના પૂરમાં તણાવા લાગ્યું. ત્યાંથી તે સમુદ્રમાં આવ્યું. ત્યાં ઉપર આકાશ અને નીચે પાણી બે જ દેખાતાં હતાં. પાણીના પૂરે હાથીના શરીરમાં ફરી પાછું બાકોરું કર્યું. તેમાંથી બહાર નીકળી તે કાગડો હાથીના શરીર પર બેસી વિચારવા લાગ્યો કે ઊડીને પાણીને પેલે કિનારે પહોંચી જાઉં. તે વારંવાર ઊડીને, થાકીને પાછો હાથી ઉપર આવીને બેસતો; પરંતુ ઘણી મહેનત કરવા છતાં તે પાણીનો કિનારો પામી શક્યો નહિ. દરમિયાન માંછલાંઓએ અને બીજાં જળચરોએ ખેંચવાને લીધે અને પોતાના ભારને લીધે તે હાથીનું કલેવર જળમાં ડૂબી ગયું અને તેની સાથે તે કાગડો પણ ડૂબી ગયો.

જંબૂકુમાર કહે છે, 'આ દૃષ્ટાન્તમાં મરેલા હાથીનુ કલેવર તે સ્ત્રી છે; સાગર તે સંસાર છે; કાગડો તે કામી પુરષ છે. હું કાગડાની જેમ ડૂબવા નથી ઇચ્છતો, પરતુ સર્વ બધનો છોડવા ઇચ્છું છું. હે ભોળી, તું મને ભોળવવા ઇચ્છે છે, પરંતુ હું એમ ભોળવાઉં એવો નથી.' (૨૬–૨૯)

**૨૮. ગત નિર્ઝર...નિરધાર રે**—આ હાથીનું વર્ણન કરતાં કવિ અહીં એને પર્વતની ઉપમા આપે છે. હાથી વૃદ્ધ હતો અને એના ગંડ સ્થળમાંથી મદ ઝરતો ન હતો, આથી તે જાણે ઉનાળામાં ઝરણાં સુકાઈ ગયાં હોય એવા પર્વત જેવો તે લાગતો હતો.

## દૂહા (પૃ. ૫૪)

વયણ–વચન; ચૂકા–ચૂક્યા, પતનને માર્ગે ગયા; સથ્થ–શાસ્ત્ર; અણથ્થ–અનર્થ.

દૂહાની આ કડીઓમા કવિએ સ્ત્રીસંગ અને કામ-વિષયથી થતો અનર્થ સમજાવી સદુપદેશ આપ્યો છે.

## ઢાલ ત્રીજી (પૃ. ૫૫)

પખાણ–પાષાણ, પથ્થર; વિહલો–વિફળ; એતલઇ–એટલેથી; વારી–અટકાવ્યો; ઝપાદિઈ–કૂદકો મારે છે; પૂરવ પરિ–પહેલાંની જેમ; ઉરુ–છાતી, અથવા મોરુ, પહોળું; કુચ–સ્તન; જઘન–જઘ અથવા શરીરનો પાછળનો ભાગ; ઋદ્ધ–ઋદ્ધિ, સૌન્દર્ય; પીન–વિશાળ, મોટા; નૃપ૦ ચાર–રાજાના સેવકો; કેસરિ–સિંહ; મધ્ય–કમરનો ભાગ; ગગમૃત્તિકા–ગગાની માટી; સોહની–શોભે છે; સંયત–બાધેલા, ગૂંથેલા; વનકેનક–વનના કેવડા; સેહર–શેખર, માથે શોભા તરીકે; કુમલ–કોમળ; ગલઈ–ગળે; ધરતી–ધારણ કરતી; શર્મ–કલ્યાણ; વાનીર–એક ઝાડ; વજુલ–નેતરનુ ઝાડ (અથવા જાબુનુ ઝાડ પણ હોઇ શકે); પતન–પડવુ; લુદ્ધ–લુબ્ધ; નીઠ–નિશ્ચિત.

પદ્મશ્રી રાણીએ જંબૂ કુમારને કહ્યુ, 'હે સ્વામી! એક વનમા વાનર અને વાનરી રહેતા હતાં. તેઓ અત્યંત સુખમાં પોતાનુ જીવન પસાર કરતાં. વૃક્ષની ડાળીઓ પર તે સાથે ચડતાં અને સાથે ઊતરતાં. એક વખત ગંગા નદીના કિનારે વાનરી સાથે વાનર રમતો હતો, તેવામા તે વાનર ભૂમિ પર પડી જવાને લીધે મનુષ્ય બન્યો. એની પાછળ નારી બનવાની ઇચ્છાવાળી વાનરી પણ પડી. તે પણ તીર્થભૂમિના પ્રતાપને લીધે સ્ત્રી બની. આમ મનુષ્ય બની નર અને નારી તરીકે તેઓ પૂર્વના સ્વભાવની જેમ વિલાસસુખ ભોગવવા લાગ્યાં. વાનરમાથી નર બનવાને લીધે તે વાનરને ફરી કૂદવાનો લોભ લાગ્યો. તેને વાનરીએ કહ્યું, 'આટલું બસ; વધારે લોભની ટેવ ખોટી. આપણે તો દેવ કરતાં પણ વધારે છીએ; કારણ કે

આપણે નિર્વિઘ્ન, મનની ઇચ્છા પ્રમાણે સુખ પામીએ છીએ.' આમ વાનરીના અટકાવ્યા છતા તે વાનરે પહેલાની જેમ ફરીથી કૂદકો માર્યો. પરન્તુ એથી તે દેવ ન થતા, ફરી પાછો વાનર થઈ ગયો. તે ભૂમિમા તીર્થના પ્રભાવને લીધે પશુ માનવ થઈ શકે અને માનવ દેવ થઈ શકે એવુ હતુ. પરંતુ બીજી વાર તેમ કરવા જતા પોતાનુ મૂળ સ્વરૂપ આવી જતુ

હવે તે સ્ત્રી બનેલી વાનરી ફરી વાર ન કૂદતા સ્ત્રી જ રહી. તે અત્યત સુદર અને કોકિલકંઠી હતી. એક વખત એ સ્ત્રીને રાજાના સેવકોએ એકલી ભમતી જોઇ, એટલે તેઓ તેને રાજા પાસે લઈ આવ્યા. રાજાએ તેને પોતાની રાણી બનાવી. પેલા વાનરને પણ કોઇક નટ–મદારીએ પકડી એને નાટય શીખવ્યુ. પછી તે તેને રાજા પાસે લઇ ગયો, અને તેને નચાવવા લાગ્યો એ વખતે પોતાની પ્રિયાને રાજાના અર્ધાસન પર બેઠેલી જોઇ તે વાનર રોવા લાગ્યો તે જોઇ રાણીએ કહ્યુ, 'હે વાનર! હવે તુ તે નેતરના ઝાડ પરથી પડવાને સંભારી રડ નહિ.'

પદ્મશ્રીએ કહ્યુ, 'હે સ્વામી! તેવી રીતે જે સુખ તમને મળ્યુ છે તેનો ત્યાગ કરશો નહિ; નહિ તો પેલા વાનરની પેઠે તમારે પશ્ચાત્તાપ કરવાનો વખત આવશે (૪૪–૬૨)

**૫૬–૫૭. કોકિલ......ગજિયારે**—આ બે કડીમા કવિએ તે સ્ત્રીના સૌન્દર્યનુ અત્યત સચોટ અને લાઘવયુક્ત ભાષામા વર્ણન આપ્યું છે તે સ્ત્રીનો કંઠ કોકિલ જેવો મીઠો હતો, મુખ ચદ્ર જેવુ સોહામણુ હતું, સ્તન મોટા હતા, કેડ સિંહના જેવી પાતળી હતી; તેની જાંઘ વિશાળ હતી; હાથ અને પગના સૌન્દર્ય વડે તેણે કમળના સૌન્દર્યને હરાવ્યું હતુ. ગંગાની માટીનું તેણે તિલક કર્યું હતું, તે વડે અને ગૂંથેલા વાળથી તે શોભતી હતી. તેને માથે શોભા તરીકે સ્થાન પામવા વનના કેવડા ડોમરા બન્યા હતા અને કાનના કુડલને સ્થળે તાલવૃક્ષના પુષ્પ સ્થાન પામ્યા

હતાં. હરણ જેવી આંખોવાળી એ સ્ત્રીએ ગળામાં કમળની નાળનો હાર પહેર્યો હતો.

### દુહા (પૃ. ૫૮)

અનુશય–પશ્ચાત્તાપ; ઘટિ–ઘટમાં; ગૃદ્ધિ–આસક્તિ; ખટ–છ; રતિ–પ્રેમ; તૃપત–તૃપ્ત; છંડર–ચાલી જવાના સ્વભાવવાળી; સાપાય–(અપાય એટલે વિઘ્ન) વિઘ્નવાળી, અંતરાયવાળી.

જંબુકુમારે કહ્યું, 'હે પદ્મશ્રી! અધ્યાત્મજ્ઞાનીને પશ્ચાત્તાપ કરવાનો સમય આવતો નથી. હું પોતે અધ્યાત્મ પ્રેમથી તૃપ્ત છું. આત્મપ્રેમથી જેનો આત્મા તૃપ્ત હોય છે તેને દુષ્ટ દુશ્મનો પણ કષ્ટ કરી શકતા નથી. અધ્યાત્મ દૃષ્ટિવાળા માણસો જગતમાં પણ મસ્ત બનાવે છે અને જ્યાં ઝણકાર હોય છે ત્યાં વાતાવરણને સંપૂર્ણ કરી દે છે. વિષય વાસનાવાળાનું શરીર અને મન બળે છે; એની વિષયતૃષા છીપતી નથી. પરંતુ જ્ઞાનરૂપી અમૃતના રસના સિંચનથી એ તૃષા છીપી જાય છે. જે નવ રસ કે છ રસની તૃપ્તિ મેળવે છે તે ફરી પાછા તરસ્યા થઇ જાય છે. પરંતુ મેં તો એક રસની તૃપ્તિ મેળવી છે, જે ફરી ચાલી જવાની નથી. મેં જે કંઇ મેળવવાનું હતું તે બધું મેળવી લીધું છે. મારા ઘટમાં–મારા આત્મામાં બધી રિદ્ધિ પ્રગટ થઈ છે. સાંસારિક વસ્તુઓ એ બધી સંસારમાં આત્માને બાંધવા માટે છે; પરંતુ મને તેની કંઈ વધારે આસક્તિ નથી.'

### ઢાલ ચોથી (પૃ. ૫૯)

ફહરાત–સ્થિરતાવાળું; તિસના–તૃષ્ણા; કોઇલા–કોલસા; જગીઇ–જગતમાં; અંગારકાર–કોલસા બનાવનાર; રિતુ–ઋતુ; નીગમઇ–ખુશાડે છે; ભાજઈ–ભાંગે, છીપે; તિલઈ–તેલથી; પાનની–પીવાની; ચાહ–ઇચ્છા; અનાહ–અનાથ, કોઇના આશ્રય વગર; થાહ–છેડો, સંતોષ; છાહ–છાંયો; વાવિ–વાવમાં; જરણ–જીર્ણ, જૂના; વ્યંતર–દેવોનો એક પ્રકાર; છીલર–

છીજ્જર;ઠાણિ-સ્થાને; ભોગ-ઉપભોગ; કુપિત અહિભોગ-ગુસ્સે થયેલા સાપની ફણા; સ્કંધેતર-સ્કંધ એટલે પુદ્ગલના સમુદાયો અને ઇતર એટલે પરમાણુઓ, અહીં શરીર અથવા જીવના અર્થમાં; ભારુપભોગ-એના ભાર અને ઉપભોગ; પડિઆંગતે-પ્રતિકારને અંતે, ઇલાજ કરવા છતાં; ત્રિહું ભેદે-ત્રણ પ્રકારે; યોગાચારય-યોગાચાર્ય (પતંજલિ અથવા અહીં આનંદઘન માટે એ શબ્દ મૂકયો હોય); દીઠ્ઠ-જોયેલું; ગરિઠ્ઠ-ઊંચું; અવસિઠ્ઠ-અવશિષ્ટ, બાકી; ઉક્કિઠ્ઠ-ઉત્કૃષ્ટ; વિસિઠ્ઠ-વિશિષ્ટ.

આત્મજ્ઞાનમાં જેનું ચિત્ત સ્થિર થયેલું છે તેને કોઈ દિવસ દુઃખ આવતું નથી. બીજાઓના દિવસો દુઃખમાં જાય છે. તૃષ્ણા એ જ સર્વ દુઃખની માતા છે.

કોઇ એક અંગારકાર-કોલસા બનાવનાર જંગલમાં કોલસા બનાવવા ગયો. ગ્રીષ્મ ઋતુ હોવાને લીધે તેણે સાથે ઘણું પાણી લીધું હતું; પરતુ તાપને લીધે તેને ખૂબ તરસ લાગતી હતી. તે ખૂબ પાણી પીતો, પરંતુ તેની તરસ ભાંગતી નહિ. જેમ તલથી અથવા તેલથી અગ્નિનો ભડકો વધે તેમ તેની તરસ વધતી જ ચાલી. પાણી ખૂટતાં તે કયાંકથી પાણી મેળવવાની ઇચ્છાથી ચાલવા લાગ્યો. થાકને લીધે તે અડધે રસ્તે જ અસહાય બનીને પડી ગયો. સદ્ભાગ્યે તે અમૃતની વાવ સમાન એક વૃક્ષની છાયામાં પડયો.

આ દૃષ્ટાન્તમા અગારકાર જેવા બધા સસારી જીવોને જાણવા સુર, અસુર, વ્યતર દેવો વગેરેના સુખને વાન, કૂવા વગેરેના જળ જેવા જાણવા જો એનાથી તરસ ન ભાગતી હોય તો મનુષ્યના સુખભોગની તો શી વાત કરવી? એ તો તદ્દન છીછરા પાણી જેવુ સુખ છે સાચુ સુખ તો નિર્વાણમા-મોક્ષમા રહેલુ છે (૭૪)

સયોગને અતે હમેશા વિયોગનુ દુ ખ લખેલુ હોય છે ભોગ ગુસ્સે થયેના સાપની ફણા જેમ ક્ષણિક, ચચળ છે, જન્મની સાથે મરણ નિશ્ચિત છે આમ, પ્રત્યેક વસ્તુ અતે દુ ખકર હોય છે ઇન્દ્રિયના તાપથી પણ લોક બળે છે મરકા થી પણ અતે દુ ખ અને શોક આવે છે પુદ્ગલના સમુદાયો અને પરમાણુઓનો એટલે કે દેહનો ઉપભોગ કરવા માટે એનો ભાગ ઉપાડવાનો હોય છે આમ, એ બધુ ગમે તેટના ઇનાજ કરવા છતા અતે રોગટ છે, મિથ્યા છે (૭૫)

યોગાચાર્યે સુખ દુખના ત્રણ ભેદ દર્શાવ્યા છે પરતુ તેમા વ્યાધિનો પ્રતિકાર કરવામા પોતાના મનને કોણ ઉચ્ચ રાખી શક્યુ છે? જે સિદ્ધ પુરુષો હોય છે તે વ્યાધિને મૂળમાથી ઉખેડી નાખે છે બાકીના માણસો વ્યાધિમા પડ્યા રહેતા હોય છે ખરેખર, આનદમય અને ઉત્કૃષ્ટ તો એ જ છે જેનો અધ્યાત્મમાર્ગમા વિશિષ્ટ યશ છે (૭૬)

## દૂહા (પૃ. ૬૧)

વયણડે-વચનથી, જાસ-જેનુ, નિયમ-જરૂર, નક્કી, નીસિંગુ-શીંગડા વગરનુ, સૂચી-સોય, ગુણ-સદ્ગુણ, દોરો, દોઈ-બને

જબૂકુમારના આવા વચનો સાભળવા છતા જેનુ ચિત્ત તે ગ્રહણ કરતુ નથી તે જરૂર શીંગડા વગરના ઢોર જેવા છે જેનુ મન રૂપી મોતી સદ્ગુરુના વચનરૂપી સોયથી ભેદાતુ નથી, તેમા ગુણનો (દોરાનો અને સદ્ગુણનો) પ્રવેશ ક્યાથી થાય? જરૂર તે મોતી નથી, પણ કાચ છે સત્પુરુષોના વચનથી જેનુ મનરૂપી મોતી વીંધાયુ છે તે જ સાચુ રત્ન બને

છે. એક મોતી અને બીજું મન એ બે એવી વસ્તુ છે કે જે ભાંગી જતાં ફરીથી મળતાં નથી.

## ઢાલ પાંચમી (પૃ. ૬૧)

મનમથ–કામદેવ; સીખ–શિખામણ; ઉવેખિઇ–ઉવેખવુ; ફેરુ–શિયાળ; નૂપુર–ઝાઝર; ભ્રમચૂરિ–ભ્રમ ભાગનાર; પ્રવર્ત્તક–પ્રવૃત્તિ કરાવનાર; નિવર્ત્તક–નિવૃત્તિ કરાવનાર; ભૂરિ–ઘણા; સોનાર–સોની; મૂરત–મૂર્તિમન્ત, સાક્ષાત્; કુચ–સ્તન; વર–સુંદર; કરસીચિ–મોજાંઓરૂપી હાથ; કરઇ–હાથથી; ડગઇ–અટકે છે; ઉસર્ઇ–(સ્ર અપસર્તિ)–દૂર ભાગી જાય છે, પાછાં હટી જાય છે; શ્લથ–છૂટેલુ, વીખરાએલુ; વસન–વસ્ત્ર; સવેપથૂ–ધ્રુજારી સાથે; શ્ચુત–વીંખરાયેલા; રત ઉત્થિત–કામક્રીડા પછી ઊઠેલી; તટિની–નદી; સુસ્નાત–સારી રીતે સ્નાન કર્યું છે?; નઈ–નદી; નરનાથ–રાજા; પાહણઈ–પથ્થર વડે; વાસર–દિવસ; નિસિ જામ–રાતની ઘડી; અશનાદિકઇ–ખાવાનુ વગેરે આપીને; અંગીકાર કરાવી લઈ–કબૂલાત કરાવી છે; સુકર–સહેલું.

કામદેવની સેના જેવી પદ્મસેનાએ કહ્યું, "હે સ્વામી! નાના બાળક પાસેથી પણ જો કંઈ શીખવાનુ મળતું હોય તો તે શીખવું જોઇએ. હું તમને એક સમજવા જેવી વાત કહું છું, પણ તે વાત મને સ્ત્રી સમજીને કાઢી નાખશો નહિ. એ વાત તે 'શિયાળની અને નૂપુરપડિતા'ના દૃષ્ટાંતોની છે. એ સાંભળીને તમે તમારા મનનો ભ્રમ ભાંગો. એ દૃષ્ટાંતો પ્રવૃત્તિ કરાવનાર અને વળી નિવૃત્તિ કરાવનાર એવાં બન્ને છે.

રાજગૃહ નગરમાં દેવદત્ત નામે એક સોની રહેતો હતો. તેના દીકરા દેવદિન્નની પત્ની દુર્ગિલા ઘણી ચતુર અને રૂપવતી હતી. વસ્ત્રાલંકાર ધારણ કરી જ્યારે તે નદીકિનારે આવી ત્યારે તે જાણે સાક્ષાત્ જલદેવતા જેવી લાગતી હતી. તે વખતે કોઇ એક ખરાબ ચારિત્ર્યવાળા, કામી યુવાને તે સ્ત્રીને જોઇ. તેના ચિત્તમાં કામવિકાર ઉત્પન્ન થયો. તેણે તે સ્ત્રીને કહ્યું, 'તને આ નદી પૂછે છે, ફળ નમેલા છે એવાં આ વૃક્ષો પૂછે છે અને

હુ પણ પ્રણામ કરી પૂછુ છુ કે તેં બરાબર સ્નાન કર્યું કે?' તે સ્ત્રીએ કહ્યુ, 'નદીને સુખ હજો વૃક્ષો ત્રણે કાળ આનંદમા રહો મને સ્નાન કર્યાનુ પૂછનારની હુ આશા પૂરી કરીશ' (૮૦–૯૫)

મનોગથરૂપ લતાને ઊગવાને અમૃતના સિંચન સમાન તેના વચન સાભળીને તે યુવાન, રાજાની આજ્ઞાથી જેમ દામ એકદમ અટકી જાય તેમ ત્યા અટકીને ઊભો રહી ગયો. આ સ્ત્રી કોણ હશે એમ તે વિચારતો હતો તેવામા તેણે એક વૃક્ષ નીચે કેટલાક બાળકોને ઊંચુ મોઢું કરી ફળની ઇચ્છા કરતા જોયા તેણે પથ્થર વડે કેટલાક ફળ પાડી આપી બાળકોને રાજી કર્યા અને પછી તેમને પૂછ્યુ, 'આ જે સ્ત્રી જાય છે તે કોણ છે?' બાળકોએ કહ્યુ, 'એ તો દેવદત્તની પુત્રવધૂ (દુર્ગિલા) છે તેનુ ઘર અહીં જ છે'

દુર્ગિલા પણ તે યુવાન પ્રત્યે જોતીજોતી, અનુરાગ ધરાવતી પોતાને ઘરે ગઈ. કયે દિવસે, રાત્રિના કયા પહોરે, કઈ ઘડીએ અને કયે સ્થળે પોતાનો સગમ થશે એમ તે મનમાં વિચાર કરવા લાગ્યા. પછી તે યુવાને કુલટા સ્ત્રીઓની કુળદેવી જેવી એક તાપસીને ખાવાનુ આપીને ખુશ કરી અને પછી તેને કહ્યુ, 'દેવદત્તની પુત્રવધૂ દુર્ગિલા સાથે મારો મેળાપ કરાવી આપ પહેલા મેં પોતે જ દૂત થઇને એની પાસે સગમની કબૂલાત લઈ લીધી છે એટલે હવે એ કામ તારે માટે ઘણુ સહેલુ છે.' (૯૬–૧૦૫)

**૮૬થી૯૧**—આ કડીઓમા કવિએ દુર્ગિલા નદીમા સ્નાન કરવા જાય છે તે સમયનુ આલંકારિક વર્ણન કર્યું છે દુર્ગિલા પોતાના બન્ને સ્તન દેખાય એ રીતે કચુકી કાઢી અને ઉત્તરીય ઉતારી એ બન્ને સખીના હાથમા આપે છે તે સમયે જાણે સરસ અને મધુર આલાપથી જાગી ગયેલા કામદેવને તે જગાડતી ન હોય એવી લાગતી હતી પછી તે બીજા એક વસ્ત્ર વડે સ્તન ઢાકી નદીમા જલક્રીડા કરવા પેસે છે નદી પોતાના મોજારૂપ હાથ પહોળા કરીને તેને આલિંગન આપવા લાગી પ્રેમાળ સખીઓની જેમ તેઓ બન્ને હૈયેહૈયુ ભીડીને મળી પછી, જેમ વહાણ હલેસા

વડે જલ દૂર કરે તેમ દુર્ગિલા પોતાના હાથ વડે પાણી દૂર કરવા લાગી. એની ગતિ જોઇને હંસ, અને સ્તનનો આકાર જોઇને ચક્રવાક પક્ષી (ચક્રવાક પક્ષીનો આકાર સ્ત્રીના સ્તન જેવો હોય છે) જાણે પોતે ઊતરતાં છે, હારી ગયાં છે એમ સમજી ત્યાંથી નાસી જાય છે. નાહતાંન્નાહતાં, પાણી આમતેમ ઉડાડતાં, તેના હાથ આમ તેમ હાલતા હોવાથી જાણે સુંદર કમળો નૃત્ય કરતા હોય તેવાં તે લાગતા હતા. જલક્રીડા કરવાને લીધે તેનું વસ્ત્ર શિથિલ થઈ ગયું હતું. શરીરમા ધ્રુજારી હતી. હોઠ શ્વેત બની ગયા હતા અને વાળ વિખરાઇ ગયા હતા. તેથી તે જાણે કામક્રીડામાંથી ઊઠી હોય તેવી લાગતી હતી.

**૧૦૧. સરપા...નિદાન**—કામદેવે પોતાના પાંચ બાણથી તે બંને યુવક અને યુવતીને એક સમયે એક સાથે એક સરખાં વીંધ્યાં. પાંચ બાણને સરખે ભાગે વહેંચતાં અઢી અઢી બાણ થાય. આવી રીતે કોઈ પણ માણસ બે જુદી જુદી વ્યક્તિને વીંધી શકે નહિ. પરંતુ એનું વિભાજન કરવાનું કામદેવ જે જાણે છે તે બીજું કોઈ જાણતું નથી.

**૧૦૩. કામઇ સીખાવ્યો વિવેક**—તે યુવાન પોતાની ઇચ્છા પાર પાડવાને માટે તે વૃદ્ધ તાપસીને ખાવાપીવાનું સારી રીતે આપી તેને ખુશ કરવા લાગ્યો. એક રીતે જોતાં તે તાપસી પ્રત્યે વિવેકપૂર્ણ રીતે વર્તવા લાગ્યો; પરંતુ આવું વર્તન તેની કામવાસનાથી પ્રેરાયેલું હતું. કામી માણસો ઘણી વાર પોતાની સારી છાપ પાડવા માટે અને એ રીતે પોતાની ઇચ્છા પાર પાડવા માટે બહુ વિવેકી બનતા હોય છે.

દૂહા (પૃ. ૬૫)

ઉતાલ-મોટું; ભિક્ષા દંભ ઉતાલ-ભિક્ષાના મોટા દંભથી; વિલખો મકરિ વિચાર-એથી બીજો કંઇ ઊતરતો વિચાર કરતી નહિ; લવણિમ-લાવણ્ય; મુહ્નિ-હે મુગ્ધે; દસમી-કામની દસમી દશા, મરણ; નિરત્થ-નિરર્થક.

'તારું કામ હું તરત જ કરી આપું છું.' એમ કહી તે તાપસી ભિક્ષાને અર્થે દેવદત્તને ઘરે ગઈ. તે વખતે દુર્ગિલા થાળી માંજતી હતી.

એણે દુર્ગિલાને કહ્યું, 'તને એક તરણ ચાહે છે. તમે બંને રૂપ, ગુણ, વય, ચાતુરી વગેરેમાં સમાન છો. જે દિવસથી તને નદીએ નહાતી એણે જોઈ તે દિવસથી તેં એનું ચિત્ત હરી લીધું છે. ઘરમાં, બહાર, બસ જ્યારે જુઓ ત્યારે એને તારી જ લગની લાગી છે. એની કામદશા નવ સુધી પહોંચી ગઇ છે. હવે દશમી દશા એટલે કે મૃત્યુ ન આવે એમ તું કર.'

**૧૧૨. કામદશા...નિરત્થ**—કામની દસ દશા આ પ્રમાણે સંસ્કૃત શાસ્ત્રગ્રંથોમાં ગણાવવામાં આવી છે: (૧) ચક્ષુપ્રીતિ (૨) મનઃસંગ (૩) સંકલ્પ (૪) જાગર (ઉજાગરો) (૫) કૃશતા (૬) અરતિ (કશું ન ગમવું તે) (૭) હ્રીત્યાગ (લજ્જા જતી રહેવી) (૮) ઉન્માદ (૯) મૂર્છા (૧૦) અન્ત (મૃત્યુ). કામાસક્ત વિરહી સ્ત્રીપુરુષોની ઉત્તરોત્તર વધતી જતી અને કવચિત્ મૂર્છા અને મૃત્યુ સુધી પહોંચતી આ દશાઓ છે.

## ઢાલ છઠ્ઠી (પૃ. ૬૬)

મુડા-માથે મુંડો કરાવ્યો હોય એવી સાધ્વી; જ્યારે આચારથી ચૂકે ત્યારે એને અનાદરથી બોલાવવા માટે આ શબ્દ વપરાતો; મુંડારસી-પ્રમત્ત જેવી, સં. શૌંડ, પ્રા. સુંડ, પરથી ?; ગુડાઈ-ગુંડાગીરી, ખરાબ કાર્ય; લુંડાઈ-વેશ્યાને ત્યાં સંદેશા લઈ જનાર સ્ત્રીઓ માટે વપરાતો શબ્દ; સામાન્ય હલકી સ્ત્રી માટે આજે પણ લુંડી શબ્દ વપરાય છે; પરી-આઘી; ગોપવી-છુપાવી; તરજાઈ-તર્જના કરી, તિરસ્કાર કરીને કે ધમકાવીને; મસિ-શાહી; મઇલઇ-મેલી; પૂઠ-પીઠ; નિર્વેદ-કંટાળો, આળસ; આ પ્રસ્તાવ-આ પ્રસંગે; પચ્છિમ બાર-પાછલે બારણે; ધૂરત-ધૂર્ત; તારામેલ-તારામૈત્રક, પરસ્પર નજર મળવી; પુહર-પહોર; બિ-બે; મનમથમોદ-કામક્રીડાનો આનંદ.

દુર્ગિલાએ તે તાપસીને કહ્યું, 'હે તાપસી! તું એવી ખરાબ વાત કર નહિ. આવી ભૂંડી વાત અમારા કુટુંબમાં થતી નથી. તારી આવી વાત સાંભળતા પણ અમે લાજી મરીએ. હે પાપિણી! તું મારી નજર આગળથી દૂર થા. તું તો ઘરે ઘરે ભીખ માગવાવાળી છે. જે આવી વાત કરે

એવા પાપીને જોવામાં પણ પાપ છે.' દુર્ગિલાએ આ રીતે પોતાનો આશય છુપાવીને એને ધમકાવી અને તાપસીએ પીઠ ફેરવી એટલે એની પીઠ પર કાળી શાહીવાળા હાથનો થાપો દીધો. એથી એની પીઠ પર બરાબર પાંચ આંગળાની છાપ પડી. દુર્ગિલાના મનની વાત ન જાણનારી તે તાપસીએ જઈને તે યુવાનને કહ્યું, 'અરે, તું કહે છે કે તે સ્ત્રી તારા પ્રત્યે અનુરાગ ધરાવે છે, પરંતુ એ તો તારું નામ પણ સાંભળવા ઇચ્છતી નથી. એટલું જ નહિ, ફરી આવું કામ હું ન કરું એટલા માટે મારી પીઠ પર મેલો થાપો મારી મને કાઢી મૂકી.' એમ કહી તાપસીએ પોતાની પીઠ બતાવી. તે જોઈ તે ધૂર્ત યુવાન સમજી ગયો કે કૃષ્ણ પક્ષની પાંચમનો મળવાનો સંકેત છે. પરંતુ દુર્ગિલાએ સ્થળનો સંકેત કર્યો નહિ. એણે તાપસીને ફરી જેમ તેમ કરી સમજાવીને મોકલી. બીજી વાર દુર્ગિલાએ એને ગળેથી ઝાલી પાછલે બારણેથી અશોકવાડીમાં થઈ બહાર કાઢી. બીજી વાર અપમાનિત થઈ, પોતાનું મુખ ઢાંકી તે તાપસીએ યુવાન પાસે આવી બધી વાત કરી. એ પરથી અશોક વાડીમાં મળવાનો દુર્ગિલાએ સંકેત કર્યો છે એમ તે યુવાન સમજ્યો. તેણે તાપસીને કહ્યું, 'હે ભગવતી! તે સ્ત્રીએ કરેલો અપરાધ મારે ખાતર માફ કરો. હવે આપણે તે દુષ્ટને ફરી બોલાવવી નથી.'

પછી, કૃષ્ણપક્ષની પંચમીએ રાતે એ યુવાન ત્યાં ગયો ત્યારે દુર્ગિલા ત્યાં વાટ જોતી ઊભી હતી. બંનેની આંખો તરત પરસ્પર મળી. બંને બાહુ પ્રસારી આલિંગન કરવા લાગ્યાં. અત્યાર સુધી તેમનાં ચિત્ત મળેલાં હતાં. હવે બંનેના દેહ એક થયા. તેમનો વિરહ દૂર થયો. આવી રીતે આનંદ અનુભવતા રાતના બે પહોર વીતી ગયા. (૧૧૩-૧૩૩)

૧૨૮. સહૃદય...સ્વરૂપ—આ કડીમાં, તે દુષ્ટ યુવાન દુર્ગિલાનો સંકેત સમજી ગયો તે માટે કવિ કવિતાનો દાખલો આપે છે. કવિતા અથવા બીજી કોઈ લલિત કલામાં રહેલો ગૂઢ અર્થ સહૃદય માણસ તરત

સમજી જાય છે, જ્યારે બીજા માણસો જે આ બાબતમાં પશુ જેવા હોય છે, તેને કાને તો માત્ર શબ્દો જ પડે છે; પરંતુ તેનો ગૂઢ અર્થ તેમને સમજાતો નથી હોતો. તેવી રીતે જીવનમાં પણ એક ભાવ કે વિચારવાળા માણસો સંકેતથી એકબીજાનો અર્થ સમજી જાય છે. વાણીમા રહેલી વિશિષ્ટતાથી, વક્રોક્તિથી તેઓ એ હાવભાવમા રહેલા વ્યઙ્ગ્ય-ગૂઢ અર્થને સમજી જાય છે. અહીં તાપસી જે ન સમજી શકી તે પેલો ચતુર દુષ્ટ યુવાન તરત સમજી જાય છે.

## દૂહા (પૃ. ૭૦)

ભુજ ઉસીસઇ-હાથરૂપી ઓશીકે, સુ ત-કામક્રીડા; સક્રમી-આવી, કાય ચિંતારથ-શરીરની ચિંતાને અર્થે, અહીં જાજરૂ જવાના અર્થમા.

દુર્ગિલા અને તે યુવાન કામક્રીડાને અંતે એકબીજાના હાથના ઓશીકે માથુ રાખી ઉંઘી ગયા. તે વખતે દેવદત્ત જાજરૂ જવા માટે ઊઠ્યો. એણે અશોક વાટિકામા આ બન્નેને મત્ત બનીને સૂતેલા દીઠાં એથી એને પોતાની પાપિણી પુત્રવધૂ પ્રત્યે ધિક્કાર થયો. એ પરપુરુષ સાથે જ સૂતી છે, એની ખાતરી કરવા તેણે ઘરમા આવી જોયુ તો પોતાનો પુત્ર ઘરમા એકલો સૂતો હતો. એટલે પેલો પુરુષ જાર છે, એવો એણે નિશ્ચય કર્યો.

## ઢાલ સાતમી (પૃ. ૭૦)

પરિ-જેમ; નેઉર-નૂપુર-ઝાઝર; થા સુમતી-બુદ્ધિપૂર્વક વર્તજે, આધ-અર્ધ; પરો-દૂર; ઇનરી-બીજી; જગવઈ-જગાડે છે; ઘામ-તાપ, બફારો; દહઈગી-બાળે છે; સખરી-સારી; વિવદઈ-વિવાદ કરે છે, દલીલ કરે છે; સદઈ-સદે, ફાવે; ફરસઈ-સ્પર્શે; સુરત ઘરઇ-કામગૃહમા, પતિ-પત્નીના એકાંત સ્થળમાં; ઉલભ-ઠપકો; પ્રાત-સવારે, સહી-નક્કી, અવર-બીજો; નરો-નર, પુરુષ; કીધી શપથની કોડિ-ઘણા સમ આપ્યા; બીગિ કરુ-બેરુ કરીશ, પક્ષ લઇશ; થવિર-સ્થવિર-વૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ અને ચારિત્ર્યવૃદ્ધ હોય તે; ઊર-ઓર-બીજો; ધીજ-ધૈર્ય, કસોટી, દીન-પટ્ઠ-

ધોયેલા વસ્ત્રમાં; ગલઈ–ગળે; મંકેતીન્સંકેત પ્રમાણે; ગહિલો–ઘેલો, ગાંડો; નવિ વરજ્યોરી–છોડયા નથી; ભુઉ–મૂર્ખ; નાવાઈ–નાવથી; નિકસઈ–નીકળે છે; નૃપ નગ–રાજાના માણસો, રાજ્યાધ્યક્ષો; ક્વઈ–પહેરાવે.

દેવદત્ત વિચાર કર્યો કે પુત્રને આ વાતની ખાતરી કરાવવા માટે આ કુલટાના પગનુ ઝાંઝર ધીમે રહીને કાઢી લઉં. એમ વિચારી, ચોરની જેમ એના પગમાંથી ઝાંઝર કાઢી લઈ એ ઘરમાં ચાલ્યો ગયો. પરંતુ ઝાંઝર કાઢતામાં તો તે સ્ત્રી જાગી ગઈ. પોતાનું ઝાંઝર સસરાએ કાઢી લીધુ છે એ જાણી દુર્ગિલાએ પોતાના જારને તરત ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું, અને અવસર આવ્યે બુદ્ધિપૂર્વક મદદ દેવાનું જણાવ્યું. એટલે તે યુવાન ચાલ્યો ગયો.

પછી દુર્ગિલા પોતાના પતિ પાસે જઈ આલિંગન દઈ સૂતી. પછી એણે પતિને કહ્યું, 'અહીં ઘરમાં મને બહુ તાપ લાગે છે. માટે ચાલો આપણે અશોકવનિકામાં જઇને સૂઈ જઈએ. તેઓ બને ત્યાં જઈ સૂઈ ગયાં. પતિને તરત નિદ્રા આવી ગઈ. ત્યાર પછી દુર્ગિલાએ પતિને ઊઠાડી કહ્યું, 'તમારા ઘરમાં આવો તે કેવો કુલાચાર છે! હું તમારી સાથે સૂતી હતી ત્યાં સસરા આવીને મારું પગનું ઝાંઝર કાઢી ગયા. કામગૃહમાં સૂતેલી એવી મને પુત્રવધૂને તેઓ સ્પર્શ જ કેમ કરી શકે?' પતિએ કહ્યું, "સવારે પિતાને હું ચોક્કસ ઠપકો આપીશ. એમની સાઠે બુદ્ધિ નાઠી છે." દુર્ગિલાએ કહ્યું, "એમ નહિ; તમે હમણાં ને હમણાં પિતાને વાત કરો અને સાચુ કરાવો. સવારે તો કહેશે કે હું બીજા કોઇ પુરુષ સાથે સૂતી હતી." પતિએ કહ્યું, 'તેં કહ્યું તે જ સાચું છે. હું બીજું કશું જ માનીશ નહિ.' સવારે દેવદિન્ને ગુસ્સે થઈ પિતાને ઠપકો આપ્યો. પિતાએ કહ્યું, 'રાત્રે એ પરપુરુષ સાથે સૂતી હતી.' દેવદિન્ને કહ્યું, 'એ પરપુરુષ નહોતો, હું પોતે જ હતો.' પિતાએ કહ્યું, 'એ વખતે તું ઘરમાં સૂતો હતો એની મે ખાતરી કરી હતી.' એ વખતે દુર્ગિલાએ કહ્યું, 'આ તો મારે માથે કલંક આવ્યું. હું સહન નહિ કરું. માટે દેવક્રિયા કરાવી હું ખાતરી કરાવી

આપીશ. અહીં ગામમા શોભન યક્ષનુ મદિર છે. એ યક્ષના બે પગ વચ્ચેથી નીકળીને હુ મારુ શીલ સાબિત કરી આપીશ. કારણ કે જે અશુદ્ધ હોય છે તે તેમાથી નીકળી શકતુ નથી.' (૧૩૭-૧૫૫)

દેવદત્તે એ કબુલ રાખ્યુ. દુર્ગિલા નાહીને, શ્વેત વસ્ત્ર ધારણ કરી, ધૂપ, પુષ્પ વગેરે સામગ્રી લઈને યક્ષની પૂજા કરવા પોતાની સખીઓ સાથે નીકળી. તે વખતે એનો જાર, અગાઉથી નક્કી કરેલા સંકેત પ્રમાણે, ગાંડો બનીને બધા વચ્ચે દુર્ગિલાને ગળે વળગ્યો તરત એને ગાંડો ગણી બધાએ હાંકી કાઢયો. દુર્ગિલાએ ફરી સ્નાન કરી, યક્ષની પૂજા કરી યક્ષને પ્રાર્થના કરી કે 'મારે એક જ ભર્તાર છે એ, અને મારે ગળે વળગેલો આ ગાંડો એ બે સિવાય મારા શરીરે બીજા કોઈ પણ પુરુષે સ્પર્શ કર્યો હોય તો હે યક્ષ, તારા પગ વચ્ચે મને ભીડી નાખ; નહિ તો અળગો થઈ મને નીકળવા દે'

આમ દુર્ગિલાએ સત્ય વચન કહ્યુ. એ સાભળી યક્ષ જ્યારે વિચાર કરતો હતો ત્યારે એના બે પગ વચ્ચેથી દુર્ગિલા નીકળી ગઇ. તે વખતે 'એ શુદ્ધ છે' 'એ શુદ્ધ છે' એમ લોકોએ હર્ષપૂર્વક પોકાર કર્યો, અને રાજ્યપક્ષોએ એના કંઠમા ફૂલની માળા પહેરાવી. (૧૫૬-૧૬૬)

**૧૩૯. ભભય સૂતાનઈ**–જેઓ ભયવાળા છે તેઓને ભયને કારણે બહુ ઊંઘ આવતી નથી બીકને કારણે તેઓ તરત જાગી જાય છે. અહીં દુર્ગિલાને માટે કવિએ આ લખ્યુ છે આગળ ૧૪૫મી કડીમા એના પતિ વિશે લખતા કવિ કહે છે કે જેઓનુ ચિત્ત પ્રસન્ન અને ઉપાધિ વગરનુ હોય છે તેને ઊંઘ તરત અને સારી આવે છે

**૧૪૨. અસતિ ચરિત્ર**–ચારિત્ર્યરૂપી સમુદ્રમા અસતી–કુલટા સ્ત્રી માછલી જેવી ચચળ છે.

**૧૬૧ થી ૧૬૪**–આ ચાર કડીઓમા દુર્ગિલા યક્ષને પ્રાર્થના કરતા જે દલીલ કરે છે તે કવિએ આપી છે દુર્ગિલા કહે છે, હે યક્ષ! તુ

જ્યારે અમારે માથે ઉન્મત્ત થાય છે ત્યારે ભગવાન શંકરને પણ છોડતો નથી, તો બીજાની તો વાત જ શી કરવી? તું સસરા જેવો ન થતો. તું ખરેખર સાચો દેવ છે. રાજા પણ ખરું વચન કહેતાં શિક્ષા કરતો નથી. ડાહ્યા માણસોના વચનોનો ભાવ મૂર્ખ માણસ શું સમજે? માટે જ શ્રોતાઓમાં મૂર્ખ અને જ્ઞાની એવા ઘણા પ્રકાર હોય છે. હે યક્ષ! તુ સાચાને સાચો ઠરાવ અને જૂઠાને જૂઠો ઠરાવ. સુબુદ્ધિરૂપી નાવથી સાગરનો જે પ્રવાહ છે તેને આપ તરી જાવ.

## દૂહા (પૃ. ૭૩)

સા–તે; તૂર–તૂર્ય, એક વાજિંત્ર; આદરી–સારી રીતે આવકારી; નૂપુર આકર્ષણતણું–ઝાંઝર કાઢી લેવાનું; અનિદ–અનિદ્રાવાળો, ઊંઘ વગરનો; અનેઉર–અંતઃપુર, જનાનખાનાનો.

પછી તે દુર્ગિલા વાજતે ગાજતે સસરાને ઘેર ગઇ. એના પતિએ એને સારી રીતે આવકારી. દુર્ગિલાએ ઝાંઝર કાઢી લીધાનું કલંક પોતાને માથેથી ઉતાર્યું એથી તે નૂપુરપંડિતા તરીકે ઓળખાવા લાગી. પોતાની પુત્રવધૂએ પોતાનો પરાભવ કર્યો એથી દેવદત્તની ઊંઘ ઊડી ગઈ. ત્યાર પછી એ નગરના રાજાએ આવા ઊંઘ વગરના દેવદત્તને, એ સારું રખેવાળું કરી શકશે એમ લાગવાથી, પોતાના અન્તઃપુરના રક્ષક તરીકે રાખ્યો.

## ઢાલ આઠમી (પૃ. ૭૪)

કુંનાર–મહાવત; સૂંડિ–સૂંઢથી; અસૂરી–કવખતે; ઘૂમિ–ફરીને, ભટકીને; વિસર્જિઉ–છૂટો કર્યો; કિલિંચ–નાની લાકડીઓના ટુકડા; આરોહિઉ–ચઢે; ઇભ–હાથી; આધોરણ–મહાવત; ત્રિપદીછ–ત્રણ પગે; દેવકુલિ–દેવળમાં; દેઉલ–દેવળ; પાહરઈ–પ્રાહરઈ, પ્રાહરિકોએ, રક્ષકોએ; મિંઠ–મહાવત; ફરસ્યો–સ્પર્શ કર્યો; પરિશેવઇ–બાળીનાને; નિજરખ્ય–પોતાની રક્ષામાં રહી, સલામત રહીને; પાવઇ–પાય; નવકાર–નવકાર મંત્ર; 'નમો અરિહંતાણં'–નવકાર મંત્રનું પહેલું પદ; અમર–દેવ; નિર્જરા–કર્મનો ક્ષય; અકામ–ઇચ્છા

વગર; અકામ નિર્જરા–કર્મના ક્ષયની ઇચ્છા ન કરવા છતાં કર્મનો ક્ષય થવો; તટ ધરિ ફિરું–કિનારે મૂકી પાછો ફરું છું; શરથલઈ–શરના છોડના ઝૂથમાં; લીણી–લીન, અહીં મંનાવાના અર્થમાં; વિકુર્વઈ–રૂપ ધારણ કરે છે; સીંચાણો–બાજ પક્ષી; જંબુક–શિયાળ; કુવસ–ખરાબ વંશમાં જન્મેલા, દુર્મતિવાળા; ચુક્ક–ચૂકી; પખાલવા–ધોવા; હતસીલ–ચારિત્ર્યભ્રષ્ટ.

પદ્મસેનાએ જંબૂકુમારને કહ્યું કે હે સ્વામી! હવે આગળ શું બન્યું તે સાંભળો. રાજાની એક રાણી રાત્રે ઊઠીને જોવા લાગી કે આ દેવદત્ત રક્ષક ઊંઘે છે કે નથી ઊંઘતો. રાણી વારવાર આમ જોતી હતી એટલે દેવદત્તે ઊંઘવાનો ઢોંગ કર્યો. એને ઊંઘતો જોઇને તેણે ધીમેધીમે ગોખ તરફ જવા માંડયું. ગોખની નીચે એક હાથી બાંધેલો હતો. એ હાથીના મહાવત સાથે રાણી પ્રેમમાં હતી. ગોખનું એક પાટિયું કાઢી તે બહાર નીકળી. ત્યાંથી હાથીએ એને પોતાની સૂંઢમાં લઈ નીચે મૂકી, કારણ કે હાથીને એ પ્રમાણે મહાવતે શીખવ્યું હતું. રાણી જ્યારે તે મહાવત પાસે ગઈ ત્યારે મહાવતે કહ્યું, 'તું આટલી બધી મોડી કેમ આવી?' આમ કહી એણે રાણીને દાસીની જેમ હાથીની સાંકળ વડે મારી. રાણીએ કહ્યું, 'એમાં મારો વાંક નથી, કારણ કે રાજાએ નવો રખેવાળ રાખ્યો છે તે ઊંઘતો નથી. એને જ્યારે ઊંઘ આવી ત્યારે તે તક ઝડપીને હું આવી છું.' પછી તે મહાવત રાણી સાથે ક્રીડા કરવા લાગ્યો. પાછલી રાતે રાણી હાથી પર ચડી પોતાના આવાસમાં આવી. આ જોઈ તે દેવદત્ત સોની વિચારવા લાગ્યો કે ખરેખર, વિધાતા પણ સ્ત્રીચરિત્ર સમજી શકે એમ નથી. રાજાની સ્ત્રી જેને સૂર્ય પણ જોઈ શકતો નથી તે જો આ પ્રમાણે વર્તતી હોય તો બીજી સ્ત્રીઓની તો વાત જ શી? વળી બીજી સ્ત્રીઓ તો પાણી ભરવા અને બીજાં ઘણાં કામે ઘર બહાર નગરમાં નીકળે છે. તેના શીલની ટેક કેમ કરીને રહી શકે? આમ વિચારી, પોતાની પુત્રવધૂનો વાંક વિસરી જઈ તે નિરાંતે ઊંઘવા લાગ્યો. રાજાની દાસીએ સવારે એને જગાડયો તોપણ તે જાગ્યો નહિ. દાસીએ રાજાને

વાત કરી. રાજાએ કહ્યું, 'કંઈક કારણ હશે! માટે એની મેળે જ્યારે ઊઠે ત્યારે મારી પાસે એને લાવજો.' આમ તે સોની સાત દિવસ સતત ઘસઘસાટ ઊંઘ્યો. જાગ્યા પછી તે રાજા પાસે ગયો. રાજાએ એને અભયવચન આપી એની પાસેથી બધી વાત જાણી લીધી. પછી રાજાએ પ્રસન્ન થઈ રક્ષક તરીકે એને છૂટો કર્યો. ત્યાર પછી દેવદત્ત પોતાને ઘેર જઈને રહ્યો. (૧૦૭-૧૮૧)

હવે રાણીના ચારિત્ર્યની પરીક્ષા કરવા માટે રાજાએ એક લાકડાનો હાથી કરાવ્યો અને બધી રાણીઓને કહ્યું કે આજે મેં એવું સ્વપ્ન જોયું કે બધી રાણીઓએ આ હાથી પર નગ્ન થઈ બેસવું. માટે તમે તે પ્રમાણે બેસો. બધી રાણીઓ તે પ્રમાણે નગ્ન થઈ બેઠી. પરંતુ પેલી રાણીએ કહ્યુ કે 'મને હાથીની બીક લાગે છે.' એટલે રાજાએ તેને કમળ વડે પ્રહાર કર્યો. એથી તે મૂર્ચ્છા ખાઈ નીચે પડી. આથી રાજાએ ખરાબ ચારિત્ર્યવાળી રાણીને પરખી કાઢી. અને પછી એના વાંસે જોયું તો ત્યાં સાંકળના પ્રહારનાં ચિહ્નો હતાં. એટલે રાજાએ એને કહ્યું, 'મત્ત હાથી પર તુ ચડે છે અને આ લાકડાના હાથીથી બીએ છે? સાંકળના મારથી હરખાય છે અને કમળના મારથી તને મૂર્ચ્છા આવે છે?' પછી રાજાએ મહાવતને હાથી સાથે બોલાવ્યો અને તેને હાથી પર સાથે રાણીને બેસાડીને પર્વત પરથી પડવા ફરમાવ્યું. તે પ્રમાણે કરવામાં આવતું હતું ત્યારે લોકોએ પોકાર કર્યો કે 'આવા હસ્તિરત્નનો નાશ ન કરો.' રાજાએ મહાવતને તે પ્રમાણે કહ્યું ત્યારે મહાવતે પોતે બંને માટે અભય વચન માગી હાથી પર્વત પરથી ઉતાર્યો. પછી તેઓ બન્નેને દેશવટો મળતાં તેઓ બીજે ગામ નાસી ગયાં. ત્યાં સાંજે એક સૂના દેવાલયમાં સૂઈ રહ્યાં. અડધી રાતે તે ગામમાંથી નાઠેલો કોઈ એક ચોર ત્યાં આવ્યો. તેની પાછળ પડેલા રક્ષકોએ ચોરને સવારમાં પકડી લેવાના વિચારથી દેવળને ચોતરફ ફરી વળ્યા. પેલા ચોરે દેવાલયમાં ધીમેધીમે ખસતાં ખસતાં અંધકારમાં ઊંઘતા મહાવતનો સ્પર્શ કર્યો; પણ તે જાગ્યો નહિ. પછી રાણીનો સ્પર્શ કરતાં તે જાગી ગઈ

અને વાત કરવા લાગી. રાણીએ કહ્યું તું મારી સાથે ભોગ ભોગવ તો હું તને મારો પતિ છે એમ કહી ઉગારી લઈશ. ચોરને તો એ ગમતી વાત હતી. (૧૮૨-૧૯૨)

સવારે પેલા રક્ષકો મંદિરમાં ગયા અને એ ત્રણમાં કોણ ચોર છે એમ પૂછ્યું. રાણીએ કહ્યું, "અમે તો બીજે ગામ જતાં અહીં રાતવાસો રહ્યાં છીએ. આ મારો પતિ છે." એમ કહી એણે ચોરને બતાવ્યો. રક્ષકોના મનમાં થયું કે જેની આવી લક્ષ્મી જેવી સારી પત્ની હોય તે તો ચોરી ન કરે. માટે આ બાકીનાએ ચોરી કરી હોવી જોઈએ. એમ વિચારી તેમણે મહાવતને પકડી તેને શૂળીએ ચડાવ્યો. ત્યાં ચડેલા મહાવતે તરસ લાગવાથી રસ્તે જતા-આવતાને પાણી આપવા કહ્યું, પણ કોઈએ રાજ્યના ભયને કારણે આપ્યું નહિ. તે વખતે જિનદાસ નામના એક શ્રાવકે એને કહ્યું, "હું તને પાણી આણી આપું છું, પણ ત્યાં સુધી તું 'નમો અરિહંતાણં' એ પ્રમાણે બોલ્યા કર." પછી પાણી આવતું જોઈને 'નવકાર મંત્ર' ભણતો ભણતો તે મહાવત મૃત્યુ પામ્યો, અને અંતસમયે અકામનિર્જરા થવાથી તે દેવતા થયો. (૧૯૩-૧૯૯)

બીજી બાજુ, પેલી કુલટા સ્ત્રી ચોરની સાથે ચાલી નીકળી. વચમાં એક નદી આવી. તે ચોરે તે સ્ત્રીને કહ્યું, 'તારાં વસ્ત્ર અને ઘરેણાં ભારે છે, માટે તે સાથે તને એકી વખતે હું નદી પાર નહિ ઉતારી શકું. માટે તારાં વસ્ત્ર અને ઘરેણાં હું પહેલાં સામે પાર મૂકી આવું, પછી તને લઈ જઈશ. દરમિયાન તું આ શરના ઝાડના જૂથમાં સંતાઈ રહે. પરંતુ એકલી છે માટે બીહતી નહિ.' એમ કહી તે ચોર તેનાં વસ્ત્ર અને ઘરેણાં લઈ, સામે કિનારે જઈ નાસી જવા લાગ્યો. સ્ત્રીએ બૂમ પાડી કહ્યું, "તું મને મૂકીને કેમ જતો રહે છે?" તે ચોરે કહ્યું, "તું નાગી અને એકલી છે એટલે મને રાક્ષસી જેવી લાગે છે અને તું મને ખાઈ જશે એવી બીક લાગે છે." એમ કહી તે નાસી ગયો. આ વખતે દેવતા થયેલા તે મહાવતે

શિયાળનું રૂપ ધારણ કર્યું. તેના મુખમાં માંસ હતું તે છોડી નદીના કિનારે આવેલું માંછલું તે ખાવા ગયું, પણ એટલી વારમાં તો માછલું પાણીમાં ઊંડુ ચાલ્યું ગયું, અને બાજ પક્ષી તેનું માંસ ઉપાડી ગયો. એ જોઈ તે સ્ત્રીએ કહ્યું, "હે શિયાળ! તું માસ અને મીન બંનેથી ચૂક્યો." એટલે તે શિયાળે કહ્યું, "તું પતિને છોડી જારને મેળવવા ગઈ તો તું પણ બંનેથી ચૂકી. તું નાગી આમતેમ શું જોયા કરે છે? ચારિત્ર્યભ્રષ્ટ એવી તારા મોંઢા પર થૂ." પછી તે શિયાળે પોતાનું દેવતાઈ રૂપ પ્રકટ કરી પોતે મહાવત હતો તે જણાવી કહ્યું, "જિનધર્મના પ્રતાપથી હું દેવ થયો છું. માટે તું પણ તારાં પાપ ધોવા ધર્મનો અંગીકાર કર." (૨૦૦–૨૦૧)

## દૂહા (પૃ. ૭૯)

અમર–દેવતા; ઇસ્યા–આવાં; પ્રતિબોધી–ઉપદેશ આપી; સુધી–શુદ્ધ; તાસ–તેની.

આમ તે દેવતાએ તે રાણીને એક સાધ્વી પાસે લઈ જઈ દીક્ષા લેવડાવી, અને શુદ્ધ ધર્મ તરફ વાળી. પછી પદ્મસેનાએ કહ્યું, 'આમ, હે સ્વામી! પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં ઘણાં દૃષ્ટાંત છે. માટે તમે વિષયભોગ ભોગવો. જે મળ્યું નથી એની લાલચે તમે જે મળ્યું છે તે મૂકી ન દો. શિયાળ અને નૂપુરપંડિતા બંનેની વાત તમે જાણી છે.' જંબૂ કુમારે કહ્યું, "હું એવો વિદ્યુન્માલી જેવો અનુરાગની ઘેલછાવાળો નથી. એ વિદ્યુન્માલી-ની કથા સાંભળો."

## ઢાલ નવમી (પૃ. ૮૦)

નગ–પર્વત; વિતાઢ્ય–વૈતાઢ્ય; ખગ–પક્ષી; ધાંખ–ઝંખના, અહીં શ્રમના અર્થમાં; ભાલિ–કપાળે; સુસધાઈ–સારી રીતે સધાય; દ્રંગિ–નગરમાં; ભૂચર–પૃથ્વી પરનાં માણુસો, અહીં ચંડાલોના અર્થમાં; બ્રહ્મવ્રત–બ્રહ્મચર્યનું વ્રત; કારજ–કાર્ય, કામકાજ; કાણ–કાણી; દંતુર–આગળ દાંત નીકળી આવ્યા છે એવી; સાધન–સાધના; માતંગિની–ચાંડાલ સ્ત્રી; વ્રતરૂપ–વ્રત રૂપી વૃક્ષ;

ઉનમૂલિઉ-ઉખેડી નાખ્યું; રાંકિણિ-બિચારી; વર્ષાનઇ-વર્ષને અંતે; ખેચર -આકાશમાં વિહરનારાં, અહીં વિદ્યાધરોના અર્થમાં; બાલવત્સા-નાના બાળકવાળી; ભામિણિ-ભાર્યા, પત્ની; માનસ ઉપનો-માનસ સરોવરમાં જન્મેલો; ખાલ જલિં-ખાળના પાણીમાં; સુરિથત-આચાર્ય.

ભરતક્ષેત્રમાં વૈતાઢ્ય નામનો પર્વત છે. તેના ઉપર ઉત્તરશ્રેણિના કપાળમાં સુંદર તિલકની જેમ શોભતું એવું ગગનવલ્લભ નામનું નગર છે. ત્યાં બે યુવાન વિદ્યાધર મેઘરથ અને વિદ્યુન્માલી રહેતા હતા. તેમણે વિચાર કર્યો કે આપણે ભૂચરોની વસ્તીમાં જઇએ, કારણ કે આપણી વિદ્યા ત્યાં જ સારી રીતે સધાય છે. વિદ્યા મેળવવા માટે વિધિ પ્રમાણે આપણે નીચ કન્યાને પરણીને એક વરસ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇશે. પછી ગુરુની આજ્ઞા માગી તેઓ વસંતપુર નામના નગરમાં આવ્યા અને ત્યાં ચાંડાલોના વાસમાં તેમને પ્રસન્ન કરીને રહ્યા અને કહ્યું કે "અમને ઘરમાંથી કાઢી મૂક્યા છે માટે અમે અહીં આવ્યા છીએ." ચાંડાલોએ કહ્યું, "તમે અહીં સુખેથી રહો. અમે તમને બંનેને કન્યા આપીશું. તમે અમારા જેવું કામ કરો. તમને કોઈ કાંઈ કહેશે નહિ." તેમણે તે પ્રમાણે કાર્ય કર્યું. ચાંડાલોએ તેમને એક કાણી અને એક દાંત બહાર નીકળેલી એવી બે કન્યા પરણાવી. (૨૧૧-૨૧૭)

ત્યાર પછી વિદ્યુન્માલી તે કદરૂપી ચાંડાલકન્યા પ્રત્યે આસક્ત બન્યો અને તેથી કઈ પણ વિદ્યાની સાધના કરી શકયો નહિ. એની પત્ની ગર્ભવતી બની. મેઘરથે બ્રહ્મચર્ય પાળી વરસને અંતે વિદ્યાની સાધના કરી તે સિદ્ધ બન્યો. તેણે ઘરે પાછા જવા માટે વિદ્યુન્માલીને કહ્યું. વિદ્યુન્માલીએ શરમાઇને કહ્યું, "તું સુખેથી જા, કારણ કે તું સિદ્ધ થયેલો છે. હું પાપી છું. મેં વ્રત રૂપી વૃક્ષ ઉખેડી નાખ્યું છે, એટલે મને વિદ્યાનું ફળ ક્યાંથી મળે? આ બિચારી સગર્ભા સ્ત્રીનો ત્યાગ કેમ કરી શકું? અને કરું તો પણ વિદ્યા વગર ઘરે આવવાનો અર્થ શો? હવે ફરી હું વિદ્યા સિદ્ધ કરીશ. માટે બીજા વર્ષને અંતે તું મને તેડવા આવજે." મેઘરથ ઘરે

ગયો. અને બધુંઓએ પૂછ્યુ કે 'તુ એકલો કેમ આવ્યો?' ત્યારે એણે બધી વાત કહી. (૨૧૮–૨૨૨)

વિદ્યુન્માલીની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. વિદ્યુન્માલી વિદ્યાધરોનુ સુખ ભૂલી ગયો અને આને સુખ માનવા લાગ્યો. એની સ્ત્રીએ ફરી ગર્ભ ધારણ કર્યો. વર્ષને અંતે મેઘરથ ફરી આવ્યો અને ફરી ચાલ્યો ગયો. બીજો પુત્ર થતાં વિદ્યુન્માલી સ્વર્ગનાં સુખ કરતાં પણ વધારે ગણવા લાગ્યો. પુત્રના મૂત્રને તે સુગંધી જળ માનતો અને ચાંડાલણી એને મારતી તો પણ તે એને ચાહતો. ફરી મેઘરથ આવ્યો. એણે વિદ્યુન્માલીને સમજાવ્યો, પણ વિદ્યુન્માલી માન્યો નહિ. એટલે પોતે હવે નહિ આવે એમ કહી મેઘરથ ચાલ્યો ગયો. તેણે પિતાનુ રાજ્ય પાળી, પછી વ્રત ધારણ કરી, સુસ્થિત આચાર્ય પાસે દીક્ષા લીધી. (૨૨૩–૨૨૯)

**૨૧૧. મોટો નગ...ધાંખ રે**—ભરતક્ષેત્રમાં અડધા ભરતને પોતાની પાંખ વડે ભરી દે એવો, બરાબર મધ્યમાં આવેલો વૈતાઢ્ય પર્વત છે. કોઈ મોટા પક્ષીની બે વિશાળ પાંખોની જેમ આ પર્વતની ઉત્તર-દક્ષિણ બાજુઓ પ્રસરેલી છે. એટલે કવિ કહે છે કે આ પર્વત માટે 'નગ (પર્વત)' કે 'ખગ (પક્ષી)' બંને શબ્દો વાપરી શકાય એમ છે, કારણ કે એ બે શબ્દો વચ્ચે બહુ અંતર નથી. એટલે કે લિપિભ્રમ–વાંચવાની ભૂલ થઈ હોય તો પણ નગને બદલે ખગ વચાઈ જાય અને વચનની ધાંખ—વચન સાંભળવાની ભૂલ થઈ હોય તો પણ નગને બદલે ખગ સંભળાઈ જાય. આમ આ 'નગ' (પર્વત) દેખાવે મોટા 'ખગ' જેવો છે અને વાંચવા-સાંભળવાની ભૂલને લીધે પણ 'નગ' શબ્દ 'ખગ' જેવો લાગે છે.

### દૂહા (પૃ. ૮૩)

લહિઉ–મેળવ્યું; મીન–માછલી; વિષ–ઝેર; વિષય–કામવાસના; છુહા–ક્ષુધા, ભૂખ; તુક–કડી; પચાલી–દ્રૌપદી; વઢન–વધે; હરિ–ઇન્દ્ર; સુજન–સુજ્ઞાન, જાણકાર.

આમ બુદ્ધિશાળી મેઘરથે સાચુ સુખ મેળવ્યુ અને વિદ્યુન્માલીને મોહના અધકારમા અટવાઈ ઘણા ભવ ભમવુ પડયુ જબૂકુમાર કહે છે, "હે પદ્મસેના! વિદ્યુન્માલી જેમ ભવરૂપી સાગરમા માછલી જેવો બન્યો તેવો વિષયવાસનામા હુ આસક્ત નથી ઝેર અને કામવાસનામા એટલો ફેર છે કે ઝેર ખાવાથી એક વાર મરણ આવે છે, વિષયવાસનાથી ઘણી વાર મરણ આવે છે

છેલ્લી ચાર કડીમા નાના સરખા બે પક્તિના દૂહામા કેટલો અર્થ રહેલો હોય છે તે કવિએ બતાવ્યુ છે એના ભાવાર્થથી ભરેલા દૂહા સાભળતા ભૂખ કે તરસ પણ યાદ આવતા નથી એ સાભળતા ઇન્દ્રના ભાણકાર ગધર્વો પણ તલ્લીન બની જાય છે દૂહામા બહારથી દેખાય છે તેના કરતા પણ ઘણો વધારે અર્થ સમાયો હોય છે, વિષ્ણુ ભગવાને વામનાવતારમા ભરેલા પગલા અને કૃષ્ણે દ્રૌપદીના પૂરેલા ચીર જેમ બહારથી નાના દેખાય છે પણ ખરેખર ઘણા વધારે અને મોટા છે તેમ

## ચતુર્થ અધિકાર

### દૂહા (પૃ. ૮૫)

ઉષધ–ઔષધ; દગત્રિભાગ–નયન-કટાક્ષથી; નાગરિ–નગરમાં વસનારી સ્ત્રી; પામરી–ભીલડી; લોઅણ–લોચન, આંખો; પુન્ન–પૂર્ણ; ઉપદિષ્ટ–ઉપદેશે; નાદરઇ–ન આદર કરે, ન આચરે.

દૂહાની આ કડીઓમાં કવિ શ્રોતાઓને ઉદ્દબોધન કરતાં કહે છે કે બીજી કઈ પણ વાતમાં મન ન પરોવતાં રસપૂર્વક આ કથાનું શ્રવણ કરો. સત્કવિના વચનો અને બીજાનાં વચનોમાં ઘણો ફરક હોય છે. કવિએ કલાચાતુરીથી રજૂ કરેલી જિનવાણી રસિક અને સાચા અધિકારી ભાવિકોના ચિત્તને આનંદ પમાડે છે.

૪. **અક્ષર તેહ જ...પુન્ન**—કવિની વાણી સામાન્ય માણસોની વાણીથી કેવી જુદી પડી જાય છે તે અહીં બતાવ્યું છે. કવિ જે ભાષા વાપરે છે અને સામાન્ય માણસો જે ભાષા વાપરે છે તે એક જ છે. પરંતુ એના શબ્દો ગોઠવવાની કલા કવિની પાસે છે, સામાન્ય માણસ પાસે નહિ. માટે જ કવિની વાણી સહૃદયોના મનને આનંદ પમાડે છે. કવિની અને સામાન્ય માણસની વાણી વચ્ચેનો ભેદ બતાવતા અહીં વનમાં વસનારી ભીલડી અને નગરમાં વસનારી સ્ત્રીનો દાખલો આપ્યો છે. આ બંનેને આંખો છે, છતાં ભીલડી આંખી આંખ ઉઘાડીને સીધી જોશે, જ્યારે નગરની સ્ત્રી નયન-કટાક્ષથી જોશે. ભીલડી ભાવ વગર જોશે, જ્યારે નગરની સ્ત્રી આંખ દ્વારા જ પોતાનો ભાવ વ્યક્ત કરશે.

### ઢાલ પહેલી (પૃ. ૮૫)

પરિ–જેમ; ચંગ–સુંદર; કરસણી–ખેડૂત; ધમઇ–ફૂંકે; નસવઇ–નસાડી મૂકે; વાહર–રક્ષક; સત્રાસ–ત્રાસપૂર્વક; મિંડક–દેડકો; વંચિયા–છેતરાયા; પુરા–

પહેલી વખત; ધંખ–બીક; લકુટ–લાકડી; કરજા–આંગળીઓ; ભીડી–બાંધી દઈને; નતિ–નમસ્કાર; હેત–હેતુ; અરજિઉ–અર્જન કર્યું, પામ્યો; .ામિ–સ્થાને.

પછી કનકસેનાએ કહ્યું કે હે સ્વામી! મારું વચન માનો અને શંખ-ધમકની જેમ વધારે પડતું ન કરતાં, સ્ત્રી પ્રત્યે અનુ ાગ રાખો. તે શંખ-ધમકની કથા સાંભળો! શાલિગ્રામમાં એક ખેડૂત રહેતો હતો. તે રાતદિવસ પોતાના ખેતરનું રખેવાળુ કરતો હતો. માંચડા ઉપર ચડી તે શંખ ફૂંકીને પ્રાણીઓને નસાડી મૂકતો. એક દિવસ ચોરો ત્યાં આગળ ગાયો ચોરીને લાવ્યા હતા. ત્યાં શંખનો ધ્વનિ સાંભળી તેમને લાગ્યું કે ગામના સુભટોનો ગાયો માટે આ શંખનાદ છે. માટે તેઓ ગાયો છોડીને જુદીજુદી દિશા-ઓમાં નાસી ગયા. સવારે ગાયો ખેતર પાસે ચરતી ચરતી આવી તે લઈને ખેડૂતે ગામના લોકોને પાછી સોંપી દીધી. ગામના લોકોએ તેની પ્રશંસા કરી એટલે તે ખેડૂત રોજ રાતે જોરજોરથી શંખ ફૂંકતો એક દિવસ ફરી પાછા ચોરો ગાયો લઈને ત્યાં આવ્યા. ત્યાં તેમણે ફરી શંખનો અવાજ સાંભળ્યો. એટલે તેમને લાગ્યું કે નક્કી કોઈ ખેડૂત ખેતરનું રખેવાળુ કરવા શંખ વગાડે છે. ખરેખર, આપણે પહેલી વાર છેતરાયા. પછી તેમણે રોષે ભરાઈ તે ખેડૂતને મચ પરથી પાડી નાખી લાકડી વડે ખૂબ માર્યો, બાંધ્યો અને નગ્ન કર્યો. બીજા ગોવાળિયા સવારમાં ત્યાં આવ્યા. તેમણે ખેડૂતને આવુ બનવાનુ કારણ પૂછ્યું. ખેડૂતે કહ્યું, 'શંખ ફૂંકો, ફૂંકો, પણ વધારે ન ફૂંકવો, કારણ કે તેમ કરવુ કામ નથી લાગતુ. પહેલી વખત શંખ ફૂંકવાથી મેં જે મેળવ્યું તે વધારે ફૂંકવાથી ચાલ્યુ ગયું. માટે હમેશાં મધ્યમ વૃત્તિ ધારણ કરી બધું કરવુ; પણ અત્યંત કરવું નહિ.' (૬–૨૨)

**૧૩. તે દર મિંડક તેહુ–એ જ દર છે અને એ જ દેડકા છે.** એની એ જ વાત છે. ચોરો ફરી વાર જ્યારે શંખનો અવાજ સાંભળે છે ત્યારે કહે છે કે 'આ તો એનો એ જ અવાજ છે.'

**૧૫-૧૬. ઘસતા હાથ...પ્રચંડ રે**–આ બે કડીમાં કવિએ ચોરો જે રીતે ક્રોધે ભરાઈ ખેતરમા ગયા તેનુ ઉપમાઓ આપી વર્ણન કર્યું છે. તે ચોરો રૂની વાટ કરતા હોય તેમ હાથ ઘસતા-ઘમતા, વાછરડા જેમ ગાયના આંચળને દબાવે તેમ હોઠ અને દાત દબાવતા દબાવતા, હાથી જેમ સૂંઢ પછાડે તેમ લાકડીઓ પછાડતા પછાડતા અને બળદની જેમ ધાન્યના છોડને પાડતા-કચડતા તેઓ ખેતરમા દાખલ થયા. કવિએ અહીં આપેલી આ ઉપમાઓ એમણે શ્રી હેમચન્દ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત્ર'માના 'જંબૂસ્વામી ચરિત્ર'માથી લીધી છે.

**૧૮-૧૯. તાડ્યો...ખેતરે**–પછી ચોરોએ તે ખેડૂતને લાકડીઓ વડે, અનાજના ડૂડાને કૂટે તેવી રીતે માર્યો. જેથી તે પાંચે આગળી મોઢામા નાખી આજીજી કરવા લાગ્યો. તે વખતે જાણે તે ખાતો હોય એવો લાગતો હતો. એ પછી ચોરોએ તેને એની આગળીઓ ભીડીને એવી રીતે બાધ્યો કે જાણે નમસ્કાર કરવા માટે તેણે હાથ ન જોડ્યા હોય. ત્યાર પછી તે ચોરોએ એનાં વસ્ત્ર લઈ લીધાં અને એને પ્રેત જેવો નાગો કરી મૂક્યો, તે જાણે નગ્ન ક્ષેત્રપાલ જેવો લાગતો હતો. અહીં આપેલી આ ઉપમાઓ પણ કવિએ હેમચન્દ્રાચાર્યમાંથી લીધી છે.

### દૂહા (પૃ. ૮૭)

અબ્ર–વાદળ; દિદક્ષા–જોવાની ઇચ્છા; ગુણગન–ગુણસ્થાન; વિનુ–વિના; મુદ્ધિ–મુગ્ધ; અલહત–જાણ્યા વગર.

જબૂસ્વામીએ વાદળના જલ જેવી શીતલ વાણીથી કહ્યું કે હે કનકસેના! બધન વિશે હું જાણુ છુ. હુ તેનાથી અજાણ નથી. માણસો બધ અને મોક્ષની ગતિ જાણ્યા વિના અજ્ઞાન ક્રિયા કરતા હોય છે. એવા અજ્ઞાનીની ક્રિયા ધરની ધૂળ જેવી નિરર્થક છે. જે જ્ઞાન સાથે ક્રિયા કરે છે તે જ મોક્ષમાર્ગનો અધિકારી બને છે. પ્રકૃતિ, દિદક્ષા, વાસના, અંતરનો મેલ, અજ્ઞાન વગેરે બધનમા નાખનાર છે. પરિણામી એવી જીવની યોગ્યતા

અને સાચુ ચિત્તનુ મથન હોય તો જ સઘળી ક્રિયા સફળ થાય છે, નહિ તો મોરના નાચની જેમ એ નિરર્થક નીવડે છે જ્ઞાન વિનાનો વ્યવહાર અને તો ખોટા કરે છે કાચને કોઈ રત્ન કહે પણ અતે તો એ કાચનો કાચ જ રહે છે

જેઓ જ્ઞાનની આ આતર અને બાહ્ય વાત જાણતા નથી, જે મથન અને શુદ્ધિ જાણતા નથી તે પેલા વાનરની જેમ દુ ખ પામે છે

## ઢાલ બીજી (પૃ ૮૮)

વિકિરઈ–ઉડાડે છે, ગુજાહાર–ચણોઠી, પાહણનઈ–પથ્થર વડે, વિલોલઈ–હલાવે છે, દુરિદસ–દુશ્મન, સરિદસ–મિત્ર, જ્દ–દાત, ઊસરઈ–આઘો ખસે છે, સિનાજત–શિલાજિત, પથ્થરમાથી નીકળતુ એક પ્રકારનુ ઘટ્ટ પ્રવાહી જે ઔષધ તરીકે વપરાય છે, ઘામઈ–તાપથી, વિગુસુ–વગડુ, ખરાબ થાઉં, ચાખી–ચાખી

વિંધ્ય નામના પર્વતમા વાદરાઓના જૂથનો ઉપરી એવો એક વાદરો, જાણે વિંધ્યાચળના કુમાર જેવો વસતો હતો બધી વાદરીઓ સાથે તે એકલો જ વિહાર કરતો અને બીજા કોઈ વાદરાને તેમ કરવા દેતો નહિ એમ કરતા કરતા તે કાળક્રમે ઘરડો થયો

એક દિવસ એક વાદરો, પેલા ઘરડા વાદરાને ન ગણકારતા, વાદરીઓ સાથે વિવિધ ચેષ્ટા, ક્રીડા કરવા લાગ્યો તે જોઈને પેલો ઘરડો વાદરો પર્વતની ટોચ પરથી દોડતો આવ્યો અને એણે ક્રોધે ભરાઈ તે યુવાન વાદરાને પથરો માર્યો તેથી તે સિંહ જેવો યુવાન વાદરો 'ઘુરૂ ઘુરૂ' અવાજ કરતો સામો ધસ્યો, અને બન્ને વચ્ચે ઝપાઝપી થઈ તેમા યુવાન વદરાએ પથ્થર વડે ઘરડા વાદરાનુ માથુ ફોડ્યુ ઘરડો વાદરો ત્યાથી નાસી ગયો અને વેદનાને કારણે તરસ લાગવાથી એક સ્થળે શિલાજિતમા તેણે પોતાનુ મોઢુ ઘાલ્યુ પરતુ મોઢુ તેમા ચોટી ગયુ તે મડવા માટે તેણે તેમા હાથ પગ ઘાલ્યા પણ તેથી વધારે ચોટી ગયો અને મૃત્યુ પામ્યો હાથપગ

ધાસા વગર જો તેણે વધારે મહેનત કરી હોત તો કદાચ તે જીવી ગયો હોત. તેની રીતે પ્રથમ (બાળ અવસ્થામાં) જીભના સ્વાદમાં જ લાગેલો માણસ પછી શિલાજિત જેવી સ્ત્રીમાં મગ્ન બને છે અને પછી પાચે ઇન્દ્રિયમાં રચ્યોપચ્યો રહે છે અને મૃત્યુ પામે છે. તેને ધર્મ સહાગે આપી શકતો નથી. પરંતુ મેં બ્રહ્મચર્ય રૂપી અમૃત ચાખ્યું છે એટલે હું માગ બ્રહ્મચર્યને કેમ નષ્ટ થવા દઉં? (૩૧–૪૪)

૨૭. દુન્દિય પખિ...ભીતિ—આ બને વાનરો એકબીજાના દુશ્મન હતા. પરંતુ બે મિત્રો લાબે સમયે મળે ત્યારે જેમ એકબીજાને ભેટે તેમ આ બે વાનરો એકબીજાને દાંત અને નખથી મારવા માટે એકબીજાને જરા પણ બીક વગર વળગ્યા.

દૂહા (પૃ. ૮૯)

અણુપહર્વઈ–પહેર્યા વગર; પાગ–પાઘડી; થવિરા–વૃદ્ધ સ્ત્રી; વિણટ્ઠ–વિનષ્ટ, નાશ પામ્યા; ઇટ્ઠ–ઇષ્ટ.

પછી નમમેનાએ કહ્યું કે હે સ્વામી! અત્યારે તો તમે સમયને અને તમારી ઉંમરને અનુરૂપ એવું ગૃહજીવન સ્વીકારો. વધારે પડતી ઇચ્છા કરવાનું પરિણામ સારું નથી આવતું, માટે તમે ગૃહજીવનનો ત્યાગ કરી વધારે કંઈ મેળવવાનો લોભ ન કરો.

૪૬. કિમ અણુપહર્વઈ—શરીરે પહેરણ તો પહેર્યું ન હોય અને માથે નવી પાઘડી મૂકી હોય તે કઈ રીતે શોભે? તેની રીતે ગૃહજીવન તો તમે માણ્યું ન હોય ત્યાં સંયમવ્રત ધારણ કરવાની વાત કરો તે તમને કઈ રીતે યોગ્ય ગણાય?

૪૭. ચક્રવર્તિ ભોજન...સોઈ—પોતાની એવી શક્તિ ન હોય છતાં મોટા ચક્રવર્તિ રાજા જે ભોજન જમે તેની ઇચ્છા કરવાથી શું વળે? જે માણસ પોતાના ઘરની શક્તિ અનુસાર વર્તે તેને દુઃખી થવાનો કદી વારો આવતો નથી.

૪૮. જેમ એક વૃદ્ધ સ્ત્રી અત્યંત લોભ કરવાથી દુઃખ પામી અને એણે પોતેજ પોતાનો નાશ કર્યો તેમ ઉતરશોમા! તમે અતિ ઇચ્છા કરો નહિ અને ગૃહસ્થપણામાં રહો. એ વૃદ્ધ સ્ત્રીની કથા સાંભળો.

## ઢાલ ત્રીજી (પૃ. ૯૦)

મુક્તિવધૂ–મુક્તિ રૂપા સ્ત્રી; દેઉલ–દેવળ; ઢોઈ–મૂકીને, આગળ ધરીને, સં. ઢૌક પરથી; મંડુંજઇ–કરે છે; તૂઠો–પ્રસન્ન થયો; પોસી–પોષીને; આદ્રણુ–પાતળી પાણીવાળી છાશ; આસ–આશા; સિન–સ્નેહ; આસ–ઓળિયો; સત્રૂકાર–દાનશાળા; અશન ઉતર–જમ્યા પછી; પૂગી–સોપારી; તંબોલ–પાન; ભાજન–પાત્ર, વાસણ; સાંસા–કોદરા બાજરી વગેરે, સ શષ્ય પરથી; કાંસા–એક ધાતુ; નવમોવન–સોનાના નવા; વાલઈ–વાળા; સીધો–સિદ્ધ થયો, ફળ્યો; વિરુઉ–ભૂંડું, ખરાબ; ઠાગઈ–ઠેકાણે; પાતિ–પાસે; દગ–આંખ.

કોઈ એક ગામમાં બુદ્ધિ અને સિદ્ધિ નામની બે વૃદ્ધ સખીઓ રહેતી હતી. તેમાં અત્યંત દુઃખી એવી બુદ્ધિએ ગામ બહાર યક્ષના મંદિરમાં જઈ ભોલક નામના યક્ષની આરાધના કરી. યક્ષ તેના પર પ્રસન્ન થયા. એમણે પૂછ્યું, "તારે શું જોઇએ છે?" તેણે કહ્યું, "એવું આપો કે જે વડે સુખથી જીવું." યક્ષે એને સુવર્ણનો દીનાર મળે એવું વરદાન આપ્યું. એણે કહ્યું, "મારા પગ નીચે તું રોજ એક દીનાર જોઈશ. તે લઈ જજે." એમ રોજ સોનામહોર મળવાથી તે બુદ્ધિની ભીકલ તદ્દન ફરી ગઈ. તેનુ સુખ જોઇને સિદ્ધિને અદેખાઈ આવી. તેણે બુદ્ધિને પૂછ્યું કે 'આવું સુખ તને ક્યાંથી મળ્યું?' સિદ્ધિના મનના ઇર્ષાભાવને ન જાણનારી બુદ્ધિએ ભોલક યક્ષની આરાધનાની વાત કરી. સિદ્ધિએ પણ યક્ષની આરાધના કરી. યક્ષ પ્રસન્ન થયા. સિદ્ધિએ માગ્યું, "બુદ્ધિને જે આપ્યું તેથી બમણું મને આપો." યક્ષે કહ્યું, "ભલે." આ રીતે સિદ્ધિ બુદ્ધિથી બમણું સુખ ભોગવવા લાગી. પછી બુદ્ધિએ ફરી યક્ષની આરાધના કરી અને સિદ્ધિના કરતાં બમણું માગ્યું: આ રીતે બંને વચ્ચે સ્પર્ધા ચાલી. પછી સિદ્ધિને

વિચાર આવ્યો કે 'હું જે માગું છું તેના કરતાં બુદ્ધિ બમણું માગે છે. માટે હવે હું એવું માગું જે એને માટે ખરાબ હોય.' એમ વિચારી એણે યક્ષ પાસે માગ્યું, "મારી એક આંખ કાણી કરી નાખો." પછી બુદ્ધિએ સિદ્ધિ કરતાં બમણું માગ્યું એટલે એણે બંને આંખો ગુમાવી.

માટે હે સ્વામી! મનુષ્યપણાના ભોગ મેળવીને તમે એથી પણ વધારેની—મોક્ષની ઇચ્છા રાખશો તો તે સ્ત્રીની જેમ તમે પણ કષ્ટ પામશો. માટે સંતોષમાં રહેશો તો તમારો યશ ગવાશે. (૪૯–૭૧)

૫૩–૫૯. આ સાત કડીઓમાં કવિએ બુદ્ધિની પૂર્વસ્થિતિ અને યક્ષના પ્રસન્ન થયા પછીની સ્થિતિનું સચોટ ચિત્ર આપ્યું છે. એમાંની કેટલીક કલ્પના કવિએ હેમચન્દ્રાચાર્યમાંથી લીધી છે. કડી ૫૮ અને ૫૯ની કલ્પના કવિની પોતાની છે.

## દૂહા (પૃ. ૯૩)

કમ્બુ–શંખ; કંબુકંઠ–શંખની જેમ ગળામાં જેને વળ પડેલા, રેખા પડેલી હોય છે અને શંખના જેવી જેની મધુરતા હોય છે તેવો કંઠ; આલ મ ઝંખ–એ બધી આળપંપાળને ઝંખીશ નહિ; નઆગુ–નગન; અંસ–ખભો; અલ્પ ખધ–પાતળું થડ; ઊભગ્યો–ઉદ્‌ભગ્ન, કંટાળેલો; વરકુર–ઉત્તમ અનાજ, ચોખા; લાડુ–બે ભાગ જોડેલી ખાજલીમાંથી બનાવેલી ખાદ્ય વસ્તુ; કુભરી–ઘાટ વિનાનું માટીનું વાસણ; ફંદિ–ફાંસીને; વધ્ય–ફાંસીએ ચડાવવાનો હોય તે; મડન–શોભા, શણગાર; સિવસુખ–મોક્ષસુખ; ઘ્રત–ઘી; તસ–તેને; દેવાણુપિઅ–દેવાનુપ્રિય, દેવાનાંપ્રિય, દેવોને પ્રિય એવો; હય–ઘોડો.

દુહાની આ કડીઓમાં જંબૂકુમાર ભવસુખ કરતાં મોક્ષસુખ કેટલું ચડિયાતું છે તે બતાવે છે. તેઓ કહે છે કે "સાંસારિક સુખથી હું કંટાળ્યો છું. મને તો મોક્ષસુખની ઝંખના છે. હાથી પોતાનો ખભો પાતળા થડવાળા વૃક્ષને ઘસતો નથી. ગંગાજળ જેવી અમૃત પીનાર હંસ ખાળના ખારા પાણીની ઇચ્છા કરતો નથી. ઘી ખાવાની હોંશ આંબલી ખાવાથી [illegible]

રીતે પૂરી પડે? ચોખા ખાવાની ઇચ્છા બાજરીથી કઈ રીતે પૂરી થાય? જેમ કોટિ સુવર્ણની ઇચ્છા કોડીથી કે મણિની ઇચ્છા પથ્થરથી પાર પડતી નથી તેમ મારી મોક્ષસુખની ઇચ્છા સંસારના સુખથી કઇ રીતે પાર પડે?

જેમ સોજો આવે એનુ જાડાપણુ ખોટું છે અથવા ફાંસીએ ચડવાનો હોય તેનો (અથવા 'વધ્ય' શબ્દ હોય તો વાંઝણી સ્ત્રીનો) શણગાર નિરર્થક છે તેમ મને વિષયનુ સુખ નિરર્થક લાગે છે. જેણે ઘી ન જોયું હોય તેને તેલ મીઠું લાગે, તેમ જેને મોક્ષસુખની ખબર ન હોય તે ભવસુખમા રાચે છે. દુઃખથી સંસારના બધાં માણસો દૂર ભાગે છે. સુજ્ઞ પુરુષો સુખથી પણ દૂર ભાગે છે. જેમનાં મન શુદ્ધ અને પવિત્ર છે તેમને મન સંસારનાં સુખદુઃખ સરખા છે. જેમ પેલો જાતિવંત, દેવોને પ્રિય એવો ઘોડો આડે માર્ગે ગયો નહિ તેમ હું પણ આડે માર્ગે જનાર નથી. એ ઘોડાની કથા સાભળો."

## ઢાલ ચોથી (પૃ. ૯૫)

જગિ–જગમાં; પિઉ–પીએ; વૃત્ત ખુર–ગોળ ખરી; સુબદ્ધો–જોડાયેલા, સંધિ ન દેખાય તેવા; કૃશ–પાતળુ; કોટિ–ડોક; કેસર–કેશવાળી; પચભદ્ર–પંચભદ્રના ચિહ્નવાળો, પચકલ્યાણી; પૃથુ–પહોળો; ખંધી–ખભો; લઘુશ્રુતિ–નાના કાન; વસતિ–રહેઠાણ; જવસ–યવસ, ઘાસ; હય–ઘોડો; આરોહીનઇ–એના પર બેસીને; લચ્છી–લક્ષ્મી; તારૂ–તરવામા અને તારવામાં સમર્થ; કચ–વાળ; સવિ ગત્રિ વિહાણી–રાત પૂરી થઇ વહાણુ વાયું; અન્નાણી–અજ્ઞાની; પ્રાત–પ્રાતઃકાળે, સવારે; સેવનીક–સેવનીય, સેવા કરવા યોગ; સમાગ્ગ–સુમાર્ગમાં જનારો; વાજી–ઘોડો.

જિતશત્રુ નામે વસંતપુરનો રાજા હતો. તેના રાજ્યમા જિનદાસ નામનો એક ધર્માનુરાગી શ્રેષ્ઠી હતો. રાજાને તેના પર વિશ્વાસ હતો.

એક દિવસ અશ્વપાલો રાજા આગળ અશ્વો લઇ આવ્યા. રાજાએ અશ્વપરીક્ષકને બોલાવી તેમાથી સર્વશ્રેષ્ઠ લક્ષણવાળો અશ્વ બતાવવા કહ્યું. તે પ્રમાણે એક શ્રેષ્ઠ અશ્વ રાજાને બતાવવામાં આવ્યો. રાજાએ એની

કેસરના જળથી પૂજા કરાવી, પછી બીજી પૂજાઓ કરાવી. પછી એનું રક્ષણ કરવા માટે રાજાએ એ અશ્વ ને શ્રેષ્ઠીને સોંપ્યો. શ્રેષ્ઠી ઘોડાનું સારી રીતે રક્ષણ કરતો એની ખાવાપીવાની અને બીજી બધી સંભાળ લેતો. એને પાણી સ્નાન કરાવવા સરોવરમાં લઈ જતો. રસ્તામાં એક જિનમંદિર આવતું ત્યાં એની ત્રણ પ્રદક્ષિણા કરાવતો. આવી રીતે તે શેઠે ઘોડાને એવી ટેવ પાડી દીધી હતી કે ઘર, સરોવર અને જિનમંદિર એ ત્રણ સ્થાન સિવાય ઘોડો બીજે ક્યાંય જાય જ નહિ. (૯૨–૯૩)

આવા શુભ લક્ષણવાળા ઘોડાને કારણે રાજાની લક્ષ્મી ઉત્તરોત્તર વધતી જ ગઈ અને બીજા રાજાઓને એની આણ માનવી પડતી. એ રાજાઓએ વિચાર કર્યો કે 'આ ઘોડાનું કોઈ પણ રીતે હરણ કરવું અથવા તેને મારી નાખવો.' એ માટે એક સામંતે પોતાના મંત્રીને તેમ કરવા કહ્યું. મંત્રી જિનમંદિર તથા મુનિઓને વંદન કરી વસંતપુરમાં જિનદાસને ત્યાં આવ્યો. જિનદાસે તેનું સ્વાગત કરી પૂછ્યું 'તમે ક્યાંથી આવો છો અને શું કામ છે?' તેણે કહ્યું 'હું સંસારથી વિરક્ત થયો છું અને તીર્થયાત્રા કરી ગુરુ પાસે મારે વ્રત લેવું છે.' જિનદાસે એને પોતાને ઘરે રાખ્યો અને સ્નાન, ભોજન વગેરેની બાબતમાં એની સારી આગતાસ્વાગતા કરી. પછી તે કપટી શ્રાવકે ધર્મકથા કહેવી શરૂ કરી. એટલામાં જિનદાસનો કોઈ સગો ત્યાં આવ્યો અને પોતાના ઘરે ઉત્સવ છે માટે આવીને ત્યાં એક રાતદિવસ રહેવા કહ્યું. જિનદાસે તે કબૂલ કર્યું અને પેલા શ્રાવક પર વિશ્વાસ આવવાથી તેને ઘર સોંપી તે ગયા. રાત્રે તે શ્રાવક ઘોડાને લઈને નાઠો, પણ તે ઘોડો, તેણે તેટલો મારવા છતાં જિનમંદિરની પ્રદક્ષિણા કરી સરોવરે જઈ પાછો ઘરે આવ્યો. તેમ કરતાં રાત પૂરી થવા આવી એટલે તે દુષ્ટ નાસી ગયો. સવારે જિનદાસ આવ્યો ત્યારે એણે લોકો પાસેથી સાંભળ્યું કે એના ઘોડાએ આખી રાત દુઃખ સહન કર્યું છે. ઘોડો પાછો આવવાથી જિનદાસને હર્ષ થયો અને પેલાએ ધર્મને બહાને છેતર્યો માટે વિષાદ થયો. પરંતુ ત્યારથી તે ઘોડાને વિશેષ પ્રેમથી રાખવા લાગ્યો; કારણ કે તે આડે માર્ગે

ગયો નહિ તેથી તે વધારે પ્રિય લાગવા માંડ્યો. આમ, શેઠને માટે સુમાર્ગમાં રહેનારો તે ઘોડો વિશેષ સેવનીય, આદરણીય બન્યો. (૯૮-૧૦૬)

**૧૦૯. પ્રેમાં જે...સમાજ રે**–જે માણસને આડે રસ્તે દોરી જવામાં આવે જ્યાં તે ન જાય તે વધારે વહાલો બને છે. અહીં ઘોડાને ઉપાડી જવાનો પ્રયત્ન થાય છે, પરંતુ તે કષ્ટ, માર સહન કરીને પણ પાછો પોતાને રસ્તે ઘરે આવે છે માટે તે ઘોડો શેઠ માટે સેવનીય, આદરણીય બને છે.

## દૂહા (પૃ. ૧૦૦)

ઉતપથ–ખોટો રસ્તો; ચાર–ગતિ કરનાર; નાણ–જ્ઞાન; મિઠ–મિષ્ટ.

જંબૂસ્વામીએ કહ્યું કે પેલો ઘોડો જેમ ઉન્માર્ગે ગયો નહિ તેમ હું પણ ઉન્માર્ગે જનાર નથી. મોક્ષનું પરમ સુખ આપનાર માર્ગ જે જોયો છે તે હું હવે છોડવાનો નથી. આવા દીઠેલા મોક્ષમાર્ગ પ્રત્યે જેને કંટાળો આવે છે તેની અશુભ મતિ દેખાઈ આવે છે. જે આ માર્ગને યોગદૃષ્ટિ, સમ્યક્ દૃષ્ટિથી જુએ છે તે અનુભવનો મીઠો રસ માણે છે. સત્પુરુષો આવા માર્ગનો જ ઉપદેશ આપે છે. સદ્‌ગુરુની કૃપાથી મને આવો માર્ગ જાણવા મળ્યો છે, પછી દીઠેલો માર્ગ છોડીને અજાણ્યા માર્ગે હું શા માટે જાઉં?

## ઢાલ પાંચમી (પૃ. ૧૦૦)

સયણ–સજ્જન; નીકી–ચોખ્ખા, શ્રેષ્ઠ, પસંદ પડે તેવા; અણખી–ઈર્ષ્યા, અળખામણી; ગ્રામકૂટ–મુખી; ખર–ગધેડો; ભામઠ–વિશેષ નામ; રોક–રોકડ, પૈસા; દીઠઈ–દીઠાથી.

પછી કનકશ્રીએ કહ્યું, "હે સ્વામી! અમારું મન તમારા ગુણ પ્રત્યે અનુરાગ ધરાવે છે. માટે તમે પેલા મુખીના પુત્રની જેમ પૂંછડું પકડ્યું તે છોડશો નહિ તો પાછળથી દુઃખી થશો. ગામના મુખીનો એક પુત્ર હતો. તે પિતા વિનાનો દુઃખી હતો. એની માતાએ એને રડતાં રડતાં કહ્યું, "તું કેમ ફિકર વિનાનો થઈને ફરે છે? તારા પિતા તો મહેનત

કરી, કંઈક વ્યવસાય કરી ઘરનુ ગુજરાન ચલાવજો." પુત્રે કહ્યું, "હે માતા! હુ પણ પિતાની જેમ હવેથી કંઈક ઉદ્યમ કરીશ."

એક દિવસ તે ગામને ચૉરે બેઠો હતો ત્યા બંધન તોડી નાસી જતા એક ગધેડાને એણે જોયો ગધેડાનો માલિક એને પકડી શક્યો નહિ એણે લોકોને મદદ કરવા કહ્યુ. કંઈક પૈસા મળશે એવી લાલચે મુખીના તે છોકરાએ ગધેડાને પૂછડેથી પકડ્યો. લોકોએ તેને અટકાવ્યો, પણ તે માન્યો નહિ અને ગધેડાની લાતો ખાતો ખાતો પડ્યો. તેવી રીતે હે સ્વામી! તમે પણ તમારી હઠ નહિ છોડો તો તેવી જ તમારી દશા થશે" (૧૦૦-૧૨૩)

### દુહા (પૃ. ૧૦૩)

કારય-કાર્ય; સાખિઉ-સાક્ષી છે; મુખ-મોક્ષ (મુક્ખ); ગહિલો-ઘેલો.

જંબૂસ્વામીએ કહ્યુ કે હું મારુ કાર્ય સારી રીતે જાણુ છુ. હુ એકમાત્ર મોક્ષની ઇચ્છાવાળો છુ અને મારા તે કાર્ય માટે સજ્જ છુ. હું પેલા પોતાના કામમાં ઘેલા થઈ ગયેલા મોલ્લક જેવો નથી.

### ઢાલ છઠ્ઠી (પૃ. ૧૦૩)

ભુક્તિપાલ-કોટવાલ; કરમ અભિયોગ અરજેઇ-એવું અભિયોગ નામનુ કર્મ બાધ્યું; અરજેઇ-ઉપાર્જન કર્યું; બભણો-બ્રાહ્મણ; અર્વંતી-ઘોડી; વેસ-વેસા; વિધુરુચિ-ચંદ્રની છબી; નિચ-નિશ્ચયના અર્થમાં; લાછિ-લક્ષ્મી; પરવડી-ખરેખર, સ્પષ્ટ રીતે; તે ઘડી દિન-તે ઘડીએ અને તે દિવસે; લવણિમાલિંગિન-લાવણ્યથી આલિંગિત, સૌન્દર્યવાળો; ગોરડી-ગોરી સ્ત્રી; ઓરડી-ઓરડી; પુનય-પુન; શુનક-કૂતરો; કણપેષ સું-અનાજ દળવું, ખાંડવુ; વછેરી-ઘોડી.

એક કોટવાળ પાસે પોતાની પુત્રી સરખી એક ઘોડી હતી. તેણે મોલ્લક નામના એક માણસને તેની સારસંભાળ કરવાનુ સોંપ્યું. તે માણસ ઘોડીને માટે જે સારુંસારું ખાવાનુ મળતું તેમાથી ઘણું પોતે ખાઈ જતો અને થોડુ ઘોડીને આપતો. તે મોલ્લક મૃત્યુ પામી, આવી રીતે કપટ કર્મ

બાંધવાથી તિર્યંચ ગતિમાં ભમીને પછી ક્ષિતિપ્રતિષ્ઠ નામના નગરમાં સોમદત્ત બ્રાહ્મણની પત્ની સોમશ્રીની કૂખે જન્મ્યો. વળી ઘોડી પણ ઘણા ભવ સુધી ભમીને પછી તે જ નગરના કામપતાકા નામની વેશ્યાની પુત્રી તરીકે જન્મી. બંને અનુક્રમે યૌવનમાં આવ્યા. પેલી વેશ્યાની પુત્રી પાટલ નામના ધનવાન પુરુષ સાથે હતી. માલતીની આગળ ભમરા ભમે તેમ ભમવા લાગ્યા. પેલો બ્રાહ્મણ યુવાન પણ કામાસક્ત થઈ કૂતરાની જેમ તેના ઘર આગળ પડ્યો રહેતો. વેશ્યાની પુત્રી તેની બિલકુલ દરકાર કરતી નહોતી, તો પણ કામાગ્નિને લીધે તે દરિદ્ર બ્રાહ્મણ તેને ઘેર નોકર રહી પાણી ભરવાનું, અનાજ દળવાનું, સારથિનું કામ, ખેડૂતનું કામ વગેરે કરવા લાગ્યો. તેને કાઢી મૂકવામાં આવતો કે મારવામાં આવતો તો પણ તે ભૂખ, તરસ, તાડનકષ્ટ વેઠીને પણ તેને ત્યાં રહેતો.

આમ તમે આઠે કન્યાઓ તે ઘોડીની જેવી છો, પણ હું પેલા પુરુષની જેમ તમારી ચાકરી કરવી પડે તેવું અભિયોગ કર્મ નહિ બાંધું. હું તો શાશ્વત સુખની ઝંખના કરનારો છું. (૧૨૭-૧૪૧)

**૧૩૩. યૌવન...તુલ્ય રે**–એના યૌવન અને રૂપ વચ્ચે ભૂષ્ય ભૂષણના જેવો સંબંધ હતો; એટલે કે તેઓ પરસ્પર એકબીજાને શોભાવતા હતા.-એનું યૌવન રૂપ વડે શોભતું હતું અને રૂપ યૌવન વડે શોભતું હતું.

**૧૬૫. મદન...દેહ રે**–તે સ્ત્રીનો દેહ સૌન્દર્યથી ભરપૂર હતો, જાણે સૌન્દર્યથી આલિંગિત ન હોય! તેનો દેહ જાણે કામદેવના શસ્ત્રોને રહેવા માટે ઓરડી સમાન ન હોય. તે ગોરી સ્ત્રી યુવાનોના ચિત્તને ચોરી જનારી, તેમનું આકર્ષણ કરનારી હતી અને કામી જનો માટે તો તે પગમાં બંધન તરીકે બાંધેલી દોરડી જેવી હતી, એટલે કે કામી જનો તેના પ્રત્યેના આકર્ષણને કારણે બંધાયેલા રહેતા હોવાથી તેનાથી દૂર ખસવાની ઇચ્છા કરી શકતા નહોતા. કવિએ આ કડીમાં તે સ્ત્રી માટે છોકડી, ગોરડી, ચોરડી, દોરડી એવા પ્રાસવાળાં વિશેષણો યોજ્યાં છે.

## દૂહા (પૃ. ૧૦૫)

નાહ–નાથ; મકરિ–ન કરો, સાથિ–સાથે નાથે; અટવી–જંગલ; કહણી–બોલવું; કરણી–કામ, નર અવતસ–મનુષ્યોમાં અવતંસરૂપ, શ્રેષ્ઠ મનુષ્ય.

સામાન્ય રીતે કવિ દૂહાની કડીઓમાં જંબૂકુમાર મારફત તત્ત્વજ્ઞાનયુક્ત જવાબ અપાવે છે પરંતુ અહીં દૂહાની કડીઓમાં કમળવતી દ્વારા 'માસાહસ' પક્ષીની કથા રજૂ કરી છે. દૂહાની પંક્તિઓમાં કથા રજૂ કરવાનો કવિએ આ રાસમાં ક્વચિત જ પ્રયાસ કર્યો છે. અહીં એ કર્યો છે તેનું કારણ કદાચ 'માસાહસ' પંખીની કથા એટલી નાની છે કે તેને માટે જુદી આખી ઢાળ યોજવાનું કવિને યોગ્ય લાગ્યું ન હોય. 'માસાહસ' પંખીની કથા આ પ્રમાણે છે: . ·

એક વખત એક માણસ એક મોટા સંઘ સાથે દેશાંતર ચાલી નીકળ્યો રસ્તામાં એક જંગલમાં સંઘે મુકામ કર્યો તે વખતે પેલો માણસ લાકડાં, ઘાસ વગેરે લાવવા માટે એકલો બહાર નીકળ્યો, ત્યારે એણે વનની ગુફામાં સૂતેલો એક વાઘ જોયો. ત્યાં એક પંખી વાઘના મુખમાં દાંતે વળગેલા કકડા લઈને 'મા સાહસ' (સાહસ ન કર) એમ બોલતું અને પછી ઝાડ પર ચડી જતું હતું. આમ પોતે 'સાહસ ન કરો' એમ કહેતું જાય અને પોતે સાહસ કરી વાઘના મુખમાંથી માંસ ખાતું જાય. તે જોઈ પેલો માણસ બોલ્યો 'આ તે કેવી કહણી અને કેવી કરણી?'

પછી કમળવતીએ જંબૂકુમારને કહ્યું, "હે સ્વામી! તેવી રીતે તમે સંસારના પ્રત્યક્ષ સુખનો ત્યાગ કરીને, બીજા પરોક્ષ સુખની ઇચ્છા ધરાવો છો અને તેને માટે તમે તપ કરવા માગો છો તે પેલા 'મા સાહસ' પક્ષીના જેવી વાત છે"

## · ઢાલ સાતમી (પૃ. ૧૦૬)

અપૂરે–પુરાયા વગરનો, દરકાર કર્યા વગર; ગાડર–ઘેટું; નારુન આવું; ઇક્ખુ–શેરડી; વિફલ–ખોટું, નિરર્થક; ઉદત–વૃત્તાંત; કર–હાથ,

એક બાજુ તુ મને વહાલો છે અને બીજી બાજુ મારુ કુટુંબ મને વહાલું છે. મારે માથે એવું સંકટ આવી પડ્યું છે કે એક બાજુ વાઘ છે અને બીજી બાજુ મોટી ખાઈ છે મારુ કુટુબ કાંટાવાળા પલાશના પાદડાં જેવું છે. માટે તુ માન કરવું પડે દવા નાખ અને મદદ માટે બીજે જા. તારુ કલ્યાણ થાઓ." (૧૮૬-૧૯૮)

આમ નિરાશ થઈ તે પ્રણામમિત્રને ત્યા આવ્યો. પ્રણામમિત્રે તેને આવકાર આપ્યો. સોમદત્તે તેને પોતાનો વૃત્તાંત કહ્યો, અને કહ્યું, "રાજાના રાજ્યની હદની બહાર નીકળી જવાની મારી ઇચ્છા છે તો તેમાં તમે મને મદદ કરો." પ્રણામમિત્રે કહ્યું, "તમે ભય ન રાખો. હું તમારી રક્ષા કરવા માટે સાથે આવું છુ." આમ કહી તે પ્રણામમિત્ર બાણનો ભાથો બાંધી અને બાણને તૈયાર કરી એની સાથે ચાલ્યો અને એને સલામત સ્થળે પહોંચાડી આવ્યો.

અહી રહસ્ય આ પ્રમાણે છે: સોમદત્ત તે જીવ છે. નિત્યમિત્ર તે દેહ છે, જેની રોજ સંભાળ રાખવામાં આવે છે છતાં મૃત્યુ પ્રસંગે તે સાથે આવતું નથી. પર્વમિત્ર તે સગાંસંબંધીઓ છે જે સ્મશાન સુધી વળાવવા આવે છે. પ્રણામમિત્ર તે ધર્મ છે, જે સાથે આવે છે અને કલ્યાણ કરે છે. (૧૬૧-૧૭૨)

**૧૫૫.** શકણુ ફૂલ...કુબુદ્ધિ-નિત્યમિત્રે સોમદત્તને કહ્યું કે મૈત્રી એ તો શેરડીનાં ફૂલ જેવી છે. જેમ શેરડીનાં ફૂલનાં વખાણ કરવાં ખોટાં છે, તેમ રાજભય આવે ત્યારે મૈત્રીનાં વખાણ કરવાં અને મિત્રદાવે કશું મેળવવાની આશા રાખવી એ નિરર્થક છે. મૈત્રીનું ફળ તો પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં રહ્યું છે. તો પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને ભોગ આપવા માટે કયો કુબુદ્ધિવાળો તત્પર થવાનો હતો?

**૧૬૩.** ઇક પદ...વોળાવ્યો-નિત્યમિત્રે તો સોમદત્તને ઘરમાંથી જ રજા આપી દીધી. એની સાથે એક ડગલું પણ બહાર આવ્યો નહિ.

પર્વમિત્ર ઘરની બહાર આવ્યો, પણ તે ચોક સુધી વળાવીને ચાલ્યો ગયો.

૧૬૮. સંતનઈ...પવિત્રી–આપણે ત્રણ મત્રોને માટે કહેવાય છે કે સાત પગલાં સાથે ચાલવાથી મૈત્રી બંધાય છે પ્રણામમિત્ર સાથે સોમદત્તને માત્ર રસ્તામાં મળે ત્યારે એકબીજાને પ્રણામ કરવા જેટલો જ સંબંધ હતો. છતાં પ્રણામમિત્ર કહે છે કે "મદદ કરવા માટે બહુ લાંબી ગાઢ મૈત્રીની જરૂર નથી. સંત પુરુષોને સાત ડગલા સાથે ચાલતા મૈત્રી થાય છે. તો આપણી મૈત્રી એ સાચી મૈત્રી જ છે અને તમને મદદ કરી એ મૈત્રીને હું પવિત્ર કરવા અને રાખવા માગુ છુ."

## દૂહા (પૃ. ૧૧૧)

ત્રાણ–રક્ષણ કરનાર; ત્રીછો–તીરછો; ઉરધ–ઊર્ધ્વ, ઊંચો; દ્યાવા–આકાશ; પતઇ–પડે; જલધિ–સાગર; મહી–પૃથ્વી, આસાસઈ–આશ્વાસન કરે છે; સૂરય–સૂર્ય; થિતિ–સ્થિતિ; તાત–પિતા; અખઈ–(સં. आख्याति) બતાવે છે; મગ્ગ–માર્ગ; પરિ–જેમ; અભગ્ગ–અભગ્ન.

દૂહાની આ કડીઓમાં જંબૂકુમાર ધર્મનો મહિમા બતાવે છે. ધર્મને લીધે જ વિશ્વ ટકી રહ્યુ છે, ધર્મને લીધે જ અગ્નિ તીરછો બળતો નથી, પવન ઊંચે ચડી જતો નથી, આકાશ અને પૃથ્વી તૂટી પડતાં નથી (અથવા આકાશ પૃથ્વી પર તૂટી પડતુ નથી), સમુદ્ર પૃથ્વી પર ફરી વળતો નથી, મેઘ વૃષ્ટિ કરીને લોકોના જીવનને આશ્વાસન આપે છે, સૂર્ય અને ચન્દ્ર ઊગે છે અને ઋતુઓ નિયમિત ક્રમે ગતિ કરે છે. ધર્મ પિતાની જેમ આપણને પડતાં બચાવે છે, મિત્રની જેમ માર્ગ બતાવે છે અને માતાની જેમ આપણું પોષણ કરે છે. આવા ત્રણે ભુવનનુ રક્ષણ કરનાર, પરલોકમાં પણ કલ્યાણ કરનાર અવિચલ ધર્મનો ત્યાગ કરીને વિષય વાસનામા રાચવાની ઇચ્છા હું નથી રાખતો.

નામ છે; નાગર-નાગરિકો; કણ આજીવી-કણકણ ભિક્ષા માંગીને ગુજરાન ચલાવનાર; ક્ષિપ્ર-ત્વરિત; નામિ-પોતાનું નામ પણ બોલતાં; ખલાઈ-સ્ખલના પામે છે, અચકાય છે; કારા-કારાગૃહ, જેલ; કુંઆરડી-કુંવારી; ઠાન-સ્થાને, ને બદલે; અક્ષોભતા-સ્વસ્થતા; અટ્ટ-વિશેષ નામ; ગેહિ-ઘરે; અણપુહુચતઈ-પૂરતી નહિ; નેહિ-સ્નેહથી; અશન-ભોજન; પાટ-ખાટલો; થિરમના-સ્થિર મન કરીને, વિકારરહિત; સ્મરવ્યાપ-કામવિકાર; ખંડ-ટુકડા; ખાડ-ખાડામાં; મહી-જમીન; નાચ-અસત્યના અર્થમાં; અવદાત-વૃત્તાંત, કથા.

હવે જયશ્રીએ જંબૂકુમારને કહ્યું, "તમે નાગશ્રીની જેમ ખોટી કથા શું કહો છો? આવો, આપણે યૌવનનો, નરભવનો લ્હાવો લઈએ અને પ્રેમનું અમૃત પીને દુઃખ દૂર કરીએ."

એ નાગશ્રીની કથા સાંભળો. રમણીય નામના નગરમાં કથાપ્રિય નામનો રાજા હતો. તે નગરના લોકો પાસેથી વારાફરતી નવીનવી કથા સાંભળતો. તે નગરમાં એક દરિદ્ર બ્રાહ્મણ હતો. તે અજ્ઞાન અને મૂર્ખ હતો. બોલતાં તેની જીભ અચકાતી હતી. આથી પોતાનો વારો આવતાં તે ચિંતા કરવા લાગ્યો. એની કુંવારી દીકરીએ કહ્યું, 'તમે ચિંતા ન કરશો. હું તમારે બદલે જાઉં છું.' તે નાહીને સજ્જ થઇ રાજાને કથા કહેવા ગઈ. તેને ક્ષોભરહિત જોઈ રાજાને આશ્ચર્ય થયું અને તેની કથા ધ્યાનથી સાંભળવા લાગ્યો. તેણે રાજાને કહ્યું, 'આ જ નગરમાં નાગશર્મા નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ અને તેની પત્ની સોમશ્રી રહે છે. હું તેની નાગશ્રી નામની યુવાન પુત્રી આવેલી છું. માતાપિતાએ ચટ્ટ નામના એક બ્રાહ્મણપુત્ર સાથે મારી સગાઈ કરી. તેઓ એક દિવસ કાંઈક કારણે બીજે ગયાં હતાં ત્યારે તે બ્રાહ્મણ મારે ઘેર આવ્યો. તે વખતે હું એકલી ઘરમાં હતી. એની આગતાસ્વાગતા કરવા માટે ઘરમાં પૂરતી સામગ્રી નહોતી. સ્નાન, ભોજન વગેરે પછી રાત્રે સૂવા માટે તેને ઘરમાં હતો તે એકનો એક ખાટલો આપ્યો. એ જ અમારા ઘરનું સર્વસ્વ હતું. પરંતુ ઘરમાં બહુ

# પાચમો અધિકાર

## દુહા (પૃ. ૧૧૨)

પૂરાઉ–પૂરું, અર્ધ–અડધી, ભાગ–ભાગ, અર્ધ દગધ ઘટ–અર્ધદગ્ધના ઘડાની જેમ, કુંભાર માટીની વસ્તુઓને અગ્નિમા રાખી પકવે અને તે અડધી કાચી અને અડધી પાકી રહી જાય તેની જેમ; અરિ–દુશ્મન; ગજ–હાથી; ગજન–ગાજનાર, પડકાર દેનાર; દયિત–પ્રિયતમ; પદયોજના–શબ્દરચના.

દૂહાની આ કડીઓમા કવિ કહે છે કે જંબૂકુમારની કથા આટલે સુધી તમે સાભળી છે તો હવે તે આખી સાંભળો. અડધી કથા સાંભળવાથી માણસને મનમા અસંતોષ રહી જાય છે; તેને પૂરી કથા સાંભળવી જ ગમે છે. મુગ્ધા સ્ત્રી હોય પણ જો એને પતિ મનગમતો મળી ગયો હોય તો તે તેની સાથે લજ્જા મૂકી પ્રૌઢા જેવી થાય છે, તેમ કવિ પણ જો યોગ્ય અને આશ્વાસન આપનારો મળ્યો હોય તો વાચક પણ મન મૂકીને તેની કવિતા વાંચવા–સાંભળવા તૈયાર થાય છે. સાગ કવિના વચનો તર્ક કે વ્યાકરણની દૃષ્ટિએ ક્વચિત્ દોષવાળાં હોય છે તો પણ સાહિત્યમાં તે સહૃદય વાચક પાસે સુકોમળ અને રસિક બની જાય છે. જેમ પ્રિયતમ બહાદુર હોય અને હાથી અને દુશ્મનોને હરાવે એવો કઠોર શક્તિવાળો હોય તો પણ પ્રિયતમા આગળ તે નમ્ર અને મૃદુ બની જાય છે. સાગ કવિ પદોની યોજના કરે છે, શબ્દોની રચના કરે છે. એણે વાણીનો વ્યાપાર આ રીતે શરૂ કરેલો હોય છે અને એની શોભા વધારવી તે હમેશા તેના જ હાથમાં હોય છે.

## ઢાલ પહેલી (પૃ. ૧૧૨)

હવઇ–હવે; જયસિરિ–જયશ્રી; કૂટ–ખોટી; દોહગ–નરક; પુર–નગર; રમણીય–સુંદર, અહીં વિશેષ નામ તરીકે; કથાપ્રિય–આ પણ વિશેષ

નામ છે; નાગર-નાગરિક; કણ આજીવી-કણકણ ભિક્ષા માગીને ગુજરાન ચલાવનાર; ક્ષિપ્ર-ત્વરિત; નામિ-પોતાનુ નામ પણ બોલતા; ખલાઈ-સ્ખલના પામે છે, અચકાય છે; કાગ-કાગગ્રહ, જેલ; કુઆરડી-કુંવારી; ઠાન-સ્થાને, ને બદલે; અક્ષોભતા-સ્વસ્થતા. ચડ-વિશેષ નામ; ગેહિ-ઘરે, અણપુહુચનઈ-પૂરતી નહિ; નેહિ-સ્નેહથી, અશન-ભોજન, પાટ-ખાટલો; થિરમના-સ્થિર મન કરીને, વિકારરહિત; સ્મરવ્યાપ-કામવિકાર, ખડ-ટુકડા; ખાડ-ખાડામા; મહી-જમીન; નાચ-અસત્યના અર્થમા, અવદાન-વૃત્તાંત, કથા

હવે જયશ્રીએ જમ્બૂકુમારને કહ્યુ, “તમે નાગશ્રીની જેમ ખોટી કથા શુ કહો છો? આવો, આપણે યૌવનનો, નવભવનો લ્હાવો લઈએ અને પ્રેમનુ અમૃત પીને દુખ દૂર કરીએ”

એ નાગશ્રીની કથા સાભળો. ગભીર નામના નગરમા કથાપ્રિય નામનો રાજા હતો. તે નગરના લોકો પાસેથી વારાફરતી નવીનવી કથા સાભળતો. તે નગરમા એક દરિદ્ર બ્રાહ્મણ હતો. તે અજ્ઞાન અને મૂર્ખ હતો. બોલતા તેની જીભ અચકાતી હતી. આથી પોતાનો વારો આવતા તે ચિંતા કરવા લાગ્યો. એની કુવારી દીકરીએ કહ્યુ, ‘તમે ચિંતા ન કરશો. હુ તમારે બદલે જાઉ છુ.’ તે નારીને સજ્જ થઈ રાજાને કથા કહેવા ગઈ તેને ક્ષોભરહિત જોઈ રાજાને આશ્ચર્ય થયું અને તેની કથા ધ્યાનથી સાભળવા લાગ્યો. તેણે રાજાને કહ્યુ, ‘આ જ નગરમા નાગશર્મા નામનો એક અગ્નિહોત્રી બ્રાહ્મણ અને તેની પત્ની સોમશ્રી રહે છે હુ તેની નાગશ્રી નામની યુવાન પુત્રી આવેલી છુ. માતાપિતાએ ચડ નામના એક બ્રાહ્મણપુત્ર સાથે મારી સગાઈ કરી તેઓ એક દિવસ કાઈક કામે બીજે ગામ ગયા ત્યારે તે બ્રાહ્મણ મારે ઘરે આવ્યો તે વખતે હુ એકલી ઘરમા હતી. તેની આગતાસ્વાગતા કરવા માટે ઘરમા પૂરતી સામગ્રી નહોતી સ્નાન, ભોજન વગેરે પછી રાત્રે સૂવા માટે ઘરમા હતો તે એકનો એક ખાટલો આપ્યો એ જ અમારા ઘરનુ સર્વસ્વ હતુ પરતુ ઘરમા બ'

સાપ નીકળતા તેથી હું જમીન પર દેહી ગીને નઈ શકું ? તેથી મન મક્કમ કરીને તેની સાથે ખાટલાના સૂતી, એટલે તેને કામવિકાર થયો પરંતુ શું મને નીધ ને ભોની શક્યો નહિ આની મમનિમારને અટકાવવા જતા તેને ક્રોધ ઉમત્ત થયું અને તેનું તૃયે વધે પણ મને લાગ્યું કે તે માગ તાને મળ્યે મૃત્યુ પામ્યો (૫-૧૮)

હવે આ વાત ગની આગળ કર એટલે મ તેના શમના ટુકડા રી ખાડામા દાટયા અને ઉપર માટી નાખી જમીન નાગખી કરી અને ધૂપ તથા ફૂલની સુવાસ ત્યા પ્રસરાની હવે માન માતાપિતા ઘરે પાછા આવી ગયા' આ કથા સાભળી રાજાએ પૂછ્યું 'હે કુમારિકા! તેં આ કથા કહી તે જૂઠી છે કે સાચી?' કુમારિકાએ કહ્યું, 'જેમ બીજી બધી કથા તમે જાણો છો તેવી આ પણ કથા છે તે જો અસત્ય હોય તો આ પણ અસત્ય છે'

પછી જયશ્રીએ કહ્યું, 'હે નાથ! નાગશ્રીની જેમ બનાવટી વાત કરીને તમે અમને ભ્રમ ભોળવો છો?'' (૧૮-૨૨)

૧૭ ભુજ સૂઈ વ્યાપ-નાગશ્રીએ કથા એવી રીતે અને એવા પ્રકા ની કહી કે જે સાચી હોવાની પ્રથમ દૃષ્ટિએ છાપ પાડે છે અને માટે જ રાજા એ સાભળી એકદમ આશ્ચર્યમા પડી જાય છે પરંતુ આ કથા સાભળતા જ એ ખોટી હોવાની એક પ્રતીતિ અહીં થાય છે નાગશ્રી કહે છે કે ઘરમા માત્ર એક જ ખાટલો હતો અને ઘરમા સાપ બહુ નીકળતા હતા એટલે પોતે તે બ્રાહ્મણની સાથે એ જ ખાટલામા સૂઈ ગઈ, પરંતુ અહીં રાજાને પ્રશ્ન થવો જોઈતો હતો કે જો ઘરમા બહુ સાપ નીકળતા હતા તો રોજ નાગશ્રી અને એના માતાપિતા વગેરે એક જ ખાટલામા સૂઈ રહેતા હતા?

## દૂહા (પૃ. ૧૪૮)

દૂહાની આ કડીમા જમ્બૂકુમાર લલિતાંગકુમારની કથાનો નિર્દેશ કરે છે

## ચોપાઈ (પૃ. ૧૧૫)

આખડલ-ઇન્દ્ર; પુર-નગર; આખંડલપુર-ઇન્દ્રપુરી, અમરાપુરી; આપાઇ-આયુમાં, આત્મામાં; વજ્રાયુધ જિસ્યો-ઇન્દ્ર જેવો; નય ઉલ્લસ્યો-નીતિમા પ્રકાશ્યો, નીતિમાન થયો; ઉદ્દામ-પ્રખર, શ્રેષ્ઠ; સહસ નેન-ઇન્દ્ર; મત્ત-મોટા; વાગણુ-ગોખ; ગંયરતો-પસાર થતો; ધમ્મિલ-કેશ; દ્વિક-બે; ધાર-ધારણ કરતો હોય; ધમ્મિલ્લઇ મસ્તક દ્વિક ધાર-એને માથે એટલા વાળ હતા અને તે એવી રીતે બાંધ્યા હતા કે વાળથી જાણે બે માથાં તે ધારણ કરતો હોય એવો લાગે; પક-ખરલ; પકિલ-ખરલમાં કાલવીને ચોપડવા માટે જાડું તૈયાર કરેલું હોય તેવું; મૃગમદ પકિલ મુછિ ઉદાર-હાથીના મદનો પંક હોય એવી શ્યામ મોટી મૂછો; ધનપતિ-કુબેર; સાથિઉ-સાથી; વૃષભ-બળદ; ઉર-છાતી; પાણિ-હાથ; ગ્રીવા-ડોક; અરુણિત-લાલ થયેલું; તંબોલ-પાન; પતાક-ધજા; લવણિમ-લાવણ્ય, સૌન્દર્ય; મેદૂર-પુષ્ટ, ખૂબ; શ્રીસુત-લક્ષ્મીનો પુત્ર; અનંગ-કામદેવ, મનુ-માનુ, જાણે કે; હેજિ-સ્નેહથી; હિવું-હવું, મણું; નિસ-નિશા, રાત્રિ; સામલી-શ્યામળી, કાળી; વિદ્યુત-વીજળી; રુચિ-તેજ; શ્યામલી-શ્યામલમ્, મલિન, ઝાંખુ; ઘન-વાદળ; ધૈરયની પેટિકા-ધૈર્યની પેટી જેવી; સોહિ સિ પડવડી-શોભાની શી વાત કરવી; અતે ઉર-અંતઃપુર; વડ આસ-મોટી આશા; મુધા-ફોગટ, નિરર્થક; પાડુઆ-પટ, સાગ; ઉદત-વૃત્તાન્ત; મહ-મહોત્સવ; આખેટક-શિકાર; મિસઈ-મિષે, બહાને; સોવિદલ્લ-અંતઃપુરના કંચુકી; કોવિદા-કુશળ; અણુહાણે પાએ-પગમા કશુ પહેર્યા વગર, ઉઘાડે પગે; કૌશિક-ઘુવડ; નવિ કલુ-ન ખૂંપવુ; ઉદંત-વૃત્તાન્ત; શુનક-કૂતરો; વરધા-વગ્માદતો અનુ; ચક્ર-ક્રિયો; પરિખા-ખાઈ; નીર-કિનારે; ગૌપલી-સંતાડી; અભ્યંગ-વિલેપન વગેરે; અશન-ભોજન; આશ્રિઇ-આશ્રયે; રૂઠ-રૂઠી પ્રોંચેલી, ઊગેલી; ઉપનત-નજીક; ભવાભિનંદી-સંસારમાં પરિભ્રમણ કરવાવાળો; માના-અશ

ચોપાઈની આ કડીઓમા લલિતાંગકુમારની કથા કહેવામા આવી છે.

વસંતપુર નામના નગરમા શત્રુંજય નામે રાજાની લલિતાદેવી નામની સુંદર રાણી હતી. તે ચોસઠ કળામા નિપુણ હતી, ઇન્દ્રનું પણ મન હરી લે એવી આકર્ષક હતી. એક દિવસ તે મોટા ગોખમા બેઠી હતી અને નીચે જતાઆવતા લોકોને જોતી હતી. તેમા તેણે એક સુન્દર યુવાનને જોયો. તેને જોતા જ તે રાણી કામવિહ્વળ બની અને પોતાને તે યુવાન કઈ રીતે મળી શકે તેના જ વિચાર કરવા લાગી. તેની એક ચતુર દાસી આ વાત સમજી ગઈ. લલિતાએ પણ તે દાસીને સાધી, તે પુરુષ વિશે ખબર મેળવી લાવવા મોકલી. ખબર લાવી દાસીએ કહ્યું, 'એ યુવાન તે સાર્થવાહ સમુદ્રપ્રિયનો પુત્ર, બોતેર કળાનો જાણકાર લલિતાંગકુમાર છે. તમે કહો તો તમારો બંનેનો મેળાપ કરાવી આપુ.' રાણીએ હા પાડી અને એક શ્લોકવાળો લેખ આપ્યો. દાસીએ તે લલિતાંગને આપ્યો. તે વાંચી લલિતાંગે કહ્યું, 'ક્યાં તે અંતઃપુરમાં રહેનારી રાણી અને ક્યાં હું વણિકપુત્ર?' પરંતુ દાસીએ મદદ કરવાનું વચન આપ્યું. ત્યાર પછી, નગરમાં કૌમુદી ઉત્સવ આવ્યો ત્યારે રાજા મૃગયા રમવા ગયો. તે સમયે લલિતાના વિનોદને અર્થે નવીન યક્ષની પ્રતિમાને બહાને દાસીએ લલિતાંગને અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો.

આ રીતે લલિતા અને લલિતાંગનો મેળાપ થયો. પરંતુ અંતઃપુરના રક્ષકોને શંકા આવી. તેમણે મૃગયાથી પાછા ફરેલા રાજાને વાત કરી. રાજા ઉઘાડા પગે, અવાજ ન થાય એ રીતે અંતઃપુરમા ગયો. પરંતુ દાસીએ રાજાને આવતો જોયો. તરત એણે રાણીને વાત કરી, એટલે રાણી અને દાસીએ લલિતાંગને ઊંચકીને બહાર ફેંકી દીધો. મહેલના પાછળના ભાગમાં આવેલા કૂવા જેવા ખાડામા તે પડ્યો. ત્યાંથી નીકળવાનો માર્ગ નહોતો એટલે લલિતા સાથે ભોગવેલા સુખને યાદ કરતો તે ત્યાં અશુચિના સ્થાનમાં સંતાઈ રહ્યો. તે વિચારવા લાગ્યો કે 'જો કોઈ

પણ પ્રયત્ને આ ખાડામાંથી હું નીકળું તો આવા ભોગમાં હું કદી પડીશ નહિ. ભોગનું પરિણામ મેં અહીં જોઈ લીધું.

પેલી રાણી અને દાસી તેના ઉપર દયા લાવી રોજ કંઇક એઠું ખાવાનું નાખતી. એ ખાઇને કૂતરાની માફક લલિતાંગ પોતાના દિવસો ત્યાં પસાર કરતો હતો. પછી વર્ષાઋતુ આવી એટલે તે ખાડામાં પાણી ભરાઈ ગયાં. એટલે એ પાણીની સાથે તણાઇને કિલ્લાની બહાર આવેલી ખાઈમાં તે આવ્યો. ત્યાંથી તે ખાઇના પાણીએ તૂંબડાના ફળની જેમ ઊંચે ઉલાળીને તેને ખાઈના કિનારે ફેંક્યો. ત્યાં તે મૂર્છા પામીને શબની જેમ પડ્યો હતો, ત્યાં એના સદ્‌ભાગ્યે કુલદેવી જેવી એક ધાત્રમાતાએ એને જોયો. તે એને ગુપ્ત રીતે પોતાને ઘેર લઈ ગઈ. ત્યાં તેના કુટુંબીઓએ તેને સ્નાન, ભોજન વગેરે વડે પાલન કર્યું, એટલે કાપી નાખ્યા પછી ફરી ઊગેલી શાખાની જેમ તે ફરી પાછો સુંદર થયો.

અહીં આ કથાનુ-રહસ્ય આ પ્રમાણે સમજવું: સંસારમાં પરિભ્રમણ કરવાવાળા સર્વ મનુષ્યો લલિતાંગકુમારની જેમ કામભોગમાં રચ્યાપચ્યા રહે છે. વિષયસુખ તે લલિતાંગણીના ઉપભોગ જેવું સમજવું. તે આરંભે મધુર છે, પણ અંતે ઘણું જ ભયંકર છે. ગર્ભવાસ તે ભવરૂપી કૂવાના વાસ જેવો સમજવો. માતાએ જમેલા અન્ન વગેરે વડે ગર્ભનું પોષણ થાય છે. તે એઠા ભોજનના આહારની જેવું છે. ગટરીના કૂવામાંથી ખાળમાં આવવું તે ગર્ભમાંથી યોનિ વાટે બહાર આવવા જેવું સમજવું. કિલ્લાની બહાર રહેલી ખાઈમાં પડવું તે ગર્ભવાસમાંથી નીકળી સૂતિકાગૃહમાં પડવા જેવું છે. ખાઇને કિનારે મૂર્છા ખાઈ પડવું તે યોનિના દ્વારમાંથી બહાર આવેલા જીવની મૂર્છા જેવું સમજવું. ધાવમાતા લલિતાંગને પાળેપોષે છે, તે પૂર્વ ભવના કર્મનું પરિણામ સમજવું.

આમ લલિતાંગકુમારની કથાનું રૂપક અને તેનું રહસ્ય સમજાવ્યા પછી જંબૂકુમાર તે આઠે કન્યાઓને કહે છે, "બોલો, હવે તે લલિતાંગ-

કુમારને ફરીથી લલિતા સાથે ઉપભોગ અર્થે બોલાવે તો તે આવે ખરો? તો પછી વિષયવાસનાનાં કર્મોના વિપાકને જાણનાર એવો હું વિષયસુખ માટે કેવી રીતે ઇચ્છા કરું? જે માણસો આવું પરિણામ જોઈ સંયમ પાળે છે, વૈરાગ્ય ધારણ કરે છે તેઓ જ સાચા યશનો યોગ પ્રાપ્ત કરે છે."

૨૯. સાહસ...મિસઈ–લલિતાદેવી એટલી બધી સૌન્દર્યવતી હતી કે જો તે નયનકટાક્ષ કરે તો પણ હજાર આંખવાળા ઇન્દ્રનું મન હરી લે. તે ચોસઠ કળાની એવી તો જાણકાર હતી કે જાણે તે બધી કળાઓ તેના દેહમાં આવીને વસી હતી. આ રીતે જાણે ચાર ચન્દ્ર તેની સેવા કરવા માટે તેના અંગમાં આવ્યા હોય એવી તે લાગતી હતી, કારણ કે ચન્દ્રની કળા સોળ ગણાય છે. એટલે ચાર ચન્દ્રની કળા ચોસઠ થઈ. લલિતાદેવી ચોસઠ કળાની જાણનાર હતી એટલે કવિએ સંભાવના કરી છે કે જાણે ચાર ચન્દ્ર પૂર્ણ કળાએ તેની સેવા કરવાને બહાને તેનામાં આવીને વસ્યા હતા.

૩૧. ધૂપાયિત...ઘડિઉ–તેણે સુગંધી દ્રવ્યોવાળાં વસ્ત્રો પહેર્યાં હતાં તેથી આખે રસ્તે જાણે ખુબ મઘમઘાટ થઈ રહ્યો હતો. તે એવો તો મોહક કાન્તિવાળો હતો કે તેની આગળ પહેલો કામદેવ તો અદશ્ય જ થઈ ગયો હતો. તે રૂપમાં એટલો ચડિયાતો હતો કે જાણે વિધાતાએ લક્ષ્મીનો પુત્ર ફરીથી બીજો ન ઘડવો હોય!

૩૨. શંકરભાલ...થાઈ–લલિતાંગકુમારના રૂપનું વર્ણન કરતાં કવિ આ કડીમાં વધુ એક ઉત્પ્રેક્ષા કરે છે. તેઓ કહે છે કે શંકરના ભાલમાંથી, ત્રીજા નેત્રમાંથી જે અગ્નિ પ્રકટ થયો તેમાં કામદેવ હોમાઇને ભસ્મરૂપ થઈ ગયો. એ કામદેવનો ફરી અવતાર જાણે હોય તેમ લલિતાંગકુમાર જણાતો હતો.

૩૩. સાત્ત્વિક ભાવ–આપણા સંસ્કૃત રસશાસ્ત્રમાં ભાવ ત્રણ પ્રકારના બતાવ્યા છે: સ્થાયી ભાવ, સાત્ત્વિક ભાવ અને વ્યભિચારી અથવા સંચારી ભાવ આમાં વિભાવ અને અનુભાવ ઉમેરી પાંચ પ્રકારના

ભાવ પણ બતાવાયા છે. શૃંગારના આઠ સાત્ત્વિક ભાવ આ પ્રમાણે છે: (૧) સ્તંભ (અંગોનું હલનચલન ન થવું), (૨) પ્રલય (ભાન જવું), (૩) રોમાંચ (રૂંવાડાં ઊભાં થવાં), (૪) સ્વેદ (પરસેવો થવો), (૫) વૈવર્ણ્ય (ફિક્કા પડી જવું), (૬) વેપથુ (કંપ-ધ્રુજારી), (૭) અશ્રુ, (૮) વૈસ્વર્ય (સ્વર બદલાઈ જવો, સ્વરભંગ થવો).

૪૮. **યદા દૃષ્ટોઽસિ**–હે સુભગ! જ્યારથી મેં તને જોયો છે ત્યારથી દીન એવી હું બધું તારા સ્વરૂપે જ જોઉં છું માટે મારી સાથે સંબંધ કરીને મારા ઉપર કૃપા કર.

૬૨. **ક્ષુદ્રોલોભરતિર્દીનો**–ક્ષુદ્ર, લોભી, દીન, મત્સરવાળો, ભયવાળો, શઠ, અજ્ઞાની અને નિષ્ફળ પ્રવૃત્તિમાં મચેલો માણસ સંસારમાં પરિભ્રમણ કરવાવાળો હોય છે.

## દૂહા (પૃ. ૧૨૨)

તરિણિ–તર્યા; અમ્હ–અમને; તારિ–તારો, ઉદ્ધાર કરો; વાલિમ–વહાલા, નાથ; સાખિ–સાક્ષીએ.

જંબૂકુમારની આઠે પત્નીઓએ એમને કહ્યું, "હે સ્વામી! તમે પોતે તર્યા છો અને અમને પણ તારો. અમે તમારા દેહની છાયા જેવી છીએ, અમને અળગી કરશો તોપણ અળગી થઈ શકીએ એમ નથી. પંચની સાક્ષીએ તમે અમારો હસ્ત ગ્રહણ કર્યો છે. ભોગવિલાસમાં તમે અમને સાથ ન આપો માટે હવે વૈરાગ્યને માર્ગે તો અમને સાથ આપો."

## ઢાલ બીજી (પૃ. ૧૨૩)

સાથ–સાથે; થે–તમે; છાં–છું; હર–શંકર; અંબર–આકાશ; કાઠ–લાકડું; વાસ–સુવાસ; ભૂતિ–રાખ; સૂરય–સૂર્ય; ધરણીધર–શેષનાગ; નલાડિ–લલાટમાં, કપાળમાં; વહ્નિકા–તેજ; વેદિકા–ઓટલો, ચોતરો; ગૌખ–મહેલ; જગતી–કિલ્લો, રસના–જીભ; ધારણા–સંયમની સ્થિરતા; હુના–હો; મેલવ્યું–મેળવો, માનો, સમજો; હઈઈ–હૈયામાં.

આ ઢાલની કડીઓમા આઠે પત્નીઓ ઉપદેશ પામી વિનતી કરતાં જમ્બૂકુમારને કહે છે કે "તમે અમને કોઈ પણ રીતે છોડીને જઈ શકશો નહિ, કારણ કે તમારો અને અમારો સબંધ એટલો બધો ગાઢ છે." આ સંબંધ વ્યક્ત કરવા માટે કવિએ આ ઢાળમા એક પછી એક નવાંનવાં રૂપકો પ્રયોજ્યા છે આઠે કન્યાઓ જમ્બૂકુમારને કહે છે, "જો તમે સિદ્ધ છો તો અમે સિદ્ધિ છીએ; તમે શકર તો અમે આઠ મૂર્તિ, તમે આકાશ તો અમે દિશાઓ, તમે ચદન તો અમે સુવાસ, તમે ચંદ્ર તો અમે ચાંદની, તમે વૃક્ષ તો અમે વેલી, તમે વન તો અમે કેકી, તમે દીપક તો અમે જ્યોતિ, તમે યોગી તો અમે વિભૂતિ, તમે આબો તો અમે મજરી, તમે પકજ તો અમે બાગ, તમે સૂર્ય તો અમે કમળ, તમે રસ તો અમે રગ, તમે ધરણીધર શેષનાગ તો અમે પૃથ્વી, તમે ખેતર તો અમે વાડી, તમે પુરુષ તો અમે વાસના, તમે ભાગ્યરેખા તો અમે લલાટ, તમે સાગર તો અમે નદી, તમે વાદળ તો અમે વીજળી, તમે વડ તો અમે બીજ, તમે સુવર્ણ તો અમે તેજ, તમે રત્ન તો અમે વીંટી, તમે ચપક તો અમે પાખડી, તમે હાર તો અમે મણિ, તમે પ્રાસાદ (મકાન) તો અમે વેદિકા (ઓટલો), તમે મહેલ તો અમે ધ્વજ, તમે દીપ તો અમે કિલ્લો, તમે જીભ તો અમે દાંત, તમે સયમ તો અમે ધારણા, તમે રૂપી તો અમે રૂપ, તમે સાકાર તો અમે સાકારતા છીએ.

આમ હે સ્વામી! અમારા હૃદયની વાત તમે જાણી છે હૃદયમા જે વાત છે તે અમારા હોઠે આવે છે અને તે અમે આવા દૃષ્ટાંતરૂપે કહી છે. અમે તમારી સાથે સંયમ ધારણ કરવા ઇચ્છીએ છીએ. જોકે આરભમા તો અમે સરાગદશામાં સંયમ લઈએ છીએ, પણ પ્રાંતે તે સરાગદશાનો પણ ત્યાગ થશે હે સ્વામી! અમે તમને વધુ શુ કહીએ? તમે તો ચતુર પુરુષ છો, માટે હે સાહેબા, હવે અમને છેહ દેશો નહિ"

## દૂહા (પૃ. ૧૨૫)

દૂહાની આ બે કડીમા જમ્બૂસ્વામીના માતા-પિતા, સસરાઓ અને બીજા

નગાંઓ ઉપદેશ પામી દીક્ષા લેવા તૈયાર થાય છે તેનો ઉલ્લેખ કવિએ કર્યો છે.

## ઢાલ ત્રીજી (પૃ. ૧૨૫)

શકટ–ગાડાં; જોત્રાવજો–જોડાવજો; ક્યાણાં–કરિયાણાં; અટવી–જંગલ; બોલાવજો–વળાવો, પાર કરાવો; ચોરી–ચોરની; ડેરા–પડાવ; જનાવજો–જણાવજો; પ્રણિધિ પ્રવૃત્તિ–યોગનાં વિશેષ નામો; વિરાજયો–પ્રકાશવું, શોભવું; વિઘ્ન, જય અને સિદ્ધિ–યોગનાં વિશેષ નામો; જસ–જેને; અર્થા–મેળવવાની ઇચ્છાવાળા; અપ્પા–આત્મા; થાપજો–સ્થાપજો; મુક્તિ પાટણ–મોક્ષરૂપી નગર; અવધારજો–ધ્યાનથી સાંભળજો.

આ ઢાલમાં કવિએ રૂપકશૈલીથી નિરૂપણ કર્યું છે. જમ્બૂકુમારને અહીં સાર્થવાહ–સંઘપતિ તરીકે ઓળખાવવામાં આવે છે. એ સંઘ કેવો છે? કવિ કહે છે, સંયમ અને શીલરૂપી ગાડાં જોડાવજો, પુણ્યરૂપી કરિયાણાં તેમાં ભરાવજો, વેપારીઓને સાથે બોલાવજો અને ભવરૂપી જંગલમાં તેમને વળાવજો, પાર ઉતારજો. સાર્થવાહનું નામ તમે ધરાવજો, પેટીમાં ભાવનારૂપી ધન ભરાવજો, દરેક વસ્તુના ભાગમાં અમને લાભ કરાવજો, ચોરની બીકથી અમને બચાવજો, ચારિત્ર્ય અને ધર્મરૂપી સૈનિકો રખાવજો અને સંઘના માણસોને એ પ્રમાણે પોતાનું રક્ષણ કરવાનું શીખવજો; માર્ગમાં વિષયરૂપી જે ઝેરી ફળ આવે તે તરફ અમારું લક્ષ ખેંચજો અને અનુભવરૂપી અમૃત અમને ચખાડજો; અધ્યાત્મના પડાવ નાખજો; વૈરાગ્યની વાડ કરાવજો; જ્ઞાનના સંગીતના જલમાં ડગવી તેના આનંદનો અનુભવ કરાવજો; જંગલમાં પણ મંગલ બનાવજો; પ્રણિધિ પ્રવૃત્તિ વિચારી, 'વિઘ્નજય'માં આવતા વિઘ્નો દૂર કરી સાચું સુખ અમને અપાવજો; જેની પાસે જે ન હોય અને એને જેની જરૂર હોય તે તેને અપાવજો; આ પ્રમાણે સંઘ કાઢી તમે પોતાની કીર્તિ ત્રણે ભુવનમાં પ્રસરાવજો અને આત્માને ગુણમાં સ્થાપજો; ગણધરનું પદ યાદ કરજો અને મોક્ષરૂપી નગરીમાં પધારજો. હે સાર્થવાહ, સંઘપતિ! અમારી આ વિનંતી લક્ષમાં રાખી તમારું સાર્થવાહનું બિરુદ શોભાવજો, યશસ્વી બનાવજો.

## દુહા (પૃ. ૧૨૬)

દુહાની આ કડીમા કવિએ પ્રભવની ઉક્તિ મૂકી છે. પ્રભવ જંબૂકુમારને કહે છે, "હે મિત્ર! હુ માગ માતાપિતાની રજા લઈ ઉતાવળે આવુ છુ; હુ તમારી સાથે જ દીક્ષા ગ્રહણ કરીશ.'

## ઢાલ ચોથી (પૃ. ૧૨૬)

જગતાર–જગ મા તારનાર; ચારિત્ર–ચારિત્ર; વારૂ–સારો; સાસો–આપત્તિ, મુશ્કેલી, તીત–ભૂતકાળ; અનાગત–ભવિષ્યકાળ; ઘગ્યું–વાજેલું; દવવડિ–વેગથી; લગન–મુહૂર્ત; બદીખાણઇ–જેલમાં; ગંધિ–લાગ, તક; વેલા–વખત; નેહઈ–સ્નેહને લીધે, અહીં ધિક્કારના અર્થમાં; તિલ–તલ; વેલુ–રેતી; સસનેહુ–માખણની ચિકાશવાળુ; દધિ–દહીં; મથિઇ–વલોવાએ; ધકણુ–રો ડી; રાહુસું–સાધુ પ્રત્યે; સુકૃત–પુણ્ય; મૃત્યુંજય–મૃ યુને પાછું ઠેલવા મારનો એક મત્ર; જપઇ–જપ કરવાથી; પૂંઠિ–પાછળથી; સુહત્થી–સારો હાથી; ચૂરઈ–ચૂરે, ભાંગે.

આ ઢાલની કડીઓમાં જંબૂકુમારે માતાપિતાની અનુના માગવા જતા પ્રભવને જે ઉપદેશાત્મક વચનો કહ્યાં તેનું નિરૂપણ કવિએ કર્યું છે.

જબૂ કુમાર કહે છે, "હે સાચા મિત્ર! ચારિત્ર જ આ જગતમા આપણને તારનાર વસ્તુ છે. માટે તે ગ્રહણ કરવામાં વિલબ ન કરવો. આ એવી બાબત છે જેમાં કઈ ઉધાર રાખવામાં ફસાવા જેવું છે. માટે ભૂતકાળ અને ભવિષ્યકાળને નહિ પણ વર્તમાનકાળને જ્ઞાની પુરુષો મહત્ત્વનો પ્રમાણે છે. સાત નયમાથી 'ઋજુ સૂત્ર' નય વર્તમાનકાળને જ પ્રમાણ ગણે છે. ચઢતા ભાવે આવતી શ્રદ્ધા વખાણવામાં આવે છે. ચારિત્ર યાવજ્જીવન સુધી પાળવું એવી જિનવાણી છે. જેઓ પોતાને ધર્મકાર્યમાં વેગથી નિયુક્ત રાખે છે તેઓ જિનશાસનમા શોભે છે. જેલમાં પડેલો માણસ મુહૂર્ત જોવા બેસતો નથી. એ તો જ્યારે તક મળે ત્યારે તેમાથી નીકળી જાય છે. હે પ્રભવ! તું કુટુંબના સ્વજનોને મળવા જાય છે, પણ તેમાં

ચઢીને; ભૂગલ, ભેરી, નફેરી, વેણ, વીણ, લલિતાવિલ, કસાલ, સરણાઇ–આ બધા વાજિંત્રાના નામો છે; ચાલી–ચઢન; વદ્દલ–વાદળા; મદ્દલ–માર્દલ, એક વાજિંત્ર; તુરગમ–ઘોડા; કસમેરી–કાશ્મીરી; પચભદ્ર–પંચકલ્યાણી, ઉત્તમ લક્ષણોવાળા; કુંજર–હાથી; સનિર્ઝ –ઝ ખોવાળા; શલ–પવન; ધારી–બળદ; ધવલ–સફેદ; મદમુદિત–આનંદિત; સુખાસન–પાલખી; ચાટુકાર–ખુશામત કરનારા; ગ્રહ–ધરનાર, ધારણ કરનાર; અસિ–તલવાર; કુંત–ભાલો; ફલક–પાટિયા, ચિત્રો માટે; નર્મકાર–મશ્કરી કરનારા; રતિકાર–આનંદ કરનારા; તિલ–તલ; ચઉઆરી–ચોબારી, ઓસરી કે ઝરૂખા જેવો ભાગ; તૂર–એક વાજિંત્ર; વલ્લભ–વહાલા; કલિ–કલહ, ઝઘડો; જામાતા–જમાઈ; કજ્જલ–કાજળ; સનૂર–સતેજ, ખરેખર; કટિમેખલ–કંદોરો; શ્રોણી–કમર; વિપર્યય–બદલાઈ જાય; નેઉર–ઝાંઝર; ભુજવલ્લિ–હાથે; ઊઢણ–માથે ઓઢવાનું વસ્ત્ર; માનુ–જાણે કે.

આ ઢાલમાં કવિએ શ્રી જંબૂકુમાર દીક્ષા-મહોત્સવ માટે નીકળે છે એ પ્રસંગનું અત્યંત મનોહર વર્ણન કર્યું છે.

**૧૨૩-૧૨૪-૧૨૫**–જંબૂકુમાર સ્નાન અર્ચન વગેરે કરે છે અને વસ્ત્રાલંકાર ધારણ કરે છે તેનું વર્ણન આ ત્રણ કડીમાં કરવામાં આવ્યું છે. કપૂર માટે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જંબૂકુમારના ચિત્તમાં જે શુક્લ ધ્યાનનું પૂર આવ્યું છે તે ત્યાં માતું નથી માટે તે કપૂર રૂપે બહાર આવ્યું છે. જંબૂકુમારના આ પ્રસંગે જંબૂદ્વીપનો અધિષ્ઠાતા દેવ અનાદત પણ એમના સાંનિધ્યમાં રહેલ છે તેનો ઉલ્લેખ પણ કવિએ કર્યો છે.

**૧૨૬**–આ કડીમાં જંબૂકુમાર પાલખીમાં બેસી આવે છે અને રસ્તામાં યાચકોને ઘણાં દાન આપે છે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. છેલ્લી પંક્તિમાં વાજિંત્રોના મંગલ ધ્વનિનો ઉલ્લેખ કર્યો છે અને એનું વર્ણન આ પછીની બે કડીમાં કરવામાં આવ્યું છે.

**૧૨૭-૧૨૮**–આ બે કડીમાં ભિન્નભિન્ન વાજિંત્રોના મંગલ ધ્વનિનું, નર્તનનું અને ભાટ લોકોએ ગાયેલી બિરુદાવલીનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧૨૯—આ કડીમા દીક્ષાના વરઘોડામા આગળ જે જુદાજુદા દેશના સુપ્રસિદ્ધ ઘોડાઓ પર સવારો બેસીને જઈ રહ્યા છે તેનુ ચિત્ર આપ્યુ છે

૧૩૦—હાથી, અગાડી, રથ અને મગલ ગીતો ગાનારી સ્ત્રીઓનુ ચિત્ર

૧૩૧-૧૩૨—સૌભાગ્યવતી સ્ત્રીઓ નવા વસ્ત્રો ધારણ કરી મગલ ગીતો ગાય છે ગામ અને આસપાસના લોકો આનદિત થતા છે વિવિધ પ્રકારના માણસોનો એટલો બધો મેરો મેળો જામ્યો છે અને એટલી બધી ભીડ ત્યા થઈ છે કે તલ ઉછાળ્યા હોય તો તેના દાણા રસ્તા પર ન પડે ધરતીનો એકે એક કણ અત્યારે પથ બન્યો છે, એટલે કે રસ્તા તરીકે ન વપરાતી એવી જગાએ પણ અત્યારે માણસો ચાલી ગયા છે એટલી બધી ભીડ ત્યા જામી છે

૧૩૩થી ૧૩૯—આ ૭ કડીમા કવિએ જમ્બૂકુમારને જોવા માટે ઘેલી બનેલી સ્ત્રીઓનુ રસિક ચિત્ર આલેખ્યુ છે આવુ કેટલુક ચિત્ર કાલિદાસ વગેરે સસ્કૃત કવિઓની કૃતિઓમા અને પ્રેમાનદ વગેરે મધ્યકાલીન ગુજરાતી કવિઓની કૃતિઓમા જોવા મળે છે વાજિત્રોના અવાજ સાભળીને ઉત્સવ જોવા માટે ઉતાવળી બની બારીએ કે ઝરૂખે આવેલી સ્ત્રીઓમા કોઇકે કપાળમા અડધો જ ચાદલો કર્યો છે, કોઇએ એક જ આખ આજી છે, કોઇએ એક જ ઝાઝર પગમા પહેર્યુ છે, કોઇએ એક પગ જ ધોયો છે, કોઇકે કચુકી અડધી જ પહેરી છે, કોઇક ગાલે કાજળ ચોપડે છે અને કસ્તૂરી આખે ચોપડે છે, કોઇક ચદન પગે લગાડે છે અને અળતો છાતીએ લગાડે છે, કોઇક કદોરો ગળે પહેરે છે અને હાર કમરે પહેરે છે, કોઇક ઝાઝર હાથે પહેરે છે અને કગન પગે પહેરે છે, કોઇકના પહેરવા ઓઢવાના વસ્ત્રમા ગોટાળો થઈ જાય છે, કોઇક ઘીના ગાડવાને પાડવા લાગે છે, સ્ત્રીઓને બાળકની જેમ જોવાનો રગ અત્યારે જાગ્યો છે કોઇક સ્ત્રી પોતાના રડતા બાળકોને રસ્તામા મૂકી દે છે અને પારકા બાળકોને પોતાના માની તેડી લે છે, કોઇકના વસ્ત્રો શિથિલ થઈ જાય છે, કોઇકને માથેની ઓઢણુ ખસી જાય છે, અને તેથી પરિણીત

તત્ત્વ લઈ શકાય); મુનિ–૭ (સપ્તર્ષિ); ઉડુપતિ–ચન્દ્રમા-૧; ખંભનયર–ખંભાત નગર.

પાચમા ગણધર શ્રી સુધર્મા સ્વામીએ પચાસ વર્ષની વયે દીક્ષા લઈ પાપકર્મોનું નિવારણ કર્યું. ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની સેવા કરી તેઓ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણકાળ પછી બાર વર્ષ છદ્મસ્થપણે રહ્યા. આ રીતે બાણુ વર્ષ પછી એમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું અને કેવળી અવસ્થાનાં આઠ વર્ષ મળીને કુલ સો વર્ષનું આયુષ્ય તેમણે ભોગવ્યું. પોતાનું આયુષ્ય પૂર્ણ થવા આવ્યું જાણીને એમણે જંબૂસ્વામીને પોતાના પદે ગણધર તરીકે સ્થાપ્યા. જંબૂસ્વામી પણ ભવ્ય જીવોને ઉપદેશ દેવા લાગ્યા.

શ્રી મહાવીર સ્વામીના નિર્વાણથી ચોસઠ વરસે શ્રી જંબૂસ્વામી પોતાના પદે પ્રભવ સ્વામીને સ્થાપી, પોતાનાં કર્મોનો ક્ષય કરી મોક્ષપદ પામ્યા. આવા પરમ મુનિવર શ્રી જંબૂસ્વામીના ગુણોનું સ્મરણ કરનારની, એનું સંકીર્તન કરનારની આધિ, વ્યાધિ અને ઉપાધિ દૂર થાય છે. એને સાચા સુખની સમાધિ મળે છે. શ્રી જંબૂસ્વામીના ગુણોનું નિરૂપણ કરતો આ રાસ જે વાચશે તે પોતાનાં પાપને ખપાવી મંગલ સુખ પ્રાપ્ત કરશે.

૧૫૨ અને ૧૫૩મી કડીમાં કવિ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી પોતાની ગુરુપરંપરા જણાવે છે. એ પછીની કડીમાં કવિ રચનાસાલ અને રચનાસ્થળ જણાવી આ રાસ પૂરો કરે છે.

**૧૪૯. શમરતિ કામગવી**–શ્રી જંબૂસ્વામી વિશે લખતાં કવિ કહે છે કે ગણધરનું પદ સ્વીકાર્યા પછી શ્રી જંબૂસ્વામી લોકોને પ્રતિબોધ આપવા લાગ્યા. તેમના કાર્યથી જિનશાસનમાં તેમની શોભા વધવા લાગી. તેઓનું મન ઉપશમમાં જ સતત રહેલું હતું. આવી રીતે ઉપશમમાં રાગ રાખનાર એવા તેઓ જાણે કામધેનુને દોહતા હતા એટલે કે પોતાની ઇચ્છા પ્રમાણે ફળ મેળવતા હતા.

**૧૫૮. નંદ તત્ત્વ**-કૃતિની રચનાસાલ આકડાઓમા ન લખતા આવી રીતે શબ્દો દ્વારા વ્યક્ત કરવાની પ્રથા આપણા મધ્યકાલીન ગુજરાતી કવિઓમાં, વિશેષતઃ જૈન કવિઓમાં જોવા મળે છે અહીં કવિએ આ રાસની રચનાસાલ ૧૭૩૯ છે તે નંદ (૯), તત્ત્વ (૩), મુનિ (૭) અને ઉડુપતિ (૧) એ શબ્દો દ્વારા વ્યક્ત કરી છે. અમુક અમુક સુપ્રસિદ્ધ વસ્તુઓની સંખ્યા નિશ્ચિત હોય છે. સંખ્યાને બદલે એવા શબ્દો કવિ મૂકે છે. કેટલીક વાર આવા શબ્દો એકમ, દશક, સો અને હજાર એવા ક્રમમા કવિ મૂકે છે અને કેટલીક વાર હજાર, સો, દશક અને એકમ એવા ક્રમમાં પણ મૂકે છે. અહીં કવિએ એકમ, દશકના ક્રમમા એ શબ્દો મૂકયા છે. સંદર્ભ પરથી એ સમજવાનુ હોય છે. અહીં રચના સાલ ૯૩૭૧ તરીકે આપણે લઈ શકીએ એમ નથી એટલે એ ૧૭૩૯ છે એમ સમજી લેવાનુ છે. ક્વચિત્ બને બાજુના છેલ્લા આકડા એકની સખ્યાથી શરૂ થતા હોય તો આની રીતે લખાયેલી સંખ્યામા ગેરસમજ થવાનો સંભવ રહે, પણ ત્યાં કવિ એનો ક્રમ જણાવે છે અથવા શબ્દને બદલે સંખ્યામાં લખે છે.

આવી રીતે શબ્દ દ્વારા સંખ્યા સૂચની રચનાસાલ આપવાના બીજાં એક બે ઉદાહરણો જુઓ:

જૈન કવિ શ્રી જીવરાજવિજયજીએ પોતાની ચોવીસીની રચનામા અને તેની રચનાસાલ નીચે પ્રમાણે જણાવી છે:

શશિ મુનિ શંકર લોચન, પરવત વર્ષ સોહાયા;

ભાદો માસની વદિ આઘા ગુરુ, પૂર્ણ મગલ વરતા ॥ રે.

અહીં શશિ=૧; મુનિ=૭; શકર લોચન=૩; અને પરવત=૮. એ પ્રમાણે સીધા ક્રમમા સંખ્યા લેવાની છે અને તે મુજબ આ ચોવીસીની રચના સં. ૧૭૩૮ થાય છે.

બીજા એક જૈન કવિશ્રી આણંદવર્ધને પોતાની ચોવીસીની રચનામાં અને તેની રચનાસાલ નીચે પ્રમાણે જણાવી છે:

આદિત કુલગિરિ ચંદ્રમા, સંવત ખરતર વાણ;
ચઉવીસે જિન વીનવ્યા, સાતમ દિન મન આણ.

અહીં છે તેથી સંખ્યા લેવાની છે, પણ ગોઠવવાની છે સીધા ક્રમમાં. ચંદ્રમા=૧; કુલગિરિ=૬; અને આદિત (સૂર્ય)=૧૨. એટલે આ ચોવીસીની રચના સં. ૧૬૧૨ થાય છે.

આમ કવિઓ વિવિધ રીતે રચનાસંવત આપે છે. પરંતુ સામાન્ય રીતે अङ्कानां वामतो गतिः । એ ન્યાયે છેલ્લેથી એની સંખ્યા લઈ તે સીધા ક્રમમાં ગોઠવવામાં આવે છે અથવા પહેલેથી સંખ્યા લઈ તે ઊલટા ક્રમમાં ગોઠવવામાં આવે છે.

| પૃષ્ઠ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૯ | ૧૬૨ | દશ મરનક | દશમરનક |
| ૧૧૪ | ૧૫ | અણુ પુહુચતઈ | અણુપુહુચનઈ |
| ૧૨૪ | ૯૦ | મેલ જ્યુ | મેલજ્યુ |
| ૧૨૯ | — | ઢાલ ૬ | ઢાલ ૫ |
| ૧૩૧ | ૧૩૨ | કોઈઅ પંથ | કોઈ અપથ |
| ૧૩૨ | — | ઢાલ ૭ | ઢાલ ૬ |
| ૧૩૫ | — | ઢાલ ૮ | ઢાલ ૭ |
| ૧૪૭ | પંક્તિ ૬ | સમ્યકૃત્વ | સમ્યકત્વ |
| ૧૬૨ | ,, ૨૨ | સુધા | સુધી |
| ૧૭૪ | ,, ૩ | સૈનિક | અનિકે |
| ૧૭૬ | ,, છેલ્લી | ક્ષઅત | અક્ષત |
| ૨૨૮ | ,, ૨૦ | ઘરે | ઘર |
| ૨૩૯ | ,, ૮ | જોડું | જાડું |